(સ્વ.) ત્ર્યંબકલાલ જોશી સ્મારક ગ્રંથમાળા પુસ્તક ૩ જું.

# અઠંગ ઉઠાવગીર

અથવા

# તરકટી ટોળી.

( ડિટેકટીવ–સચિત્ર–નવલકથા. )

( સંપૂર્ણ. )

## ( ભાગ ૨ જો. )

પ્રયોજક

(સ્વ૦) ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

પ્રકાશક

લાભશંકર જીવરાજ જોશી.

( માળીલા, તા. અમરેલી. )

હાલ અમદાવાદ.

અમદાવાદ:–

ધિ અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમીટેડમાં શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું.

કિંમત રૂ. ૨–૦–૦

પ્રથમાવૃત્તિ ] પ્રત ૧૦૦૦ [ ઈ. સ. ૧૯૨૨

સંવત્ ૧૯૭૮

"આપણે ભારતવાસીઓ પ્રચંડ દુઃખો સહન કરનારા-છીએ. આપણે સામાન્યજાતિ નથી, આપણે તે માતાના સંતાનો છીએ કે જે પોતાના પતિઓની પાછળ પરલોકમાં જવા માટે હસતી હસતી ચીતાઓ પર ચઢતી હતી."

"અરવિન્દ ઘોષ"

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસ કે હિત કે કારને, હમ કુછ ન કુછ કર જાયેંગે.

"રાષ્ટ્ર ગીત"

"આખી દુનિયાની સાથે મિત્રભાવે રહેવું એ મારો ઉદ્દેશ છે. અન્યાયની સામે પૂર જોરથી લડતાં છતાં સંપૂર્ણ પ્રેમભાવ રાખી શકાય એ મારો દૃઢ નિશ્ચય છે."

"મહાત્મા ગાંધીજી"

સમશેર સારી ખલ્કની અમને નહીં તાબે કરે;
અમ આત્મ છે પ્રભુ તેજ તે નહીં તુચ્છ શસ્ત્ર ગાભરે.

"રાષ્ટ્ર ગીત"

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥

"गीताजी"

"અઠંગ ઉઠાવગીર"

તથા

બીજી અનેક નૉવેલોના લેખક.



સ્વર્ગસ્થ

# ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

( રે. માળીલા. તાબે અમરેલી. )

---

જન્મ સંવત ૧૯૫૪. મૃત્યુ સંવત ૧૯૭૬.

એડવર્ડ પ્રીન્ટીંગ પ્રેસ અમદાવાદ.



શ્રીમાન શેઠશ્રી નારણલાલ જીવણલાલ

અમદાવાદ.

એડવર્ડ પ્રીન્ટીંગ પ્રેસ-અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

શ્રીમાન માન્યવર

સાહિત્યવિલાસી શેઠશ્રી,

નારણલાલ જીવણલાલ ગીરધરલાલ

અમદાવાદ.

આપનો સાહિત્ય પ્રત્યેનો અપાર સ્નેહ, સાહિત્યની સર્વ રીતે ઉન્નતિ થતી જોવાની અભિલાષા, સાહિત્યસેવકોને ગુપ્ત રીતે મદદ આપવાની ઉદાર વૃત્તિ; અને સરળ સ્વભાવ. એ સર્વ શુભગુણોથી આકર્ષાઈ એક સ્મરણુ તરીકે આપનું નામ આ નવલકથા સાથે જોડી આનંદિત થાઉંછું.

મારા સ્વર્ગસ્થ બન્ધુના અપૂર્ણ રહેલા કાર્યમાં આપે જે ઉત્સાહ, આશ્વાસન અને બનતી મદદ આપી છે. તેમાંથી કિંચિત્ પણ મુક્ત થવાના ઉદ્દેશથી આજે હું મારા સ્વર્ગસ્થ બન્ધુની બોધદાયક પ્રસંગોથી ભરેલી આ ડિટેક્ટિવ નવલકથા આપના કર કમળમાં સાદર સમર્પિત કરી કૃતાર્થ થાઉંછું, અને પરમાત્મા પાસે પ્રાર્થના કરૂંછું કે, આપને નિર્મળ હૃદયી, માયાળુ અને સાહિત્યની સર્વ રીતે ઉન્નતિ થતી જોવા ભાગ્યશાળ બનાવે.

ખાડિયા.
અમદાવાદ.
પોશ વદિ ૫.

શુભાકાંક્ષી
લાભશંકર જીવરાજ જોશી.

**છપાય છે! ટુંક મુદ્દતમાં તૈયાર થશે.!! છપાય છે!!!**

# “રમણીની રણભૂમિ”

**( ઐતિહાસિક-સચિત્ર-નવલકથા )**

## પ્રયોજક સ્વ૦ ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

જો તમારે અર્ધબંગેશ્વરી રાણી ભવાનીનો અલૌકિક કાર્યકલાપ, તેમના વારસ રાજા રામકૃષ્ણનું અદ્દ્ભુત જીવન અને પુનર્જન્મવાદનું રહસ્ય જાણવું હોય તો આ પુસ્તક અવશ્ય વાંચો, દરેક મનુષ્યને આ પુસ્તકમાંથી કંઇને કંઈ નવું જાણવાનું મળશે, બાલમિત્ર ફક્ત અદેખાઇથી કેવો દુશ્મન બને છે, તે દુશ્મન યોગના પ્રભાવથી કેવી રીતે વશ થાય છે, ભક્તની સેવામાં મા ભવાની કેવી રીતે તત્પર રહે છે. લૂટારૂઓમાં પણ કેવા સત્ય પ્રેમી માણસો નિકળી આવે છે, અને મહાન અલૌકિક શક્તિ ધરાવનાર સંન્યાસી યોગના પ્રભાવથી કેવી રીતે આ જીવનમાં યૌવન ગાળી શકે છે. તેનો પૂર્ણ ચિતાર આ બોધ દાયક પુસ્તકમાંથી મળી આવશે. તે સાથેજ નિર્ભાગી મનુષ્ય પોતાના દુર્ભાગ્યને લીધે પડતાં પડતાં કેવી અધોગતિમાં જઈ પડે છે. જમીનદાર કુંટુંબ રોટલાના ટુકડાને માટે કેવી રીતે ટળવળે છે, તે સર્વ વાંચી આપની આંખોમાંથી આંસૂ નીકળશે.

તે ઉપરાંત મહારાજ નંદકુમાર અને મીરજાફરના સમયનું એક સત્ય ઐતિહાસિક ચિત્ર આ ગ્રંથમાંથી મળી આવે છે. આ પુસ્તકની જાહેરખબર ચાર પાંચ વર્ષથી ચાલી આવે છે, પરંતુ સ્વર્ગસ્થ લેખકની અતિશય માંદગીને લઇ આજ સૂધી પૂર્ણ થયું નહોતું. પરમાત્માની કૃપાથી ટુંક વખતમાં જેમ બને તેમ જલ્દી જનસમૂહના કરમાં સાદર સમર્પિત કરીશું. પૃષ્ઠ ૪૫૦, પાકુ પૂઠું સોનેરી બાઇન્ડીંગ, મૂલ્ય રૂ. ૩ાા

મળવાનું મુખ્ય સ્થળ.

**લાભશંકર જીવરાજ જોશી.**
C/o જીવનલાલ અમરશી મહેતા.
**પીરમશાહ રોડ-અમદાવાદ.**



# પ્રસ્તાવના.

---

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી હું આજે મારા ધારેલાં ધ્યેયને આગળ વધારી મારા સ્વર્ગસ્થ બન્ધુનું અપૂર્ણ પુસ્તક 'અઠંગ ઉઠાવગીર' ભા ર જો ( સંપૂર્ણ ) વાચક બન્ધુઓના કરમાં સાદર સમર્પિત કરી કૃતાર્થ થાઉં છું. પહેલા ભાગની પ્રસ્તાવનામાં મારી અલ્પમતિ અનુસાર જે કંઇ ભાંગ્યા તૂટયા બે શબ્દો મારે લખવા હતા તે લખી ચૂકયો છું. એટલે વિશેષમાં કાંઇ લખવાનું હેતું નથી. પરંતુ બે શબ્દો લખાય તો ઠીક એ આશયથી આજે થોડું લખી સંતોષ માનું છું.

ડિટેકટીવ પુસ્તકના વાંચનથી પણ કાંઇક નવીન જાણવાનું અવસ્ય મળે છે. વિશેષમાં આ પુસ્તકની વસ્તુસંકલના અને પાત્રોનું સ્થળ મહા મોહમયી મુંબાઈ નગરીનુંજ યોજેલું છે, મુંબાઇ શહેર જેવા ઇંદ્રના નંદન ભવનમાં પણ નરકનો કેટલો વાસ છે, તે આપણને એકદમ દૃષ્ટિગોચર થતો નથી. દારિદ્રની વ્યાધિમાં સપડાયલા કેટલાક માનવીઓ મનુષ્યત્વને ત્યાગી કેવાં ઘોર કુકૃત્યો કરવામાં લુપ્ત રહે છે, અને અંતે તે પાપસાગરમાં પડતાં પડતાં કેટલી હદ સુધી રાક્ષસી કાર્યો કરી પોતાના અમર આત્માને વેચી—ભૂલી, શયતાનની સરદારી નીચે રહી; તેના દાસ બને છે ! આજ પુસ્તકની અંદર પાપાત્મા દુષ્ટ જમશેદજી પોતાના આત્માને ભૂલી; તરકટી ટોળીનો નાયક બને છે, પ્રથમ બૂરૂં કાર્ય કરતાં જરા લાભ અને લાલચ વધતાં અંતે કુદરતી સત્ય કાનૂનોને ભૂલી જાય છે. પરમાત્માના અચલ નિયમોને ત્યાગી કેવા હૃદયભેદક કાર્યો કરે છે ! કેટલાક ગૃહસ્થ કુટુંબોની ખાનગી બાતમીઓ મેળવી તેઓને બ્હીક બતાવી પૈસા કઢાવી પોતાનું

પાપી પેટ ભરે છે. અને કેટલાક નિર્દોષોને પાયમાલ કરવામાં જરા પણ ઉણપ આણતો નથી. આખરે દિનદયાળુ જગન્નિયંતાના અચલ નિયમાનુસાર પાપનું પતન અને ધર્મનો જય થાય છે.

વિશેષમાં વાચક બન્ધુઓ વાંચી તેની યોગ્ય કદર કરશે તો મારો પ્રયત્ન સફળ થયો માનીશ. અને ઇચ્છું છું કે, જે કાંઇ ન્યુનતા અથવા દોષો રહી ગયા હોય તો તે દર ગુજર કરશે.

મારો નમ્ર ઉદ્દેશ એવો છે કે; મર્હુમ ભાઇના અધૂરાં પુસ્તકો જે ચાર પાંચ રહી ગયાં છે, તે પૂર્ણ કરી જનસમૂહના કરમાં અર્પણ કરૂં, તો મ્હેં મારી થોડી ઘણી ફરજ અદા કરી મનાય, આ પુસ્તક અપૂર્ણ પૂર્ણ કરવામાં રા. ભાઇ મહાશંકર દવેએ જે સંપૂર્ણ સહાયતા આપી છે, તે માટે તેનું જેટલું અહેસાન માનું તેટલું ઓછું જ છે,

આ પુસ્તક બહાર પાડવાને માટે સાહિત્યરસિક મુંબઇના શેઠશ્રી. રા. કરસનદાસ વસનજી ખીમજી અને શેઠ શ્રી નારણલાલ જીવણલાલ ભાઇનો જેટલો આભાર માનું તેટલો અલ્પજ મનાય.

અંતે પરમાત્માની કૃપાથી હું મારા સ્વર્ગસ્થ બન્ધુનું આ અપૂર્ણ પુસ્તક પૂર્ણ કરવાને જરા પણ ભાગ્યશાળી થયો છું તે માટે તે દયાળુ દેવને વારંવાર નમન કરી અહીં વિરમું છું અને પ્રાર્થના કરૂં છું કે જે બે ચાર અપ્રસિદ્ધ રહેલાં તેમના પુસ્તકો પૂર્ણ કરવા મને શકિત આપે.

ખાડિયા.<br>પોશ વદિ ૫<br>**અમદાવાદ**

વિનીત,<br>**લાભશંકર જીવરાજ જોશી.**

---

# અનુક્રમણિકા—ભાગ ૨ જો. ( સંપૂર્ણ. )


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| પ્રકરણ ૧ લું. | પૂર્વ-કથા ... ... ... | ૧ |
| ,, ૨ જું. | બુદ્ધિમાનની સલાહ ... ... | ૧૦ |
| ,, ૩ જું. | સ્ત્રીની પ્રતિજ્ઞા ... ... ... | ૧૪ |
| ,, ૪ થું. | નવીન મસલત ... ... ... | ૧૬ |
| ,, ૫ મું. | શિકાર... ... ... ... | ૨૨ |
| ,, ૬ ઠ્ઠું. | જાળ. ... ... ... ... | ૨૫ |
| ,, ૭ મું. | વજ્રાઘાત ... ... ... | ૩૪ |
| ,, ૮ મું. | પિતૃ-દ્રોહી ... ... ... | ૪૪ |
| ,, ૯ મું. | લાલટની લિપિ ... ... ... | ૫૯ |
| ,, ૧૦ મું. | પ્રેમ તૂટ્યો ... ... ... | ૬૦ |
| ,, ૧૧ મું. | છેવટની રજા ... ... ... | ૬૪ |
| ,, ૧૨ મું. | ઘીની આહૂતિ ... ... ... | ૬૮ |
| ,, ૧૩ મું. | રમણીની યુક્તિ ... ... ... | ૭૮ |
| ,, ૧૪ મું. | મુખપેં રામ બગલમેં છૂરી ... | ૮૧ |
| ,, ૧૫ મું. | નનામો કાગળ ... ... ... | ૮૫ |
| ,, ૧૬ મું. | છૂપાપ્રેમનું પરિણામ ... ... | ૮૯ |
| ,, ૧૭ મું. | દ્વંદ્વયુદ્ધ ... ... ... | ૯૫ |
| ,, ૧૮ મું. | એકનો દોષ બીજા માથે ... ... | ૧૦૦ |
| ,, ૧૯ મું. | છૂપી સલાહ ... ... ... | ૧૦૪ |
| ,, ૨૦ મું. | યોગ્ય પુત્ર ... ... ... | ૧૧૧ |
| ,, ૨૧ મું. | બનાવટી દસ્તાવેજ ... ... | ૧૧૭ |
| ,, ૨૨ મું. | ડાહ્યે ડાહ્યાનો મેળાપ ... ... | ૧૨૨ |
| ,, ૨૩ મું. | હીરાજીનું દૌત્ય ... ... ... | ૧૨૯ |
| ,, ૨૪ મું. | નવીન તરકટ ... ... ... | ૧૩૬ |
| ,, ૨૫ મું. | છેતરપિંડીનું વિજ્ઞાપન પત્ર... ... | ૧૪૧ |
| ,, ૨૬ મું. | પડદો ઉપડ્યો ... ... ... | ૧૪૬ |
| ,, ૨૭ મું. | નવો મિત્ર ... ... ... | ૧૪૯ |
| ,, ૨૮ મું. | જિંદગી ભયમાં ... ... ... | ૧૫૫ |
| ,, ૨૯ મું. | વહાણ ડૂબ્યું ... ... ... | ૧૫૯ |
| ,, ૩૦ મું. | मधुरेण समापयेत् | ૧૬૮ |

# ભાઇ ત્ર્યંબકલાલે લખેલાં પુસ્તકોની યાદી.

| પુસ્તકનું નામ. | | કીંમત. | | લખ્યા સાલ. |
|---|---|---|---|---|
| ૧ | કમળાદેવી | ૧—૮—૦ | (નથી મળતી) | ૧૯૧૫ |
| ૨ | સુરાદેવી ભાગ ૧ | ૨—૦—૦ | | ૧૯૧૭ |
| ૩ | કલન્દરની કટાર ભાગ. ૧ | ૨—૦—૦ | | ૧૯૧૭ |
| ૪ | શયતાન સદન | ૨—૦—૦ | | ૧૯૧૭ |
| ૫ | બાગે શયતાન | ૨—૮—૦ | | ૧૯૧૭ |
| ૬—૭ | સંસાર સંગ્રામ ભા. ૧—૨ | ૩—૦—૦ | | ૧૯૧૭ |
| ૮—૯ | સુરાદેવી ભા. ૨—૩ | ૩—૦—૦ | | ૧૯૧૭ |
| ૧૦—૧૧ | કલન્દરની કટાર ભા. ૨—૩ | ૪—૧૨—૦ | | ૧૯૧૮ |
| ૧૨—૧૩ | ભવાનીનો ભોગ ભા. ૧—૨ | ૩—૮—૦ | | ૧૯૧૮ |
| ૧૪ | સંતપ્ત શયતાન ભા. ૧ | ૧—૧૨—૦ | | ૧૯૧૮ |
| ૧૫ | ,, ભા. ૨ | ૧—૧૨—૦ | | ૧૯૧૮ |
| ૧૬ | ,, ભા. ૩ | ૧—૧૨—૦ | | ૧૯૧૮ |
| ૧૭ | પરાક્રમની પતાકા | ૨—૮—૦ | | ૧૯૧૮ |
| ૧૮—૧૯ | કિશોરસિંહ ભા. ૧—૨ | ૪—૮—૦ | | ૧૯૧૮ |
| ૨૦ | ભેદી ખજાનો | ૨—૮—૦ | | ૧૯૧૮ |
| ૨૧ | રાક્ષસોની રતિક્રીડા | ૨—૮—૦ | | ૧૯૧૮ |
| ૨૨ | ગેબી ખૂન | ૨—૮—૦ | | ૧૯૧૮ |
| ૨૩ | કિશોરસિંહ ભા. ૩ | ૨—૧૨—૦ | | ૧૯૧૮ |
| ૨૪ | રાજા દેવીદાસ | ૨—૮—૦ | ( નથી ) | ૧૯૧૯ |
| ૨૫—૨૬ | ભેદી શાહજાદી ભા. ૧—૨ | ૩—૧૨—૦ | | ૧૯૧૯ |
| ૨૭ | અરબનો ઇતિહાસ ૨ જો. | ૩—૮—૦ | | ૧૯૧૯ |
| ૨૮ | તારાસુંદરી | ૩—૮—૦ | | ૧૯૧૯ |
| ૨૯ | કરૂણાકુમારી | ૩—૮—૦ | ( ખલાસ થઇ જવાઆવી છે ) | ૧૯૧૯ |
| ૩૦—૩૧ | અડંગ ફિદાવગીર ભા. ૧—૨ | ૪—૦—૦ | | ૧૯૧૯ |
| ૩૨ | શોકસિન્ધુ | ૨—૦—૦ | | ૧૯૧૯ |
| | હવે પછી છપાશે. | | | અધુરાં છે. |
| ૩૩—૩૪ | રમણીની રણભૂમિ ભા.૧—૨ | ૪—૦—૦ | | ,, |
| ૩૫ | હઝરત મહંમદસાહેબ | ૧—૪—૦ | | ,, |
| ૩૬ | સંતપ્ત શયતાન ભા. ૪ | ૧—૧૨—૦ | | ,, |
| ૩૭ | કલન્દરની કટાર ભા. ૪ | ૨—૦—૦ | | ,, |
| ૩૮ | ગુરૂ ગોવિંદસિંહ | ૩—૮—૦ | | ,, |

# નંદન વનને આંગણે.



ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનો અનુપમ બોધ આપનારૂં સુવિચારોના સમુદ્રરૂપ, બાલ, યુવાન અને વૃદ્ધ, સંસારી અથવા સંન્યાસી કિંવા રાજા કે પ્રજા એમ દરેક વ્યક્તિને ખાસ મનન કરવા યોગ્ય સન્માર્ગના ભોમિયા રૂપ પશ્ચિમાત્ય સુપ્રસિદ્ધ તત્વવેત્તા "જેમ્સ એલન"-ના By ways of Blessedness, ઉપરથી રચાએલું છે. આ પુસ્તક વડોદરા રાજ્યના મે. ક્યુરેટર સાહેબે દરેક પુસ્તકાલયમાં રાખવા ભલામણ કરેલી છે અને અન્ય રાજ્યના પંકાએલા કેળવણી ખાતાએ મંજુર કરી આશ્રય આપેલો છે.

"નંદનવનને આંગણે" એ સોહામણા નામે રા. ભાઈ હરિલાલ દ્વારકાદાસ સંઘવીએ તેમના એક ગ્રંથ નામે By ways of Blessedness નું ગુજરાતી ભાષાંતર કરી પ્રસિદ્ધ કર્યું છે તે સત્કાર યોગ્ય છે. તેમાંના ઉમદા વિચારો જીવનના વિવિધ પ્રસંગે સવને ઘણા ઉપયોગી થઈ પડે એવા છે અને સન્માર્ગથી દૂર ઉતરી ગયેલાને પણ પાછો સુપંથ દર્શાવી ઠેકાણે લઈ આવે એવા સમર્થ છે, આપત્તિને સમયે તેઓ ધૈર્ય આપે છે. ઉકળેલા મનને શાંત કરે છે; દુર્ગુણો દૂર કરે છે. અને સ્વધર્મ ઉપર શ્રદ્ધા દઢ કરાવીને સદ્દગતિ પમાડે છે.

**છગનલાલ હરીલાલ પંડ્યા.**

મળવાનું ઠેકાણું.

**લાભશંકર જીવરાજ**

ખાડિયા દેસાઇની પોળ **અમદાવાદ.**

ॐ तत्सत् परमात्मने नमः

# અઠંગ ઉઠાવગીર

અથવા

# તરકટી ટોળી.

ખણ્ડ ૨ જો



## પ્રકરણ ૧ લું

### પૂર્વ-કથા

મુંબાઇ ઇલાકામાં રહેનારથી થાણા જિલ્લાનું નામ અજાણ્યું નથી; થાણા એ મુંબાઇ ઇલાકાનો એક મુખ્ય જિલ્લો છે. અમે આ કથામાં જે સમયની વાત કહીએ છીએ, તે પહેલાં ઘણાં વરસો અગાઉ થાણાના પશ્ચિમ ભાગમાં સુપ્રસિદ્ધ બાદશાહ વંશનો નિવાસ હતો, અને થાણાની પૂર્વ બાજુએ બીજા પ્રાચીન અને આબરૂદાર વંશનો નિવાસ હતો; એ બીજા વંશનું નામ હતું એ રાજવંશ એ બંને કુટુંબો પૈસા અને કુલિનતામાં પારસીઓમાં વિખ્યાત થઇ રહ્યાં હતાં.

એજરાવંશ અતિ પ્રાચીન છતાં ઘણા દિવસથી તેની અવસ્થા મંદ થતી આવતી હતી. તેનો રાજમહેલ જેનો બંગલો ધીમે ધીમે શ્રીષ્ટ થતો હતો. તેનું ઠેક ઠેકાણે સમારકામ થવું જોઇતું હતું; ઘણી બારીઓનાં બારણાં તૂટી ગયાં હતાં, કોઇનાં બારસાખ નીકળી ગયાં હતાં, અને વરસાદ તથા તાપને લીધે મકાનપરનો રંગ ઉડી ગયો હતો, એ પ્રાચીન જીર્ણ બંગલો જોઇ સહેજમાં સમજાતું હતું કે કમલા સ્વભાવથીજ ચંચળ છે.

ઇ. સ. ૧૮૪૦ માં આ બંગલામાં જે રહેઠાણ કરતો હતો, તેનું નામ ખુરશેદજી પીરભાઈ એજરા હતું તે પોતાના એકના એક પુત્ર બહેરામજીને લઇ ત્યાં વસતો હતો.

વાંચકોની જાણ માટે અમે અહીં એજરાસાહેબનો પરિચય સંક્ષેપમાં આપીશું. ખુરશેદજી પીરભાઇ એજરાનું નામ આખા જિલ્લામાં કે પ્રસિદ્ધ હતું; તેની આકૃતિમાં અને પ્રકૃતિમાં એવી વિશેષતા હતી જે કોઇ એક વખત તેની સાથે વાતચીત કરતું તે તેને કદીપણ ભૂલી શકતું નહિ. તેની પાસે પૈસાનો તોટો નહોતો; પરંતુ તેનો પોષાક જોતાં અને તેનું ખર્ચ તપાસતાં તેને લોભી સિવાય બીજું ઉપનામ આપવું યોગ્ય જણાતું નહિ. લગભગ સાઠ વરસની ઉમરે પણ તેનામાં દૈત્ય જેટલું બળ હતું; તેટલી ઉમરે પણ તેની નાની આંખો તેજહીન થઇ નહોતી, તે અગ્નિ–શિખાની માફક સળગતી, અને જેના તરફ તે જોતી તેને અંતર્દેશપર્યંત તપાસતી. એજરા સાહેબને કોઈએ હસતા કે વાતો કરતા જોયા નહોતા. તેની પાસે જર–જમીનનો અભાવ નહોતો; ઘણી જમીનમાં તે જાતે ખેડ કરાવતા; અને આખું વરસ પોતાના ઘરમાં જે અનાજ–ફળ–ફુલ વપરાતાં તે બધાં તેના પોતાનાંજ ખેતરો અને બાગોમાં ઉત્પન્ન થતાં, થાણાનાં જે ગામડાંમાં તે રહેતા હતા, તેનું નામ હતું કેનેરી; તે ગામડાંમાં બીજા ઘણા પારસીઓ રહેતા હતા, તેઓ બધા વૃદ્ધ એજરા સાહેબને માન આપતા અને તેનાથી બ્હીતા પણ ખરા; ક્રિયા–કર્મ વખતે તેઓ એજરા સાહેબને નિમંત્રણ કરતા પણ તે નિમંત્રણને લીધે એજરા સાહેબ તેને ત્યાં પગ પણ મૂકતા નહોતા. આ સંબંધમાં તેની એક અદ્ભુત ધારણા હતી કે, જે વ્યક્તિ નિમંત્રણ કરી બીજાને ખવરાવી શકતો નથી, તેણે બીજાને ત્યાં ભોજન કરવા જવું એ એક જાતનો અન્યાય છે.

એજરા સાહેબના પૂર્વ પુરૂષો અત્યંત ધનવાન હતા, પાંચ છ પેઢી પૂર્વે પણ થાણા જિલ્લામાં તેઓ સહુથી મોટા તાલુકદાર ગણાતા હતા; તે વખતે તેની વાર્ષિક આવક દશ લાખ રૂપીઆથી ઓછી આવતી નહોતી. પરંતુ મુંબાઈ પ્રદેશમાં અંગ્રેજોનો અધિકાર વિસ્તાર પામ્યો તે પહેલાં જ્યારે સમગ્ર મહારાષ્ટ્ર મરાઠાઓને કબજે આવ્યું હતું ત્યારે લુટારાઓની લુટફાટથી આ પરિવાર ભારે હલકી સ્થિતિમાં આવી પડયો હતો. તેની પાસે જેટલો પૈસો હતો તે બધો લુટારાઓના હાથમાં જઇ પડયો હતો.

ખુરશેદજી એજરા જ્યારે ઉમર લાયક થયા, ત્યારે તેણે જોયું કે ઘરમાં પૈસો ટકો નથી, જર–જમીનપણ નથી, અને પહેલાંની

આબરૂ પણ નથી. તે ઉદ્યોગી પુરુષોમાં સિંહ જેવા હતા; તેણે પ્રતિજ્ઞા કરી કે હું જીવ જતાં સુધી એ ગયેલી આબરૂ પાછી મેળવવાનો પ્રયત્ન કરીશ, એજરાવંશ અતુલ ઐશ્વર્યનો અધિકારી થાય, તેવા પ્રયત્નમાં જીવન અર્પીશ, અને વંશનું નામ ઉજ્જવળ કરીશ.

આવી પ્રતિજ્ઞા કરી ખુરશેદજી એજરા એકવીશ બાવીશ વર્ષની ઉમરે સંસાર–સંગ્રામમાં પ્રવૃત્ત થયા, અને થાણાનું કાર્યક્ષેત્ર પ્રશસ્ત ન હોવાથી તે મુંબાઇ આવ્યા તે વખતે પણ મુંબાઈમાં લાખોપતિ પારસી વેપારીઓનો તોટો નહોતો. પારસીઓ હમેશાં સ્વજાતિ પોષક અને આત્મિય સ્વજન હિતૈષી હોય છે. ખુરશેદજીએ મુંબાઇ આવી પોતાના દૂરના સગા એક ધનપતિનો આશ્રય લીધો. તે પ્રસિદ્ધ વેપારીએ ખુરશેદજીની બુદ્ધિ અને મહેનત જોઇ તેને પોતાના વેપારનો ભાગીદાર બનાવ્યો. ખુરશેદજીએ વેપારને માટે કેટલીકવાર ઇરાન, મિસર, જાપાન અને અરબસ્તાનની સફર કરી; તેની મહેનતને લીધે ચંચળ લક્ષ્મી તેના પર પ્રસન્ન થઇ; થોડાં વર્ષોમાં વેપારમાં તેણે લાખો રૂપીઆ મેળવ્યા. એ પૈસાવડે તેણે વંશની જમીન ખરીદી લીધી.

વેપારમાં ધીમેધીમે ઉન્નતિ થવા લાગી, દરવરસે લાખો રૂપીઆ મળવા લાગ્યા; પરંતુ તેનાં વર્તનમાં કશો ફેરફાર થયો નહિ. તેણે પોતાના ભંડારમાં પૈસાનો ઢગ કર્યો; અને નવા નવા વેપારથી, જમીનદારીથી, ખેતીથી–એવા નાના પ્રકારના ઉદ્યોગોથી ધનવૃદ્ધિ કરી; પરંતુ લોભીપણું તો ગયું નહિ ! યુવાનીની આંકાક્ષા તૃપ્ત કરવા તેણે સંસાર સાથે સંગ્રામ ચાલુજ રાખ્યો. પૈસા અને આબરૂમાં તે તેના વડવાઓ સમાન થશે, અને તેના વંશજોને વિપુલ ઐશ્વર્યના અધિકારી કરી જશે, એજ તેનું બાલ્યકાળનું સ્વપ્ન હતું, યૌવનનું તપ હતું, અને વૃદ્ધાવસ્થાનો સંકલ્પ હતો; એ સંકલ્પ સાધવા માટે તે જિંદગીના છેલ્લા દિવસ સુધી પ્રયત્નવાન હતા.

મધરાતે જ્યારે દુનિયા અંધકારમાં ગોથાં ખાતી હોય, નગરના લોકો જ્યારે ભર ઉંઘમાં હોય, ત્યારે એજરા સાહેબ પોતાના શયનગૃહમાં બેઠા બેઠા પૈસો વધારવાના વિચારો કરતા; ને મનમાં કહેતા કે, “હું જ્યાં સુધી જીવીશ, ત્યાં સુધી સંચય કર્યે જઇશ; મારો પુત્ર જો મારા જેવો સંચય કરનાર થાય, અને તેનો પુત્ર પણ તેજ રીતે સંચય કરવાની ટેવ પાડે, તો ત્રણચાર પેઢીમાં મારા વંશધર એટલી

વિપુલ સંપત્તિના અધિકારી થાય જે હિંદનો કોઇપણ ધનકુબેર તેની સાથે સ્પર્દ્ધ કરી શકે નહિ.”

પાંત્રીશ વર્ષની ઉમરે એક ધનવાન પારસી જમીનદારની કન્યા સાથે તેનો વિવાહ થયો હતો, તેની સ્ત્રી તેના પિતાની એકની એક વારસ હોવાથી, તે તેના પિતાની બધી સંપત્તિની અધિકારિણી હતી. તે જેવી રૂપવતી હતી તેજ મુજબ ગુણવાન ને સાધ્વી હતી; પરંતુ એજરા સાહેબ એવી સ્ત્રી તરફ પણ અશિષ્ટ આચરણ કરવાને આંચકો ખાતા નહિ.

વિવાહ થયા બાદ કેટલાંક વર્ષ પછી એ યુવતીને ગર્ભે એજરા સાહેબના એક પુત્રનો જન્મ થયો; તેનુંજ નામ બહેરામજી એજરા. બહેરામજી બે વર્ષનો થયો ન થયો ત્યાં તો તેની લક્ષ્મી સ્વરૂપિણી જનની મરણ પામી.

એવી સ્ત્રીના મરણથી પણ ખુરશેદજીને કોઇએ દુઃખી થતા જોયા નહિ; ઉલટું તેના ભાવપરથી સમજાતું હતું કે તેની સ્ત્રીના મરણથી તે શાન્તિ પામ્યા છે. આબરૂદાર જમીનદારની કન્યા હોવાથી અનેક બાબતમાં તેનું ખર્ચ બહુ થતું, એજરા સાહેબ તે ખર્ચને અપવ્યય માનતા; પોતાના ઘરમાં જેવી ખાવાપીવાની વ્યવસ્થા હતી, તેવી વ્યવસ્થા એજરા સાહેબનાં પત્ની રાખી શકતાં નહિ. તે માટે તેને અનેક વખત સ્વામી પાસેથી કડવાં વચનો સાંભળવાં પડતાં; પરંતુ તે પોતાના પિતાના પૈસા ખરચતી હોવાથી એજરા સાહેબથી વધુ બોલાતું નહિ; પરંતુ સ્ત્રીના મરણપછી એ બધો નકામો ખર્ચ ઉગર્યો, તેની સ્ત્રીનાં મરણ પછી થોડા દિવસો બાદ તેના સસરાનું મરણ નીપજવાથી તેની બધી સંપત્તિ ખુરશેદજી એજરાના હાથમાં આવી એ સંપત્તિ મળવાથી એજરા સાહેબનાં કલ્પના નેત્રને પોતાના વંશજો માટેનું ધારેલું સ્વપ્ન અધિક ઉજ્જવળ થઈ ગયું.

નમાયા બાળક પુત્રપર એજરાસાહેબની માયા ઓછી નહોતી; પરંતુ સાધારણ ગૃહસ્થ પોતાનાં છોકરાંને જે રીતે ઉછેરે, તેજ માર્ગે તે બહેરામજીને પણ ઉછેરવા લાગ્યા. તેણે બહેરામજીને ગામઠી નિશાળે થોડું ઘણું ભણાવી ઉઠાડી લીધો, અને પોતાનો ધંધો તેને શિખવવાનું માથે લીધું.

સોળ વરસની ઉમરે બહેરામજી બાવીશ વષનો યુવક હોય તેવો

જણાતો હતો; તેની શરીર શક્તિ તેના સાહસને યોગ્ય હતી; તેની સુંદર આકૃતિ જોતાંજ જોનાર મુગ્ધ બની જતું.

એજરા સાહેબે પ્રથમથીજ બહેરામજીને બધી જાતના સામાજિક સંબંધથી દૂર રાખ્યો હતો; તેને કોઈપણ સામાજિક વ્યવહારમાં યોગ લેવા દેતા નહિ. તેથી જે ઉમરે મનુષ્યમાં વિલાસવાસના પ્રબળ થાય, તે ઉમરે તેનામાં વિલાસનું ચિહ્ન પણ નહોતું. પુત્રની કેળવણી તરફ એજરા સાહેબની ઉદાસીનતા જણાતી હતી છતાં, પુત્રનો કેળવણીનો એક માર્ગ તેણે ખુલ્લો રાખ્યો હતો, તે પિતૃભક્તિ અને પિતાની આજ્ઞાનુવર્તિતા હતો.

નવાઈ જેવું એ હતું કે વીસ વરસની ઉમર થયા સુધી બહેરામજીને મુંબાઇ જવાની સગવડ મળી નહોતી; થાણા જ તેને મન આખી પૃથ્વીરૂપ હતું; તેની બહાર જબરદસ્ત દુનિયા છે, અને એ દુનિયામાં દરરોજ સુખદુઃખના સંઘાતથી વાવાઝોડાં મચી રહે છે, તે વિષય આ યુવકની કલ્પનામાં પણ નહોતો. પિતાની આજ્ઞા પાળ્યા સિવાય તેનું બીજું કંઈ કર્તવ્ય છે, તે તે એક દિવસ પણ સમજી શકયો નહોતો. તેને હંમેશાં મહેનતનાં કાર્યમાં ગુંથાવું પડતું હતું, તે બધાં કામો તેના જેવા ધનવાન યુવકને માટે યોગ્ય નહોતાં. તેના પોશાકપર વિલાસિતાનું ચિહ્ન માત્ર જણાતું નહોતું. ગામડાંની દરેક સ્ત્રીઓ તેને ઓળખતી, અને રસ્તાપર તેને જોતી કે તરત બોલી ઉઠતી, " આજ જો તેની મા જીવતી હોત તો તેને આટલું દુઃખ વેઠવું ન પડત; કોઇપણ ભાગ્યવાનના પુત્રને આમ હીનભાગીની માફક સમય ગાળવો પડત નહિ. "

પરંતુ બહેરામજી પોતાની અવસ્થાથી જરાપણ અસંતુષ્ટ નહોતો; જેને અભાવનું તીવ્ર દુઃખ સહન કરવું પડતું નથી તેજ ખરેખરો સુખી છે. બહેરામને કોઇ પણ ચીજનો અભાવ નહોતો, કારણ કે અભાવ અને અસંતોષ સાથે ઓળખાણ કરવા જેટલી સગવડ તેને મળતી નહોતી. જ્યારે ખળાંમાંથી ધાન્યનાં ગાડે ગાડાં તેને ઘેર આવતાં, ત્યારે બહેરામજી તે ગાડાંપર બેસી ઘેર આવતાં શરમાતો નહિ; છતાં તેના કરતાં ગરીબ અનેક છોકરાઓ મોજશોખમાં મસ્ત રહેતા ! બહેરામજીએ આ બધું જોવા છતાં જોતો નહિ; કારણ કે તેના પિતાએ તેને ઉપદેશ આપ્યો હતો કે વિલાસિતા તજવા યોગ્ય છે, કારણ કે તે મનુષ્યને પશુથી પણ અધમ બનાવી મૂકે છે.

એકવીશ વર્ષની ઉમર થઇ એટલે એક દિવસે તેના પિતાએ તેને બોલાવી કહ્યું, " બહેરામ, બેંકમાં કેટલાક રૂપીઆ જમા કરાવવા માટે હું મુંબાઇ જવાનો છું; મારી સાથે ઘણા રૂપીઆ છે, તે સિવાય મુંબાઇમાં બીજું કામ પણ ઘણું છે; માટે મેં ધાર્યું છે કે તને સાથે લઇ જાઉં." પિતાનાં વચનોથી બહેરામનું મન ચંચળ થઇ ગયું. બાળપણથી મુંબઇની વાતો સાંભળી સાંભળી તેને મુંબાઈ જોવાની બહુ ઇચ્છા થતી હતી; પરંતુ તે કદી પણ તેના પિતાને મુંબાઇ જોવા જવા કહેવાનું સાહસ કરી શકતો નહિં.

જબલપુરથી મુંબાઇ જવાને માટે જી. આઈ. પી. નામની રેલ્વે જે અત્યારે એ માર્ગપર સુસવાટ કરતી દોડે છે, તે તે વખતે ખુલ્લી મૂકાઈ નહોતી; માટે બળદ ગાડીમાં બેસી સડક માર્ગે મુંબઇ જવું પડતું. પિતા પુત્રે મુંબઇ આવી એક સાધારણ હોટલમાં ઉતારો લીધો. એન્જરા સાહેબ આહારાદિ કાર્યથી પરવાર્યા બાદ પુત્રને હૉટલમાં રાખી પોતે બેંકમાં ગયા.

બહેરામજી હૉટલ બહાર આવી રાજમાર્ગપર ઉભો રહી નવાઈ પૂર્વક મુંબઈનો વૈભવ જોવા લાગ્યો; ગગનચુંબિત મકાનો, ગાડીઘોડા, વગેરે જોઇ બહેરામજી ચકિત થઇ ગયો, વીસવરસ અંધાવસ્થા ભોગવી કોઇ માણસ એકાએક દૃષ્ટિશકિત મેળવે, તો તેને દુનિયા જેવી સુંદર લાગે, તેવીજ સુંદર મુંબાઇનગરી બહેરામને લાગવા લાગી.

અકસ્માત કોઇએ પાછળથી બૂમ પાડી, " બહેરામ ! "

બહેરામજીએ અત્યંત નવાઈ પામી મુખ ફેરવી જોયું, એક સુવેશધારી સુંદર યુવક તેના તરફ જોઈ હસે છે.

બહેરામજીએ તેને જોતાંવેંત ન ઓળખ્યો, તે દિગ્મૂઢ થઇ તેના તરફ જોઇ રહ્યો.

પેલો યુવક તેનો ભાવ જોઇ ખડખડ હસી પડયો, અને પૂછવા લાગ્યો:—" વારૂ ! શું તું તારા જુના મિત્રને ભૂલી ગયો ? "

બહેરામજીને યાદ આવ્યું કે આ યુવક સાથે ઘણા દહાડા પહેલાં હું ભણતો હતો; પરંતુ ઘણા દિવસની વાત હોવાથી સ્મૃતિ ભુસાઇ જવા આવી હતી. બહેરામજીએ ધીમેથી કહ્યું, " તમે દાદાચાનજી કે ?"

પેલા યુવકે જવાબ આપ્યો:—" આટલી વારે ઓળખ્યો તો ખરો ! તું અહિં ક્યારે આવ્યો, શા માટે આવ્યો છે ? "

બહેરામજીએ કહ્યું:—" હું આજ સવારે આવ્યો છું, પિતાજીની

સાથે આવ્યો છું; તું અહિં શું કરે છે ? "

દાદાચાનજીએ કહ્યું:—" હું અહિં ભણું છું; કૉલેજમાં દાખલ થયો છું. રસ્તામાં ઉભા રહી વાતો કરવી નકામી છે, ચાલ થોડીવાર ફરી આવીએ, તું મકાનો સામે ચકિતની માફક શું જોતો હતો ? મને લાગે છે કે આ પહેલી વારજ તેં મુંબાઇમાં પગ મૂક્યો છે."

બહેરામજી અત્યંત શરમાઇ બોલ્યો:—" હા, હું પ્રથમજ અહિં આવ્યો છું. " આટલી ઉમર સુધી મુંબાઇ ન અવાયું તેને માટે મહાન અપરાધ જેવું લાગ્યું.

દાદાચાનજી, બહેરામજીનો હાથ પકડી તાણવા લાગ્યો, અને બોલ્યો, " મારી સાથે આવવામાં શો વાંધો છે ? "

બહેરામજીએ કહ્યું:—" ના, હું નહિ આવું, ભૂલો પડું તો પિતાજી લડે. "

દાદાચાનજીએ કહ્યું:—" ના, તું એ બ્હીક રાખીશ નહિ, હું તને અહિં મૂકી જઇશ. મુંબાઇ મજાનું શહેર છે, રૂપિઆ હોય તો અહિં જે જોઈએ તે મેળવી શકીશ; કંઇ પૈસો ટકો આણ્યો છે ?"

બહેરામજીએ કહ્યું:—" ના ભાઇ, પિતાજી મારા હાથમાં પૈસો ટકો આપવા ઇચ્છતા નથી; તે કહે છે કે છોકરાના હાથમાં પૈસો અને છરી એ બે ચીજો આપતાં વિપત આવી પડે છે. "

દાદાચાનજીએ કહ્યું:—" તારા પિતા એવાજ છે; મારા પિતા તારા પિતા જેટલા શાહુકાર તો નથી, પરંતુ મારે અહિં જેટલા પૈસાની જરૂર પડે છે, તે હું માગું છું કે તરત મોકલે છે. હું કોઇ પણ રીતે એન્ટ્રંસ પાસ કરૂં કે તરત મેતાસાહેબ મને એક સારી નોકરી આપશે. "

બહેરામજીએ પૂછ્યું:—" કયા મેતા સાહેબ ? "

દાદાચાનજીએ કહ્યું:—" ખુરશેદજી મેતા; તેની ઉમર મારા કરતાં બહુ મોટી નથી, હજુ સુધી તે ઉમર યોગ્ય થયા નથી, હું તેનો મિત્ર છું. તું ભવિષ્યમાં શું કરવાનો છે ? "

બહેરામજી અત્યંત નિર્લિપ્તની માફક બોલ્યો:—" મેં હજુ કંઈ ધાર્યું નથી. "

દાદાચાનજી:—"ત્યારે તારા જીવનનો કંઇ ઉદ્દેશજ નથી; તું હમેશાં બાપનો ભાર ઉપાડી મરશી ! તું આપણા દેશના એક મોટા તાલુકદારનો

પુત્ર છે, તારા પિતા રૂપીઆના કોથળા વડે નર્મદા નદીનો પ્રવાહ પણ બંધ કરી શકે, અને તારો પોશાક તો જો ! તારાં નસીબની વાત સાંભરવાં મને બહુ લાગી આવે છે.”

બહેરામે પોતાના ખરાબ નસીબનો કેટલોક પરિચય મેળવ્યો હતો, પરંતુ તે તરફ તેનું ધ્યાન નહોતું; આજે મુસાફરીમાં પોતાનાજ બાલ્યબંધુ પાસેથી આ વાત સાંભળી તેના હૃદયના એક ખુણામાં અસંતોષનો કાંટો વાગ્યો; અત્યારસૂધી તે જે કઠોર બંધનનો અભ્યાસી થઇ પડયો હતો, અને જે બંધનમાં તે પોતાના જીવનને નવીનપણા રહિત ચિરપરિચિત માર્ગે પરમ સંતોષપૂર્વક પરિચાલિત કરતો હતો, આજ અકસ્માત્ તે વીશ વર્ષનાં બંધનની વેદના હૃદય મધ્યે અનુભવવા લાગ્યો, તેનો સંતોષ અને શાન્તિ તેની આગળ આત્મદ્રોહિતા જણાવા લાગી. પરંતુ તે લાંબા સમયથી સંયમ માટે ટેવાએલો હતો; તેણે પોતાના મનનો ભાવ પોતાના પિતાને જણાવા દીધો નહિ: છતાં દાદાચાનજીની વાત તેના કાનમાં પેસી તેના જીવનને વિષમય અને અશાન્તિપૂર્ણ કરી મૂક્યું. દાદાચાનજીના એકાદ બે વાક્યે એજરા સાહેબના વીશ વર્ષના પ્રયત્નને વ્યર્થ કરી મૂક્યો.

તોપણ બહેરામજી પિતાની આજ્ઞાઓ પોતાના મનનો ભાવ છૂપાવી પાળવા લાગ્યો; તે મુંબાઇથી શૂન્ય હૃદયે ઘેર આવ્યો. અત્યાર સૂધી તેને જે કાર્યમાં આનંદ લાગતો હતો, તે કાર્ય હવે તેને દુઃખ રૂપ લાગવા લાગ્યું. મુંબાઇમાં થોડાક દિવસ રહી તેનાં અંધનેત્રો ઉઘડયાં હતાં. ચારે તરફથી હજારો પ્રલોભનો તેને ગળી જવા તૈયાર થયાં હતાં.

તેણે જોયું કે પૈસાની બાબતમાં જે મારા કરતાં ઉતરતાં છે, અને કુલિનતામાં પણ મારી સમાન નથી, એવા ઘણા યુવકો સુખેથી આરામ ભોગવે છે, અને હું કુબેરસમાન ધનાઢ્ય પિતાનો પુત્ર છતાં રાતદહાડો એક મજુરની પેઠે મજુરી કરૂં છું ! આમ ભેદનું કારણ શું ? જે સુખ, સંપત્તિ, વિલાસ વગેરે મળવાં જોઇએ તેનાથી મને વંછિત રાખવામાં શા માટે આવ્યો છે ?

વખતો વખત દુઃખી કષ્ટથી બહેરામજીની આંખોમાંથી આંસુ વહેતાં. તે ધીમેધીમે ગંભીર બનતો ગયો. પોતાનાં કુટુંબી અને દોસ્તારો સાથે મળવાનું બંધ કર્યું; રસ્તામાં તેને જોઈ કોઇ સલામ કરતું, તો

તે મનમાં ધારતો હતો કે તે સલામ નથી પણ મશ્કરી છે. ”

એજરા સાહેબના પુસ્તકાલયમાં ઘણાં પુસ્તકો હતાં; જીવન ચરિત્રો, ઇતિહાસો, નવલકથાઓ વગેરે જાતજાતનાં પુસ્તકો હતાં. બહેરામજીએ એક પછી એક તે વાંચ્યાં; તેથી તેનું મન જરા શાંત થતું, પરંતુ તેના મનમાં બે વિચારો દૃઢ થઇ ગયા હતા; એક એ કે મારા જેવો દુ:ખી દુનિયામાં કોઇ નથી, અને બીજો એ કે મારા પિતાના જેવો નિષ્ઠુર, પિશાચ કોઇ નથી. આવો પિતા કદી પણ સંતાનની ભકિતને પાત્ર હોઈ શકે નહિ.

આ પ્રમાણે તેમના પિતા તરફનો ભાવ ઓછો થવા લાગ્યો; પરંતુ બહેરામને પિતાની બ્હીક બહુજ હતી, પિતાની આગળ કોઈ પણ ઇચ્છા પ્રગટ કરવાનું તેનામાં સાહસ નહોતું.

એક દિવસ બપોરે જમ્યા પછી એજરા સાહેબે પોતાના પુત્રને પાસે બોલાવી પોતાના બાલ્યાવસ્થાના સંકલ્પની વાત કહી; વિપુલ સંપત્તિ છતાં શા માટે પોતે દરીદ્રની માફક કાળ ગાળે છે, તેનું કારણ પુત્રને ખુલ્લી રીતે જણાવ્યું. છેવટે તે ગુસ્સાપૂર્વક બોલ્યા, “ હું સ્વીકારૂં છું કે વિપુલ પરિશ્રમ અને ખૂબ પ્રયત્નથી મેં મારા ભંડારમાં લાખો રૂપીઆ એકઠા કર્યા છે, એટલી બધી સંપત્તિ ઘણા ધનવાનો પાસે નથી, એ પણ હું કબૂલ કરૂં છું; પરંતુ ભવિષ્યના વંશજો માટે એ કેટલી થોડી છે ! આ યુગમાં જુના જમીનદારોનું માન પહેલાં જેવું નથી, વેપારી લોકો અત્યારે દેશમાં સર્વ કરતાં આબરૂદાર વ્યકિત થઇ પડેલ છે; બધી બાબતમાં તેની સાથે હરિફાઇ કરવાને માટે ખૂબ પૈસાની જરૂર છે; પૈસાજ જીવન સંગ્રામમાં જય મેળવવાનું પ્રધાન અસ્ત્ર છે; મારૂં અથવા તારૂં લોભીપણું કદાચ આપણી વ્યકિતગત અગવડનું કારણ થઇ પડે, પરંતુ તેથી પ્રાચીન એજરા વંશના વારસોનું કલ્યાણ થશે. ”

થોડીવાર ચૂપ રહી એજરા સાહેબ ફરી બોલવા લાગ્યા, “મારી ઉમર થઇ છે, અત્યાર સુધી મેં મારો સંકલ્પ સાધવાને માટે કોઇની નિંદાને તુચ્છ ગણી પ્રયત્ન કર્યો છે; હું વૃદ્ધ થયો છું, હવે તારૂં કર્તવ્ય છે કે એ સંકલ્પની સિદ્ધિ માટે પ્રયત્ન કરવો. હું જે માર્ગે ચાલ્યો છું, તારે પણ તેજ માર્ગે જવું પડશે; કોઇ પણ લાખોપતિની પુત્રી સાથે પરણવાનું અત્યારે તારૂં પ્રધાન કર્તવ્ય છે. તારો પુત્ર માતામહની સંપત્તિનો અધિકારી થશે. આજ ઉપાયથી મેં તારા માતામહનો તને વારસ

કર્યો છે, તે સંપત્તિ કંઇ થોડી નથી. તું પણ મારે રસ્તે ચાલ. મેં અત્યાર સુધી તને આ સંબંધમાં કંઇ કહ્યું નથી; પરંતુ હવે તારી ઉમર થઇ છે, હવે વધૂ વખત તારી આગળ એ સંકલ્પ છુપાવવો એ યોગ્ય નથી માટે આ બધી વાત તને કહી છે. અત્યાર સુધી તું મારી ઇચ્છાથી મારા રસ્તાપર ચાલે છે; હવેથી તારે તારી ઇચ્છા પ્રમાણે એજ રસ્તાનું અનુસરણ કરવાનું છે, મારૂં કર્તવ્ય તારૂં કર્તવ્ય છે એમ માનવાનું છે, એજ મારી ઇચ્છા છે."

બહેરામના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ; તે મુંગો મુંગો આ બધું સાંભળી ગયો.

પરંતુ પિતા આગળથી દૂર જતાંજ તેનાથી આત્મ સંવરણ થયું નહિ; તે અત્યંત ચંચળ ચિત્તે મકાન પાસેના બાગમાં ગયો, અને નિર્જન બાગમાં ઉદ્ભ્રાન્ત ચિત્તે ફરતો ફરતો બોલ્યોઃ—"બાપ ગાંડા થઇ ગયા છે, તેની બુદ્ધિ જતી રહી છે ! હું કદી પણ તેની આજ્ઞા પાળીશ નહિ, ભવિષ્યના વંશજો માટે હું કદી પણ ગરીબાઇનાં દુઃખમાં વિટાઇશ નહિ; આ પ્રમાણે આત્મ વિસર્જન કરવું તે એક જાતની આત્મહત્યા જ છે. હું કદી પણ એ માર્ગે ચાલવાનો નથી. પિતાજી જો લોભી હોત, તો હું તેનાં લોભીપણાં બાબત ક્ષમા આપત, પરંતુ આ પ્રમાણેનો જીવનવ્યાપી અત્યાચાર અને પીડનની હું કદી ઉપેક્ષા કરવાનો નથી. પરંતુ હવે મારૂં કર્તવ્ય શું ? સંસાર સંબંધી મને કંઇ જ્ઞાન નથી; કોઇપણ બુદ્ધિમાન માણસ સાથે મસલત કર્યા સિવાય હવે ચાલવાનું નથી."

---

## પ્રકરણ ૨ જું

### બુદ્ધિમાનની સલાહ

એજરા સાહેબના મકાનથી લગભગ એક માઇલ દુર ફરદુનજી નામનો એક પારસી રહેતો હતો; ફરદુનજી ક્યારથી અહિં આવી વસ્યો હતો તે કોઈ કહી શકતું નહિ; પરંતુ થોડીજવારમાં તેની અવસ્થા ફરી ગઇ હતી, તે માટે લોકો ધારતા હતા કે ચોરાઇનો માલ રાખી તેણે આવી સંપત્તિ જમાવી છે. આ વાતનું ખરા ખોટાપણું નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી; તોપણ વાચકો ધીમે ધીમે જાણશે કે

તેના ધંધા અનેક હતા. બહેરામજીના પિતા ફરદુનજીને પોતાનો મોટો શત્રુ માનતા હતા; કારણકે એક વખત ફરદુનજીએ લાંચખાઈ એજરા સાહેબ વિરુદ્ધ જૂઠી સાક્ષી પૂરી હતી; તેના પરિણામમાં એજરા સાહેબ તેને જેલમાં મોકલાવવા તૈયાર થયા હતા, પરંતુ ફરદુનજી ઘણો પૈસો ખર્ચી છુટી ગયો હતો.

ફરદુનજીની ઉમર પચાસ–પંચાવન વરસની હતી. તેના મુખપરથીજ જણાતું હતું કે શયતાને તેનામાં બુદ્ધિ અને ધુતારાપણું તેની નાની બે આંખોમાં એકઠાં કરી રાખ્યાં છે, એવું એકેય કામ નહોતું કે જે ફરદુનજી પૈસાના લોભમાં પડી ન કરી શકે; તે જેને શત્રુ માનતો તેને તે ઝેર અપાવી મારી નાખવામાં પણ આંચકો ખાતો નહિ. તેનામાં પૃથ્વીપરની સકળ બાબતમાં થોડી ઘણી અભિજ્ઞતા હતી, અને બુદ્ધિ પણ એવા વિષયોમાં ચાલતી; તે માટે માણસો તેને 'ઉસ્તાદ'ના નામથી ઓળખતા. અમે પણ આ વાર્તામાં તેને ઉસ્તાદને નામે ઓળખશું.

એજરા સાહેબ સાથે શત્રુતા કરી ઉસ્તાદ સાહેબને જેટલું કષ્ટ ભોગવવું પડયું હતું તેટલું કષ્ટ તેને કોઇ વેળા વેઠવું પડયું નહોતું. એ અપમાનનું વેર વાળવા તેણે લાંબા સમયથી નિશ્ચય કરી રાખ્યો હતો કે ગમે તેવી રીતે પણ આ અપમાનનો બદલો લેવોજ. પરંતુ તેના જેવો માણસ એજરા સાહેબ જેવા મહા ધનવાન આદમીને શું કરી શકે ? તેથી લાંબોકાળ વીત્યો છતાં તે કંઇ કરી શકયો નહિ. પરંતુ શયતાન જેને મદદ કરે છે, તેને એક દિવસ બીજાને નુકશાન કરવાનો સુયોગ મળી રહે છે.

એક દિવસ સવારમાં બહેરામજી એક બળદગાડીમાં બેસી ફરતાં ખેતરો જોવા આવ્યો હતો, તે વખતે ગામને છેડે એક ઝાડ નીચે તેણે પેલા ઉસ્તાદને બેઠેલો જોયો.

ઉસ્તાદે અતિ મહેનતે ઉઠી બહેરામને સલામ કરી કહ્યું, "સાહેબ, મને વાયુનો રોગ થયો છે, અમુક કામ સબબ હું બહાર ગામ ગયો હતો; ચાલતાં ચાલતાં વાયુની વેદના વધતાં હું અહિં બેઠો છું; હું હવે એક ડગલું પણ ચાલી શકવાનો નથી. જો આપ દયા કરી આપની ગાડીપર બેસવા દેશો તો હું આપનો ગુલામ થઈ રહીશ."

બહેરામજીએ પૂછ્યું, "તમે કોણ છો ?"

ઉસ્તાદે કહ્યું, "મારૂં નામ ફરદુનજી છે, પરંતુ લોકો મને ઉસ્તાદ કહી બોલાવે છે; હું ગરીબ માણસ છું."

બહેરામજીએ કહ્યું, "વારૂ, મારી ગાડીપર બેસો."

ઉસ્તાદ બહેરામજીની ગાડીપર બેઠો; શયતાન તેના કાનમાં કહેવા લાગ્યો કે "એજરા સાહેબને તાબે કરવાનો આ એક સુંદર વખત છે."

ગાડી ચાલવા લાગી. ઉસ્તાદ ઘણીવાર ચુપરહી બોલ્યો, "હજુર ખેતર જોવા ગયા હશો? આટલા બધા વહેલા પાછા ફરોછો, ત્યારે મને લાગે છે કે બહુ વહેલા ગયા હશો. આપ કરોડપતિના પુત્ર છો પણ મહેનતમાં તો એક ખેડુત પણ આપનાથી હાર પામે તેમ છે."

બહેરામજીએ કંઇપણ જવાબ ન આપ્યો.

ઉસ્તાદ કહેવા લાગ્યો, "એજરા સાહેબનું મહાભાગ્ય છે કે આવો આજ્ઞાકારી પુત્ર મળ્યો છે. અમારા ગામના બધા માણસો એમજ કહે છે કે 'છોકરા હોય તો એવાજ હજો; આટલો બધો પૈસો છતાં કેવી ગરીબ જેવી વર્તણુક, કષ્ટ સહેવાની નવાઇ જેવી શક્તિ, પરિશ્રમ કરવાની અદ્‌ભુત ક્ષમતા!"

ઉસ્તાદ કહેવા લાગ્યો, "લોકો કહે છે કે આપની આટલી ઉમર થઇ છતાં આપે આનંદઉત્સવનું નામેય સાંભળ્યું નથી; એટલું જ નહિ પણ છોડી બોડીનું મુખેય જોયું નથી; ધનવાનના ઘરમાં આપનો જન્મ થયો એ વૃથા છે! પરંતુ મારી આગળ એવી વાત કોઈ કરે છે, તો હું સામી દલીલ કરી કહું છું કે બહેરામજી સાહેબની ભોગ તરફ પ્રવૃત્તિ નથી, તેજ તેને માટે સારી વાત છે. તદ્દન ખરાબ ન હોય તો કોણ ભોગ વિલાસમાં જુગાર અને રાંડોમાં પૈસા ઉડાવે?"

આ વખતે બહેરામજીએ કહ્યું, "મારા હાથમાં પૈસા હોત તો હું પણ ભોગ વિલાસમાં ઉડાવત; મારી અર્થ વિનાની સ્થિતિને તમે સંયમનું લક્ષણ ન માનતા."

ઉસ્તાદની બંને આંખો આ વાત સાંભળી ચમકવા લાગી, તે સમજી ગયો કે મારૂં બાણ નકામું ગયું નથી, તેણે મર્મસ્થાન ભેદ્યું છે.

ઉસ્તાદ મૃદુસ્વરે બોલ્યો, "કેટલાક પિતાઓ કસાઇ જેવા હોય છે! તેઓના હાથમાં કરોડો રૂપીઆ હોય છે, પરંતુ છોકરાઓના હાથમાં એક પૈસો આપતાં પણ તેને માથે વજ્રાઘાત થાય છે!"

બહેરામજીએ કંઇ કહ્યું નહિ; ઉસ્તાદ સમજી ગયો કે મારાં વચનો બહેરામજીને ગમ્યાં છે. તે ઉત્સાહ પૂર્વક બોલ્યો, "ઘણાનો સ્વભાવ

એવો હોય છે; બુઢી ઉમરે જ્યારે માથા પરના વાળ ઘસાઇ જાય, દાંત પડી જાય અને ચામડી ચિમળાઇ જાય, આંખે આંધળા થાય, ત્યારે તેઓને પોતાનાં યૌવનનાં કુકાર્યોની યાદગીરી રહેતી નથી; ત્યારે તેઓ એમ ધારે છે કે યુવકો હાથમાં પૈસા હોય તો તે ઉડાડી નાખે છે. વીસ–પચીસ વરસ પહેલાં બેજરા સાહેબની મતિગતિ કેવી હતી, તે તેઓના બાળસ્નેહીઓથી અજાણ્યું નથી. "

ગાડી ઉસ્તાદના ઘર આગળ આવી પહોંચી. ઉસ્તાદે કહ્યું, " હું અહિંજ ઉતરી જઇશ, આ સામું મારૂં મકાન દેખાય છે; હજુરને પણ મારી સાથે ઉતરવું પડશે. હજુરને બહુ થાક લાગ્યો હશે. મારી ઘર –વાડીમાં આવી લગાર સરબત પીતાં હજુરની પ્રકૃતિ ઠીક થશે. "

ઉસ્તાદની બહુજ તાણથી બહેરામજી તેને ઘેર ગયા બાદ નાના પ્રકારની વાતો ચાલવા લાગી. બહેરામજી જાણતો નહોતો કે આ માણસ મારા પિતાનો મોટો શત્રુ છે. તેણે તો ઉસ્તાદ આગળ પોતાના મનની વાત જરેજર જણાવી. છેવટે તે બોલ્યો, " મારી અવસ્થા બહુજ શોચનીય છે. મને લાગે છે કે આ જીવનમાં હું કદી સુખ ભોગવી શકીશ નહિ. નિર્દય પિતાના હાથમાં પડી આ કઠોરતાનો અત્યાચાર હવે તો મારે માટે અસહ્ય થઇ પડયો છે. હું જે યુક્તિ વડે પિતાજીના હાથમાંથી છુટી શકું તેવી કંઈ યુક્તિ છે ? "

ઉસ્તાદે કહ્યું, " આપે અત્યાર સુધી આપના પિતાને હાથે ભલે દુઃખ ભોગવ્યું હોય; પરંતુ જ્યારે આપ સ્વાધીન થશો ત્યારે આપના સુખના દિવસો આવશે. "

બહેરામજીએ કહ્યું, " સુખના દિવસો ! હજુ પિતાજી લગભગ વીસ વરસ જીવશે. હજુ પણ વીસ વરસ આમને આમ વીતી જાય તો પછી ઘરડી ઉમરે રૂપીઆનું શું કામ છે ? "

ઉસ્તાદે કહ્યું, " આપના પિતાના મૃત્યુકાળ પર્યંત આપને રૂપીઆની વાટ જોવી પડશે નહિ. આપની ઉમર થતાં હવે વાર નથી. આપ આપના માતામહની વિપુલ સંપત્તિના અધિકારી થવા છો. આપ ઉમર લાયક થશો એટલે થોડાજ પ્રયત્ને એ સંપત્તિ આપના હાથમાં આવશે. "

બહેરામજીએ કહ્યું, "ઉમરલાયક થતાં હજુ બે વરસની વાર છે. હું એટલા દિવસ થોભી શકીશ નહિ; મારે અત્યારેજ પૈસાની જરૂર છે, મેળવવાનો કંઈ ઉપાય છે ? "

ઉસ્તાદે હસતાં હસતાં કહ્યું, " રૂપીઆની વાતમાં શું ? આપને જેટલા રૂપીઆ જોઈએ તેટલા મળશે; પરંતુ આપે અધીરા થવું યોગ્ય નથી. "

ઉસ્તાદની વાત પૂરી થતાં ન થતાંમાં તો ઘડીઆળમાં ટન્ ટન્ કરતા અગિઆરના ટકોરા થયા તે શબ્દથી બહેરામજી ચમકયો, 'આટલો બધો વખત થઈ ગયો, ! પિતાજીને શું જવાબ આપીશ?' એમ કહેતોજ બહેરામજી ઉસ્તાદને ઘેરથી ગાડીપર ચઢી ઘેર ગયો; થોડીજ મિનિટમાં તે પોતાને ઘેર આવી પહોંચ્યો.

---

## પ્રકરણ ત્રીજું.

---

### સ્ત્રીની પ્રતિજ્ઞા

---

થાણા એ મોટો પ્રદેશ છે. અમે પ્રથમથીજ કહ્યું છે કે, આ શહેરના પ્રાચીન અને આબરૂદાર વંશમાં એજરા સાહેબની માફક બીજા પણ આબરૂદાર વંશના માણસો રહેતાં હતાં. બાદશાહનું કુટુંબ એવુંજ હતું. આ વખતે ધનજીભાઇ બાદશાહ એ કુટુંબનો આગેવાન હતો. તેના ઘરમાં તેની સ્ત્રી, એક પુત્ર ને એક કન્યા સિવાય બીજું કોઇ નહોતું. પુત્ર મુંબાઈ ભણતો હતો; અને કન્યા અમિના મુંબાઈની કોઇ કન્યાશાળામાં ભણી ઘેર આવી હતી. અમિના રૂપ રૂપનો અવતાર હતી. તેના રૂપની વાતો થોડાજ વખતમાં થાણામાં પથરાઇ ગઇ હતી.

અમિનાની ઉમર વિવાહ યોગ્ય થઈ હતી, પરંતુ વધુ આબરૂદાર કુટુંબમાં તેનો વિવાહ થાય, તેવી આશા નહોતી; કારણ કે તેના પિતાની સંપત્તિ પુષ્કળ છતાં તેનો ભાઈ હોવાથી તે પર તેનો કશો અધિકાર નહોતો; તેના પિતાએ તેના વિવાહમાં પચીસ હજાર રૂપીઆ આપવાના ઠરાવ્યા હતા; પરંતુ આટલી જુજ રકમ માટે કોઇ પણ પારસી લક્ષપતિનો પુત્ર તેની સાથે વિવાહ કરવાને તૈયાર થાય તેમ નહોતો. ખરેખર, અમિનામાં રૂપ હતું, પરંતુ કેવળ રૂપની ઉપાસનાથી કોઈ પણ ધનાઢ્ય પારસી યુવક તેની સાથે પરણવા તૈયાર નહોતો.

પરંતુ તેની માતા પોતાની પુત્રીના વિવાહ માટે ચિંતાતુર થઈ

રહી હતી; અને કન્યાના વિવાહની બાબત પોતાના પતિની ઉદાસીનતા જોઇ તેને બેચાર સખ્ત વાતો સંભળાવતાં પણ અચકાતી નહોતી. તેનો પિતા ફક્ત એટલુંજ કહે તો કે, "વિવાહ તો કરીએ, પણ વર ક્યાં ?"

એક દિવસ અમિનાની માએ અત્યંત ગુસ્સે થઇ કહ્યું, "છોડીના વિવાહની વાત કહું છું એટલે તમે કહો છો કે છોકરો ક્યાં ? પણ છોકરાઓનો તોટો ક્યાં છે ? આ ગામમાંજ અમિનાને યોગ્ય પાત્ર છે, તે તમે આંખો ઉઘાડી જોયેલ છે ?"

બાદશાહે કહ્યું, "આ શહેરમાં છોકરા છે ? અમિનાને લાયક વર તો હું ક્યાંયે જોતા નથી."

અમિનાની માએ ગંભીર અવાજે કહ્યું, "આંખો હોય તો દેખાયને ? બહેરામજી એજરા તો તમારે મન કંઈ નહિ ખરૂં ને ? તેના બાપ પાસે કેટલા રૂપીયા છે તે જાણો છો ?"

બાદશાહ સાહેબ વિસ્મયથી દિગ્મૂઢ બની ગયા, તેની ચિરૂટ હોલાઇ ગઈ; બહેરામજી એજરાને જમાઇ તરીકે મેળવવાનું તેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. તેણે ક્ષણવાર વિચાર કરી કહ્યું, "પ્રિયે, આ દુરાશા દૂર કરો."

ગૃહિણી સહર્ષ બોલી, "તજું ? શા માટે ? મારી અમિના શું બહેરામજીને લાયક નથી ? અમિના જો મારી દીકરી હોય તો ગમે તે રીતે તે બહેરામ સાથેજ વિવાહ કરશે."

અમિના બીજા ઓરડામાં પોતાનાં માબાપની વાત સાંભળતી હતી. જનનીની વાત સાંભળી તેની ઉજ્જવળ આંખો ચમકી. તેણે પ્રતિજ્ઞા કરી કે ગમે તે રીતે મારે મારી માની પ્રતિજ્ઞા પૂર્ણ કરવી.

આ પ્રતિજ્ઞાથી અમિનાએ સવાર સાંજ ફરવા જતાં બહેરામજીનું સુંદર શરીર ઘણીવાર જોયું હતું, તેના જેવા રૂપાળા યુવકને જોઇ, સુંદરી અમિનાનું ચિત્ત કોઇ પણ દિવસ ચંચળ નહિ થયું હોય, તેનું અનુમાન કરવું કઠણ છે; પરંતુ પહેલાં જે ઇચ્છા તેના હૃદયની એક બાજુએ તીક્ષ્ણ ધાર કુશાંકુરની માફક વેદના જગાડતી હતી, આજ તે ઇચ્છા તેની માની એક વાતથી તીક્ષ્ણ બાણની માફક તેના મર્મમાં પેસી ગઈ. તેણે આવેગથી અધીર થઇ સંકલ્પ કર્યો કે ગમે તે થાય પણ વિવાહ કરવો તો બહેરામ સાથેજ.

ત્યારબાદ અમિનાએ કેટલીક વાર બહેરામજી સાથે મળવાનાં

ફાંફાં માર્યાં હતાં, પણ સગવડ મળી નહોતી. પોતાનો પ્રયત્ન શી રીતે સફળ થાય, તે બાબત તે વિચાર કરતી હતી. ઘણો વિચાર કર્યા બાદ તેણે છેવટે એક યુક્તિ કરી. તેણે ગામડાંની ગરીબ રોગી સ્ત્રીઓની સેવાનો ભાર ઉપાડયો; અને તેની સેવા માટે તે રાતદહાડો બહાર ભટકવા લાગી; પરંતુ જો કોઇ તેનો પીછો પકડત તો તે જાણી શકત કે જે ગામમાં એજરા સાહેબ વસતા હતા, તેજ ગામમાં અભિનાનાં રોગીઓની સંખ્યા વધુ હતી.

એક દિવસ સાંજે વૃદ્ધ એજરા સાહેબે બહેરામજીને બોલાવી કહ્યું:—" પૈસો બચાવવાને માટે અને તે વધારવાને માટે સંસારમાં કેટલા કષ્ટસહિષ્ણુ અને કરકસરિયા થવાની જરૂર છે, તે મેં તને લાંબા સમય થયાં શીખવ્યું છે; મને આશા છે કે તું તારા જીવનમાં એ શિક્ષણ નહિ ભૂલે. હવે હું તારાપર કેટલાંક જવાબદારીભર્યાં કામો નાખીશ. મારે બદલે હવેથી તુંજ બધાં કામની તપાસણીનો ભાર લેજે. કઈ રીતે કામ ચલાવાય છે, તે બરાબર શીખી લેજે. તું જીવનનાં નવાં પગથિઆંપર ચઢયો છે. કઠોર પરીક્ષામાં તું પાસ થયો છે, તેના ઇનામ બદલ હું તને કંઈક ઇનામ આપીશ."

એજરા સાહેબ બહાર જઈ એક સુંદર બંદુક અને એક ઉત્તમ શિકારી કુતરો લઈ આવ્યા, અને તે બહેરામને ઇનામ આપી બોલ્યા, " જા, આજ તને શિકાર કરવાની રજા આપુંછું."

બહેરામજી બંદુક અને કુતરાને લઇ મહા આનંદથી તે ઠેકાણેથી અદૃશ્ય થઈ ગયો.

એજરા સાહેબ મનમાં બોલ્યા:—" છોકરો શું ખરેખરે બગડતો હતો ? કંઇપણ સમજી શક્યો નહિ."

---

## પ્રકરણ ચોથું.

---

### નવીન મસલત.

ઉસ્તાદ સમજી ગયો હતો કે બહેરામજીએ જ્યારે મારી સલાહ લેવા માગી છે ત્યારે તે નક્કી મારી પાસે આવશે; તે તેના પિતાના હાથમાંથી છુટવાનો પ્રયત્ન અવશ્ય કરશે. આમ ધારી ઉસ્તાદ

બહેરામની વાટ—જેમ શિકારી પક્ષીની વાટ જોઇ જાળ પાથરી બેસે તેમ—જોઇ બેસી રહ્યો.

પરંતુ ચાર પાંચ દિવસ થયા છતાં બહેરામ તો ન આવ્યો; છતાં તે નિરૂત્સાહી ન થયો. તેણે તેના દૂતને મુખે બેજનસાહેબ સાથે બહેરામજીને થયેલી વાતોનો મર્મ સાંભળી પ્રથમથીજ નિશ્ચિંતતા કરી મૂકી હતી.

ઉસ્તાદનું અનુમાન જૂઠું ન પડ્યું; એક અઠવાડિઆ બાદ બહેરામજી તેને મળવા આવ્યો.

બહેરામજીએ કહ્યું:—" તે દિવસે મેં તમારી સાથે જે વાતો કરી હતી, તે વાતો પરથી મને ખાત્રી થઇ છે કે હું મારા પિતાથી છુટો થવા ઇચ્છું તો તમે મને મદદ કરશો; હવે મને કહો કે મારા પિતાના હાથમાંથી હું કેવી રીતે છુટો થઈ શકું ? "

ઉસ્તાદે પ્રથમ એક ઉલ્ટો સ્વર કાઢયો; તે જાણતો હતો કે અડચણ ન મળતાં આંતરિકચેષ્ટા કદી પ્રબળ થતી નથી; માટે તે હિસાબી માણસની માફક મોઢાંપર ગંભીરતા પાથરી બોલ્યો:—" સાંભળો હજુર, અમે સાંસારિક લોકો કહેવાઇએ, અનેક વખત વાતવાતમાં અમે અનેક નકામી વાતો કહી નાખીએછીએ; કામ અને વાત એ બંનેમાં મોટો ભેદ છે. આપનાં દુઃખની વાત સાંભળી સહાનુભૂતિ દર્શાવી મેં તે દિવસે જે કંઇ વાત કરી હોય તે ભૂલી જાઓ. "

બહેરામજી અત્યંત ગુસ્સે થઇ લાલચોળ મુદ્રા કરી બોલ્યો:—" તમે શું મને એટલો બધો મૂરખ ધારો છો ? મને છેતરી મારા મનની વાત જાણી સરી જવા માગો છો ? તમે કદાચ આને મશ્કરી માનતા હશો, પરંતુ તમારી આ ધૃષ્ટતા માટે હું તમને બરાબર સજા કરીશ. મને લાગે છે કે તમે હજુ સુધી મારાં બળ અને સ્વભાવ વિષે કંઈ જાણતા નથી. "

ઉસ્તાદ નવાઈ પામી બોલ્યો, " ગુસ્સે થતા ના હજુર, મારો અભિપ્રાય ખરાબ નહોતો, મારી બધી વાત આપ સમજી શક્યા નથી તેથીજ આમ ગુસ્સે થયા છો. હું આપને મારી બધી વાત સ્પષ્ટ રીતે સમજાવું છું, સાંભળો.—આપના પિતા આ ગામના એક પ્રખ્યાત માણસ છે, તેની પાસે અગાધ પૈસો છે, અને હું અસહાય, દુર્બળ દરિદ્ર છું; આપના પિતા જો કોઇપણ રીતે જાણે કે હું તમને તેની

વિરૂદ્ધ ઉશ્કેરૂં છું તો પછી હું આપનું રક્ષણ કરીશ કે હુંજ માર ખાઇશ બેસીશ ? ”

બહેરામજીએ કહ્યું, “ તમે મને જે કહેશો તે મારા પિતા કેવી રીતે જાણશે ? તમે શું એમ ધારો છો કે હું થોડી ઘણી વાત તેમને જણાવીશ ? મારામાં બીજા ગમે તેટલા દોષો હોય, પણ હું વિશ્વાસ-ઘાતક કે પ્રવંચક તો નથી જ. ”

ઉસ્તાદે કહ્યું, “ વળી આપ ઉંધું સમજ્યા. આપ કંઇપણ નહિ જણાવો, તે તો હું જાણું છું; પરંતુ આપ જ્યારે જાહેર રીતે અથવા છુપી રીતે આપના પિતાની વિરૂદ્ધ વર્તશો, ત્યારે આપના પિતા સમજી જશે કે આપ બીજાની બુદ્ધિએ ચાલો છો. આપ કોના બુદ્ધિ મુજબ ચાલો છો એ શોધી કાઢતાં તેને લગારે મહેનત પડવાની નથી. મારા વિચાર મુજબ તો આ બધા ફિસાદમાં પડવાની કંઇ જરૂર નથી. આપ કોઇપણ રીતે એ વરસો કાઢી નાખો, ત્યારપછી યોગ્ય ઉંમરે પહોંચતાં આપ—”

ઉસ્તાદનું વાક્ય પૂરૂં થાય તે પહેલાં બહેરામજીએ અધીરભાવે તેની સામેના ટેબલપર એવા જોરથી હાથ પછાડયો કે ટેબલ જુનું હોત તો તે તેજ ક્ષણે ચુરેચુરા થઈ જાત ! ટેબલપર એક કાચની ફુલદાની હતી, તે જમીનપર પડી ચુરેચુરા થઇ ગઈ; પરંતુ બહેરામ-જીની તે તરફ નજર પણ નહોતી. તે ગુસ્સાથી બોલી ઉઠયો, “ જો તમારો ઉપદેશ આજ હોય તો તમારા ઉપદેશની મારે જરૂર નથી. ” બહેરામ ખુરશીપરથી ઉઠયો.

ઉસ્તાદે કહ્યું, “ અરે, ફુલદાનીના ચુરેચુરા કરી નાખ્યા હજુર ! આપ આટલા બધા ગરમ થશો નહિ; માથું ઠંડું રાખી કામ કર-વાથી વિપત્તિમાં પડવું પડતું નથી. મારી વાત હજી પૂરી થઈ રહી છે, એમ આપ ધારતા નહિ. ”

બહેરામજીએ ખુરશીપર બેસી કહ્યું, “ હવે મને ઝાઝો વખત નથી. તમે શું કહેવા માગો છો, તે જલદી કહો. ”

ઉસ્તાદ બોલ્યો, “ મને લાગે છે કે આપ આપના પિતાના હાથમાંથી છૂટવાને બહુ આતુર થયા છો; પરંતુ એ પ્રયત્ન તજી એક બીજું કામ કરવા જેવું છે. આપ ઉપર ઉપરથી તમારા પિતાના કહ્યામાં રહી છુપી રીતે તમારૂં કામ કાઢી શકશો. અનેક ધન-વાન જુવાનો આ પ્રમાણે બુદ્ધિમાનને યોગ્ય કામ કરે છે. હાલમાં

આપને આપના પિતાના તાબામાં સંપૂર્ણ રીતે રહેવું પડતું નથી; આપને મળતો વખત આપ કેવી રીતે ગાળો છો ? "

બહેરામજીએ કહ્યું, " શિકાર અને કુસ્તીમાં; બીજું શું કરૂં ?"

ઉસ્તાદે કહ્યું, " બીજું શું કરવું, તે હું કહી શકતો નથી. પણ આપના જેવી સ્થિતિમાં હું શું કરત તે સાંભળવું છે ? પિતાની આંખમાં ધૂળ નાખવા માટે ઘણો વખત ઘરમાં રહેત ખરો, પરંતુ લગાર સંજોગ મળતાંજ મુંબાઇ જઇ પહોંચત અને સગવડ મુજબની જગાએ એકાદ ભાડે મકાન લેત. ત્યાં રીતસર મદ્યપાન અને નાસ્તાની વ્યવસ્થા કરત; રૂસ્તમજીની દુકાનની બાટલીઓ ધડાધડ ફુટત. મુંબાઇની સર્વશ્રેષ્ઠ ગાનારાઓના સંગીતાલાપે મારૂં મકાન હમેશાં શબ્દાયમાન થઇ રહેત, અને મારા મિત્રો સાથે મશ્કરીની વાતો કરવામાં મારા દિવસો ક્ષણમાં વીતી જાત. પરંતુ ઘરમાં પિતા પાસે રહેત તેટલી વાર તો તદ્દન જુદોજ માણસ બની જાત !" ઉસ્તાદે વાક્ય પૂરૂં કરી બહેરામજી સામે તીક્ષ્ણ કટાક્ષ ફેંક્યો.

બહેરામજીએ કહ્યું, " એ શું સંભવિત છે ? "

ઉસ્તાદ કહેવા લાગ્યો, " અસંભવિત શા માટે, હજુર ? તમારા પિતાની ઘોડારમાં અનેક સારા સારા ઘોડા છે; તેમાંના એક ઘોડા આપ માગી લઇ શકો છો. રાતે જ્યારે બધા ધારતા હોય કે આપ ઉંઘો છો, તે વખતે છુપી રીતે પેલા ઘોડા પર બેસી થોડા કલાકમાં આપ મુંબાઇ પહોંચી શકશો. આપના હુકમ મુજબ આપના મિત્રો પ્રથમથીજ નાચ–ગાનની તૈયારીઓ કરી મૂકવાના. ત્યારપછી જો કોઇ પણ કારણે અકસ્માત ઘેર જતાં વિલંબ થાય, તોપણ શી બીક છે ? આપનો નોકર આપના પિતાને કહેવાનો કે આપ સવારમાં ઉઠી દૂર શિકાર કરવા ગયા છો."

બહેરામજી સમજી ગયો કે કામ ઠીક થાય છે. તે ક્ષણવાર વિચાર કરી બોલ્યો, "પરંતુ આ માર્ગમાં પણ ઘણી હરકતો છે. તમારી સલાહ મુજબ કામ કરવામાં ઘણા પૈસાની જરૂર છે. મારા હાથમાં પૈસો નથી, અને પિતાજીની પાસેથી કંઇ મળે તેમ નથી."

ઉસ્તાદે કહ્યું, " શું આપનો કોઇ ધનવાન મિત્ર નથી ? એવો કોઈ હોય તો તેની પાસેથી બે વરસ પહોંચે તેટલા રૂપીઆ ઉધારે લો."

બહેરામજીએ કહ્યું, " મારો એવો મિત્ર કોઈ નથી. "

ઉસ્તાદ બોલ્યો, " આપ આબરૂદાર માણસના પુત્ર છો; આપ

બે વરસ માટે રૂપીઆ કરજે માગશો તો વીસ–પચીસ હજાર રૂપીઆ સુધી કરજે આપે એવા શાહુકારનો આ ગામમાં તોટો નથી."

બહેરામજીએ કહ્યું, "બીજા કોઇ પાસે કરજે રૂપીઆ લેતાં વાત પિતાજી જાણી જાય. તમે મને કંઇ ઉધાર નહિ આપી શકો ?"

ઉસ્તાદે કહ્યું, "હું તો ગરીબ માણસ છું. મારી પાસે એટલા રૂપીઆ કયાંથી હોય? તોપણ આપ જે જાહેર થવાની વાત કહો છો તે જૂઠી છે. આપ મને દસ્તાવેજ લખી આપશો, એટલે હું તે લઇ કોઇ શાહુકાર પાસેથી રૂપીઆ લઇ આવી શકીશ; આપના પિતા તે બાબત કંઇ જાણશે નહિં."

બહેરામજીએ કહ્યું, "પણ બે વરસની અંદર હું એક પૈસો પણ આપી શકીશ નહિ."

ઉસ્તાદે કહ્યું, "તે માટે આપ ચિંતા કરશો નહિ; ઉતાવળે દેવું વાળવું નહિ પડે, પણ વ્યાજના સંબંધમાં આપને વિચાર કરવો પડશે. મને લાગે છે કે આપ જાણતા નહિ હો કે યોગ્ય ઉમર ન થઇ હોય તેવા માણસને રૂપીઆ ઉધારે આપવાનું કામ તદ્દન નિરાપદ નથી. તેમ કરવામાં કેટલીક વખત વ્યાજ તો શું પણ મૂળ રકમ પણ જાય છે; તે માટે જે જે શાહુકારો એવા માણસોને વ્યાજે રૂપીઆ આપે છે, તેઓ મોટાં વ્યાજ મેળવવાની સગવડ છોડતા નથી. ધારોકે આપને દશ હજાર રૂપીઆ જોઇતા હોય, તો તે માટે આપને પંદર હજારનો દસ્તાવેજ કરી આપવો પડશે."

બહેરામજી બોલ્યો, "તે માટે કંઇ ચિંતા કરવા જેવું નથી, અત્યારે મારે પાંચ હજાર રૂપીઆ જોઇએ છીએ, તે માટે મારે કેટલા રૂપીઆનો દસ્તાવેજ કરી આપવો પડશે ?"

ઉસ્તાદે કહ્યું, "હું વૃદ્ધ થયો છું, ધર્મનો માર્ગ તજી મેં કદી અધર્મને માર્ગે પગ મૂકયો નથી; આપને નુકશાન થાય એવું કાર્ય ફરદુનજી કદી કરવાનો નથી. આપે બીજા કોઇ માણસ પાસે આટલા રૂપીઆ માગ્યા હોત, તો તેણે નક્કી દશ હજારનો દસ્તાવેજ માગ્યો હોત, પણ હું મારા અસીલને સમજાવી આઠ હજાર રૂપીઆમાં રાજી કરીશ."

બહેરામજીએ ઉસ્તાદના બતાવ્યા મુજબ એક શાહુકારના નામનો આઠ હજાર રૂપીઆનો દસ્તાવેજ લખી આપ્યો.

ઉસ્તાદ દસ્તાવેજ લઇ બહાર ગયો. લગભગ એક કલાક પછી પાંચહજાર રૂપીઆની નોટો બહેરામજીના હાથમાં આવી.

બહેરામજીએ ઉઠતાં ઉઠતાં કહ્યું:—" ઉસ્તાદ, તમારો ઉપકાર હું કદી નહિ ભુલું, પરંતુ આટલેથીજ કામ સરશે નહિ, તુરતમાંજ બીજા રૂપીઆની જરૂર પડશે. "

ઉસ્તાદ હસતો હસતો બોલ્યો:—" આ બંદો હજુરને માટે પચાસહજાર રૂપીઆ સુધીની જોગવાઇ કરી શકે તેમ છે. પરંતુ આપ કંઈપણ ગેલમાલ કરી મૂકતા નહિ; ખૂબ સાવચેતીથી ચાલજો. કોઇ દિવસ મને મળવાની જરૂર પડે તો સંધ્યાકાળ પછી અહીં આવજો. આપના પિતા ભારે ધૂર્ત છે, તેની પાસે જાસુસોનો તોટો નથી; કોઇ પણ રીતે તેને મારાપર સંદેહ આવ્યો તો મારૂં તો આવીજ બન્યું."

ઉસ્તાદને અભયદાન આપી બહેરામજી ઘેર આવ્યો. રસ્તામાંજ તેણે સંકલ્પ કર્યો કે એક માસમાંજ મારે મારા વીસ વર્ષના સંયમનું પ્રાયશ્ચિત કરવું!

બહેરામજીએ ઘેર આવી સાંભળ્યું કે, તેના પિતા તેને ખોળે છે. આ વાત સાંભળી બહેરામને લગાર ચિંતા થવા લાગી. કેટલાક દિવસ થયાં તેના પિતાએ તેની ખબર લીધી નહોતી, આજ એકાએક શા માટે શોધ કરતા હશે? તેને આ તરફની ખબર તો નહિ પડી હોય? તેથી બહુજ ચિંતા કરવા લાગો; જીવનમાં કદી પણ આવી સ્થિતિ થઇ નહોતી. બહેરામજી સમજી શકયો નહિ કે આ ઉદ્વેગજ મારા પાપનું પ્રથમ પગથિયું છે. આ પિતૃદ્રોહના પાપનું પ્રાયશ્ચિત્ત કયાં પૂરૂં થશે, તે અદૂરદર્શી બહેરામ કલ્પનામાં પણ લાવી શકયો નહિ."

બહેરામજી પિતાની પાસે હાજર થયો.

એજરા સાહેબ અત્યંત સહજ સ્વરે બોલ્યા, "રજા મળતાં આજ કાલ તો બહુજ બહાર ભટકે છે!"

પિતાને શું મારા તરપ સંદેહ થયો છે? તેના મનનો ભાવ ન સમજાવાથી બહેરામજી બોલ્યો, "આજકાલ હું બહુ દૂર શિકારે જાઉં છું."

એજરા સાહેબે કહ્યું, "પણ આવતી વખતે તો ખાલી હાથે આવે છે! વારૂ, તને શા માટે બોલાવ્યો છે તે સાંભળ. આજ સંધ્યાકાળે એક મિત્ર આવવાના છે, તેના માટે ખાવાપીવાનો બંદો-

બસ્ત કરવાનો છે. આજે તારે એકાદ ઉમદા પ્રાણીનો—સસલાંનો શિકાર કરી લાવવો જોઈએ."

બહેરામજીએ નવાઈ પામી પૂછ્યું, "અત્યાર સુધી તો આપણે ઘેર કોઇપણ ગૃહસ્થ આવેલ નથી; આપનો કોઇપણ મિત્ર પણ કદી આવેલ નથી. આપનો આ મિત્ર કોણ છે ?"

એજરા સાહેબે ગંભીર અવાજે કહ્યું, "તેનું નામ છે જીજીભાઈ રેડિમનિ; તેની કન્યા સાથે તારો વિવાહ કરવાનું નક્કી કરૂં છું."



## પ્રકરણ ૫ મું.

### શિકાર.

અમે પાછળ ધનજીભાઈ બાદશાહતી કન્યા આમિનાનો ઉલ્લેખ કરી ગયા છીએ. અમિના બુદ્ધિશાળી બાઈ હતી; પરંતુ બહેરામજીને મળવા માટે તેણે અત્યાર સુધીમાં જે જે યુક્તિઓ આદરી હતી, તેમાંની કોઇપણ સફળ થઇ નહોતી, તોપણ તે હતાશ થઇ નહોતી. તેને ખાત્રી હતી કે એકાદ દિવસે જરૂર હું તેને મળીશજ બહેરામજી મારાં ચરણમાં બેસી હાથ જોડી મારા પ્રેમની ભિક્ષા ન માગે, તો મારી જુવાની વૃથા છે !

મનુષ્યની આંતરિક સાધના કદી નિષ્ફળ જતી નથી. છેવટે ખરેખર તેની સાથે બહેરામજીનો મેળાપ થયો. તે વખતે વસંત ઋતુની શરુઆત થઇ હતી; પ્રકૃતિદેવી ફુલના સાજથી સજ્જિત થઇ રહ્યાં હતાં. વનમાં હરિયાળી જમીન જોઈ નયન મુગ્ધ બની જતું હતું. સાંજરે લગાર ઉનો મલય પવન તૂટેલી કળીઓની સુગંધી વહન કરી દિગદિગન્તરમાં જાણે અવ્યક્ત વ્યાકૂળતા પાથરતો હતો !

નદી કાંઠે શેરડીના વાડની પાસે થઇને એક રસ્તો જતો હતો; તે રસ્તાની એક બાજુએથી અમિના અને બીજી બાજુએથી બહેરામ આવી પહોંચ્યાં. બહેરામજીએ દૂર એક સસલું જતું જોઈ બંદુક ઉપાડી.

અમિનાએ દૂરથી બહેરામને જોયો; તેના શરીરનું સમસ્ત લોહી જાણે મુખપર પથરાવા લાગ્યું ! બહેરામજીને જોવા તેણે બે માસ થયાં કેટલા પ્રયત્નો કર્યા છે ! પરંતુ તેની આશા પૂર્ણ થઈ નથી,



" બહેરામજીએ, કહ્યું, " આપ ડરશો નહિ, આપ શું અત્યંત-ઘવાયા છો ? "

પૃષ્ઠ ૨૩ મું.

બહેરામની સાથે તેનો મેળાપ થઈ શક્યો નથી; પરંતુ આજ તો મેળાપ થયો. આ નવ વસંતમાં નદી કિનારા પરનાં મેદાન પર એ-કાંતમાં જો તેઓ બંનેનો મેળાપ થાય, તો તેણે શું કહી બોલવું, શું કહી પોતાના મનનો ભાવ જાહેર કરવો? આજે જો અમિના પોતાના મનની વાત ન કહે, તો આવી સગવડ પાછી કેટલા દિવસે મળશે? એક ક્ષણ તેને એક યુગ જેવી લાગવા લાગી. અમિના ચિંતાતુર હૃદયે શેરડીના વાડમાં ગઇ. લગભગ બે મિનિટ પછી બહેરામજીએ પણ ખેતરમાં પ્રવેશ કર્યો, ત્યાર પછી તેણે સસલાં તરફ બંદુકની ગોળી છોડી. બહેરામજીના કુતરા 'ટાઇગરે' પણ સસલું જોયું હતું; તેથી તે પણ સસલાંને પકડવા દોડયો.

બંદુકમાંથી ધુમાડો અને અગ્નિની જવાળો નીકળી કે તરત થોડે દૂર કોઇનો કાતર આર્તનાદ સંભળાયો!

તે શબ્દને અનુસરી બહેરામજીએ ખેતરમાં જઇ જોયું.—જે જોયું, તેથી તેને બીક અને વિસ્મયની સીમા રહી નહિ. તેણે જોયું કે એક સુવેશ ધારિણી સુંદરી પોતાની ગોળીથી ઘાયલ થઇ પાંખ કપાયલાં પક્ષીની માફક જમીન પર તરફડે છે!

બહેરામજી બંદુક દૂર નાખી તરતજ એ યુવતીની સારવાર કરવા મંડયો. યુવતીનું માથું માટી પર પડયું હતું, બહેરામજીએ તે પોતાના ખોળામાં લીધું.

યુવતીએ એક વખત આંખો ઉઘાડી જોયું; બહેરામજીની સાથે તેની નજર મળી કે તરત તેની આંખ પાછી મીચાઇ ગઇ.

બહેરામજીએ કહ્યું, "આપ ડરશો નહિ, આપ શું અત્યંત ઘવાયાં છો?"

અમિના ક્ષીણ સ્વરે બોલી, "આપ કોણ છો?"

બહેરામજીએ કહ્યું. "મારૂં નામ બહેરામજી એજરા છે; મારી ગોળીથી આપ ઘવાયાં છો; મારા અપરાધની ક્ષમા નથી."

અમિના વીણાના ભણકાર જેવા મધુર અવાજે બોલી, "આ કંઇ આપનો ઇચ્છાકૃત અપરાધ નથી; ઉલટું હું અજાણપણે આપના શિકાર સામે આવી પડી હતી, તે માટે હું જ આપની પાસે માફી માગું છું. પરંતુ હું બહુ ઘવાઇ નથી, બીકથી મૂર્છામાં પડી હતી. સામાન્ય કારણે હું આમ વિચલિત થઇ આપના ઉદ્વેગ અને વિરક્તિનાં કારણરૂપ થઇ છું, તે માટે મને બહુ શરમ આવેછે."

બહેરામજીએ કહ્યું, "ડૉકટરને બોલાવવાની જરૂર છે?"

અમિના માથું ઉંચું કરી ઉઠી બેઠી થઇ, અને એક અતિ તીક્ષણ કટાક્ષે બહેરામજીનાં ચિત્તને ઉદ્‌ભ્રાન્ત કરી મૂકી મૃદુ મૃદુ હસતી બોલી, "ડોકટરને બોલાવવો પડે એટલો બધો જખમ નથી, પગની પેનીએ લગાર વાગ્યું છે."

બહેરામજીએ કહ્યું, "ત્યારે તો આપ ચાલી નહિ શકો, હું એક પાલખી લાવું છું."

અમિના ઉતાવળથી બોલી, "ના, ના, પાલખીની જરૂર નથી; ચાલતાં મને બહુ દુઃખ નહિ થાય. આ બાબતમાં ઝાઝો ગોલમાલ થશે તો આપણાં બંનેની નિંદા થશે."

બહેરામજીએ કહ્યું, "મને બહુ પશ્ચાત્તાપ થાય છે; હું આવ્યો હતો શિકાર કરવા સસલાનો પરંતુ મારી ગોળીએ આપનાં કોમળ અંગને વીંધ્યું!"

અમિના બોલી, "એ માટે આપ દુઃખી થતા નહિ. તુચ્છ રમણીના જીવનનું મૂલ્ય કંઈજ નથી. નારીનું જીવન અતિ અસાર છે." સાથે સાથે અમિનાની પદ્મ જેવી આંખોમાં એક આંસુઓ આવ્યાં; પરંતુ તેણે તે મુખ ફેરવી લૂછી નાખ્યાં, "મને બહુ વાર થઇ; મારી મા ચિંતા કરતી હશે! હું હવે જાઉં છું, પરંતુ જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી આપની દયા મને યાદ રહેશે. હું એક રોગીની સેવા કરી આ રસ્તેથી ઘેર જતી હતી; આ રસ્તેથી હું દરરોજ આવજા કરૂં છું; આજ એકાએક આપનો મેળાપ થયો, તે માટે હું મારા જીવનને ધન્ય ગણું છું. આપની પાસેથી વિદાય લીધા પહેલાં મારી એક માગણી છે."

બહેરામજીએ કહ્યું, "હું પોતે ભિક્ષુક છું. મારીપાસે તમે શું ભિક્ષા માગવાનાં છો સુંદરી?"

અમિનાએ કહ્યું, "મારી માગણી છે કે આ બાબત આપ કોઇને કંઈ કહેશો નહિ. આ વાત મારાં માબાપ સાંભળશે તો મારાથી બહાર નીકળાશે નાહ; બધાથી દુઃખની વાત તો એ થશે કે ભવિષ્યમાં કદાચ આપની સાથે હું મેળાપ પણ કરી શકીશ નહિ."

અમિના ધીરે ધીરે ચાલી ગઇ. બહેરામજી તે નજર બહાર ગઈ ત્યાં સુધી તેના સામું જોઈ રહ્યો. અમિના નજરબહાર થઇ એટલે તે બોલી ઉઠયો, "કેવી રૂપાળી! પહેલાં મેં તેને એક બે વખત જોઇછે ખરી, પરંતુ શિકાર કરવા આવી જાઉંછું તો હું પોતેજ શિકાર થયો!" આટલે દિવસે અમિનાનો પહેલો પ્રયત્ન સફળ થયો.

# પ્રકરણ ૬ ઠું.

## જાળ.

શિકાર કરી રહ્યા બાદ જ્યારે બહેરામજી ઘેર આવ્યો, ત્યારે તેણે સાંભળ્યું કે ઘણીવાર પહેલાં જીજીભાઈ આવી ગયા છે, અને અત્યારે તેમના પિતા સાથે વાતચીત કરે છે. બહેરામજી પિતા પાસે પહોંચ્યો એટલે એજરા સાહેબે તેને તેની સાથે ઓળખાણ કરાવી.

તેજ રાત્રે ભોજન પ્રસંગ વીત્યાબાદ વિવાહનું કામ નક્કી થઈ ગયું. નક્કી થયું કે રેડિમનિએ તેની કન્યાને પાંચલાખની પહેરામણી આપવી. એજરા સાહેબની ઈચ્છા હતી કે પહેરામણીની રકમ હજુ થોડી વધે, પરંતુ એજરા સાહેબ તે માટે વધુ કંઈ કહી શક્યા નહિ; કારણ કે તે જાણતા હતા કે રેડિમનિની એ એકજ દીકરી તેની બધી મિલ્કતની વારસ હતી.

રેડિમનિના ગયા પછી એજરા સાહેબે બહેરામજીને કહ્યું, "એ માણસ બહુ બુદ્ધિમાન છે. જર્મનીમાં રેશમનો વેપાર ખેડી તેણે થોડાજ વરસમાં અગાધ સંપત્તિ મેળવી છે. ધર્મને માર્ગે ચાલી આટલી ટુંકી મુદતમાં કોઈપણ માણસ તેના જેટલી સંપત્તિ મેળવી શકતો નથી. જમીનદાર અને તાલુકદારો આ વખતમાં ધીમે ધીમે નિઃસત્વ થતા જાય છે; ઘણા જમીનદારોના ઘરમાં પૈસા પણ નથી, કેવળ પૂર્વની આબરૂ અને દેણાના ઢગ લઈ તેઓએ અત્યાર સુધી સમાજનું શીર્ષસ્થાન રોક્યું છે, પરંતુ એ આધિપત્ય હવે ઘણા દિવસ ટકવાનું નથી. આ બધા અજ્ઞાત-વંશમાં જન્મેલા વેપારીઓ અગાધ દ્રવ્ય અને અગાધ શક્તિની સહાયતાથી જેમ બને તેમ જલદી સમાજની ટોચે સ્થાન મેળવશે. માટે અત્યારથીજ તેઓની સાથે આપણે સગપણનો સંબંધ નહિ બાંધીએ તો આપણી પૂર્વની આબરૂ ગુમાવ્યા સિવાય છુટકો નથી."

બહેરામજીના હૃદયમાં તે વખતે વાવાઝોડું ઉપસ્થિત થયું હતું, તેણે પિતાની વાતનો કંઈપણ જવાબ ન આપ્યો; તેના પિતાની બધી વાતો તેણે સાંભળી પણ નહિ, તેના મનમાં તો અમિનાની મોહિની મૂર્તિ તરવરી રહી હતી; તેનું સુંદર મુખડું તે ભૂલી શકતો નહોતો. તેનું ક્ષુબ્ધ, વ્યથિત, વિચલિત હૃદય જાણે ગ્રીષ્મઋતુના મધ્યાન્હકાળ-

ના ઉના વાયુ પ્રવાહની માફક પેલી નદી પાસેનાં પેલાં ખેતરમાં ઉદાસ ભાવે ભમતું ન હોય તેમ જણાતું હતું. રાત્રે તેને ઉંઘ પણ ન આવી.

બીજે દિવસે બપોરે જમ્યા પછી બહેરામજી બંદુક અને ટાઇગરને લઇ પેલા ખેતરમાં સંધ્યાકાળ સુધી બેઠો રહ્યો, પણ અમિનાનાં દર્શન નજ થયાં. અમિના કેમ ન આવી, તે સમજી શક્યા વગર, તે દીલગીર ચહેરે ઘેર પાછો ફર્યો.

આ એક દિવસના વિરહથી બહેરામનું દીલ બમણું અધીર થઇ ગયું. બીજે દિવસે બરાબર વખતે બહેરામ પાછો ત્યાંજ અમિનાની રાહ જોવા લાગ્યો. અનેક ક્ષણ વીત્યા બાદ ટાઇગર કંઇક સંશય પડતાં ભસતો ભસતો એક દિશા તરફ દોડયો. બહેરામ બેઠો હતો, તેણે ઉઠી થોડે દૂર ટાઇગરનું અનુસરણ કર્યું, છેવટે થોડે દૂર જતાંજ વનના માર્ગમાં અમિનાને જોઈ. ચાર આંખોનું મિલન થતાંજ અમિનાનું મુખ શરમથી લાલચોળ બની ગયું. તે કંઇપણ ન બોલતાં મારી તરફ જોઈ રહી. બહેરામજી બંદુક નીચે રાખી તેની પાસે આવી ઉભો.

બહેરામજીએ પહેલી વાત કહી, "હું આપને મળવાજ આવ્યો છું; આપને કેમ છે, તે જાણવા માટે હું બહુ આતુર થઇ રહ્યો હતો. મેં આપની પ્રાર્થના પૂર્ણ કરી છે; તે દિવસે જે બન્યું હતું, તેની કંઇ પણ વાત કોઇને મેં જણાવી નથી. આપની કુશળતાના સમાચાર જાણવાને માટે કાલે હું સંધ્યાકાળ સુધી અહિં રાહજોતો બેઠો હતો."

અમિનાએ કહ્યું, "મારી માએ કાલે મને બહાર નીકળવા દીધી નહોતી. આપે મારે માટે જે દુઃખ ભોગવ્યું છે તે માટે આપને હું ધન્યવાદ આપુંછું."

બહેરામજીએ કહ્યું, "ધન્યવાદની વાતજ બોલશો નહિ. આ બે દિવસોમાં આપના સિવાય બીજી વાતજ મારા મગજમાં પેઠી નથી. મેં અજાણતાં આપના તરફ જે વ્યવહાર ચલાવ્યો છે, તે યાદ લાવી લાવી મેં ઘણોજ પશ્ચાતાપ કર્યો છે. આપનો આ જમીન પર પડેલ કુસુમ સમાન દેહ કેટલો આદરથી મેં મારે ખોળે લીધો હતો, તે હું ભૂલી શકવાનો નથી. તે દિવસે આપ જેટલો વખત મારી પાસે હતાં તેટલા વખતનું મારૂં જીવન મને પ્રકાશમય પુષ્પ–સુગંધમય જણાય છે, પરંતુ ત્યાર પછી મને આમાવાસ્યાની રાત્રિએ અનંત અંધકારમાં નાંખી રાખ્યો જણાય છે."

અમિનાએ નીચી નજરે કહ્યું, "મારા જેવી ક્ષુદ્ર નારીને આ-

ટલી બધી ઉપમા ન શોભે. હું આપની પાસે કૃતજ્ઞ છું, આથી વધુ કહેવાનું હું પસંદ કરતી નથી."

બહેરામજીએ કહ્યું, "પરંતુ મારે ઘણી વાતો કહેવાની છે. મારૂં જીવન અંધકારમય છે, ઉદ્દેશ્યહીન છે, મરુમય છે; આ પૃથ્વીપર મારાં સુખ સામું જોનાર કોઇ નથી. મેં મારા જીવનમાં કેટલું દુઃખ સહન કર્યું છે, તે સાંભળતાં આપનું હૃદય ભરાઇ આવશે. જ્યાં સુધી મેં આપને જોયાં નહોતાં, ત્યાં સુધી હું એમજ ધારતો કે પ્રેમ એ કલ્પનાનો વિકાર માત્ર છે, કર્મ-વૈચિત્ર્યપૂર્ણ આ વિપુલ વસુંધરાપર તેનું સ્થાન નથી; પરંતુ અત્યારે મને જણાય છે કે, પ્રેમ માનવ હૃદયનો નિયન્તા છે, તે અંધકારને પ્રકાશિત કરે છે, પાપિષ્ઠના હૃદયને પુણ્યમય કરે છે. જો હું કોઇપણ દિવસ પૂર્વજન્મનાં કર્મના બળે આપને આ હૃદયની અધિષ્ઠાત્રી કરી શકું, તો મારૂં આ ચિર દુઃખમય, અશાન્તિપૂર્ણ, ઉદ્દેશહીન જીવન પણ કદાચ સુખી થઇ શકે. પરંતુ મનુષ્યની બધી આશા પૂર્ણ થતી નથી. મને લાગે છે કે મારી આ અપરિચિત આકાંક્ષા પણ પૂર્ણ થવાની નથી, માટે હું હતાશ થઈ ગયો છું."

અમિના વીણા વિનિન્દિત સ્વરે બોલી, "આપની વાત સાંભળી હું બહુ દીલગીર થાઉં છું; આપણા જેટલી ઉમરે આપણામાં નિરાશાએ સ્થાન મેળવવું ન જોઇએ. પૃથ્વી પર જ્યારે કંઇપણ અસંભવિત નથી, ત્યારે આપ શામાટે હતાશ થાઓ છો, તે સમજી શકાતું નથી."

બહેરામજીએ કહ્યું, "તેનું કારણ એ છે કે આ પૃથ્વીપર મેં અત્યાર સુધી કોઈ પાસેથી દયાળુ વ્યવહાર મેળવ્યો નથી, કેવળ આપજ મારી પાસે કરુણામયી મૂર્તિરૂપે પ્રગટ થયાં છો; તેથીજ જે વાતો મારા હૃદયના ઉંડા ભાગમાં છુપાઈ રહી હતી, તે આપની આગળ પ્રકટ કરવાનું મેં સાહસ કર્યું છે.'

અમિનાએ કહ્યુ, "મેં સ્વીકાર્યું હતું તે મુજબ હું અહિં આવી છું; મારે અત્યારેજ કેટલાક રોગીને તપાસવા જવા છે."

બહેરામ વ્યાકુળ ભાવે બોલ્યો, "પરંતુ હવે શું આપનો મેળાપ નહિ થાય? જીવનમાં આજ શું છેલ્લો મેળાપ છે?"

અમિના મધુર અવાજે બોલી, "ના, આજ છેલ્લો મેળાપ નથી; અહિં જ હું મળીશ."

તે દિવસે બંનેએ એક બીજાની રજા લીધી, ત્યારબાદ લગભગ દરરોજ આજ સ્થળે તેઓ બંને મળવા લાગ્યાં. મેળાપનો સમય થોડો

છતાં એ થોડા સમયમાં પણ બહેરામનાં વચનોમાં અમિના પ્રત્યેનો ઉંડો પ્રેમ પ્રગટ થતો હતો. પરંતુ બુદ્ધિશાળી અમિના બહેરામને પકડવા આવી હતી, પોતે પકડાવા આવી નહોતી; તેથી અમિના કોઇપણ રીતે પકડાતી નહોતી. અમિના બહેરામના હાથમાં આત્મ સમર્પણ કરવા સંમત છે કે નહિ, તે વાત એક દિવસ પણ તેના મુખમાંથી ન સાંભળતાં બહેરામનું હૃદય અત્યંત વ્યાકુળ થઇ ગયું.

એક દિવસ અમિના બહેરામથી છુટી પડી એક ગામડામાં એક ઘરડી ડોસીની ચાકરી કરવા ગઇ એ રોગિણી કુલિયાની મા હતી.

અમિનાએ ત્યાં જઈ જોયું તો જણાયું કે કુલિયાની મા રોગના દુઃખ કરતાં મનના દુઃખથી અધિક દુઃખી થતી હતી. કારણ પૂછતાં જણાયું કે તેણે ઉસ્તાદ પાસેથી કંઇક પૈસા લીધા હતા; પણ હવે ઉસ્તાદ કહે છે કે ' તું જો તારી યુવાન દીકરી કુલિયાને મારૂં મન રાજી કરવા નહિ મોકલે તો તારાપર ફરિયાદ કરી તારૂં બધું વેચાવી નાખીશ !

અમિનાએ થોડીવાર વિચાર કરી કહ્યું, " તું મુંઝાઇશ નહિ; હું ઉસ્તાદને મળી તારા તરફ જુલમ ન થાય તેવી વ્યવસ્થા કરીશ."

અમિનાએ તેજ દિવસે ઉસ્તાદ સાથે મેળાપ કર્યો, અને તેને કહ્યું, " કુલિયાની મા ઘણા દિવસથી વા અને તાવના રોગથી પીડાય છે તેનાપર આવા સમયે ફરિયાદ કરવી એ નિર્દયનું કામ છે સર સામાનમાં તેની બે ગાયો અને થોડાં વાસણો સિવાય બીજું કંઈ નથી. તેનાપર કેસ ચલાવી તેની જીવિકા નિર્વાહનો રસ્તો પણ બંધ કરવો યોગ્ય નથી."

ઉસ્તાદે કહ્યું, " મારી પાસે રૂપીયા ક્યાં છે કે હું રૂપીઆ વ્યાજે આપું ? કેટલાક મહિના પહેલાં તે મારી પાસે આવી હતી, તેના દુઃખથી દુઃખી થઈ મેં તેને બીજા શાહુકાર પાસેથી રૂપીઆ અપાવ્યા હતા. વ્યાજ સહિત અત્યારે બહુ દેવું થઇ ગયું છે; પરંતુ તેતો એક પૈસોયે આપતી નથી. આવી અવસ્થામાં પેલો શાહુકાર તેનાપર ફરિયાદ કરે, તેમાં મારો શો દોષ ? "

અમિનાએ પુછ્યું, " વ્યાજ સહિત કેટલા રૂપીઆ થયા છે ? "

ઉસ્તાદે કહ્યું, " એકસો પચીસ રૂપીઆ. આપને જ્યારે આટલી બધી દયા આવે છે, ત્યારે આપના જેવાં શ્રીમંત બાઇ એટલા રૂપીઆ ફેંકી દે કે તરત તેનું દુઃખ મટે."

અમિનાએ કહ્યું, "હું મારા પિતા પાસે રૂપીઆ માગીશ."

ઉસ્તાદે કહ્યું, "આપના પિતા પાસે રૂપીઆ માગવાથી કંઇ પરિણામ આવવાનું નથી. આપનો કોઈ આબરૂદાર મિત્ર નથી? તેની પાસે એટલા રૂપીઆ માગતાં આપ અનાયાસે મેળવી શકશો. બહેરામજી એજરા સાથે આપને ઓળખાણ છે! મને ખબર છે કે તે બહુ દયાળુ છે. તેની ઇચ્છા થાય તો તે આટલા રૂપીઆ આપી શકે તેમ છે. થોડા દિવસમાં તે ઉમર લાયક થશે, ત્યારે તેના માતામહની સંપત્તિ તેના હાથમાં આવશે; તે સિવાય તેના પિતાએ જે સંબંધ નક્કી કર્યો છે તેમાં પહેરામણી બદલ પણ ઘણા રૂપીઆ મળશે; તેને વિવાહમાં પહેરામણી બદલ જ પાંચ–સાત લાખ રૂપીઆ મળવાના છે, એમ મેં સાંભળ્યું છે."

ઉસ્તાદને મુખે આ વાત સાંભળી અમિનાને માથે વજ્રાઘાત થયો. તેણે નવાઇ પામી પૂછ્યું, "તેમનો વિવાહ–સંબંધ નક્કી થઈ ગયો છે? તમે નક્કી જાણો છો?"

ઉસ્તાદે કહ્યું, "હું તો શું, પણ ઘણા એ વાત જાણે છે; આપને શું એ અસંભાવિત લાગે છે? આપ તો એ બુઢાને ઓળખતાં નથી. પૈસા માટે તે બધું કરી શકે છે!" એટલું કહી ઉસ્તાદે એકવાર તીક્ષ્ણ દૃષ્ટિથી અમિના સામું જોયું. અમિના તરત જ આત્મસંવરણ કરી બોલી, બુઢો ગમે તેની સાથે પોતાના છોકરાને પરણાવે; તેમાં આપણે શું?"

અમિના વધુ વાતચીત ન કરતાં ચાલી ગઇ. અમિનાના ગયા બાદ ઉસ્તાદ બોલી ઉઠયો, "તું બહુ ચતુર છે, પરંતુ તારે મારી જાળમાં પડવુંજ પડશે."

અમિના ઉસ્તાદના ઘેરથી ફુલિયાની માને ઘેર આવી. તેણે તેને આશ્વાસન આપ્યું, અને તેની પાસેથી શાહી–કલમ લઇ બહેરામજીને પત્ર લખ્યો. એજરા સાહેબના એક નોકર સાથે ફુલિયાની માને સગપણનો સંબંધ હતો, તેથી ફુલિયાને એજરા સાહેબને ઘેર મોકલવાથી કોઇને શંકા નહિ આવે, એમ જાણી અમિનાએ એ પત્ર ફુલિયાના હાથમાં આપી બહેરામજીને મોકલાવી દીધો.

અમિનાએ આ પત્રમાં બીજે દિવસે સાંજરે ત્રણ વાગે બહેરામજીને ઉસ્તાદને ઘેર મળવાનું જણાવ્યું હતું.

બહેરામજી બીજે દિવસે ત્રણ વાગ્યા પહેલાં ઉસ્તાદને ઘેર આવી પહોંચ્યો, અને વધુ રૂપીઆ ઉધારે માગવા લાગ્યો.

બહેરામજી સાથે ઉસ્તાદની વાતચીત ચાલતી હતી, તે વખતે અમિનાની ગાડી ઉસ્તાદના ઘર પાસે આવી ઉભી. ગાડીનો ગગડાટ સાંભળી ઉસ્તાદે ઉઠી અમિનાનો સત્કાર કર્યો, અને બહેરામજી જે ઓરડામાં બેઠો હતો, તે ઓરડામાં તેણે તેને લાવી બેસાડી. એક મિનિટ પછી બહાર કંઇ કામ છે, એમ કહી ઉસ્તાદ ચાલ્યો ગયો, અને બહારથી દરવાજો બંધ કર્યો.

પરંતુ ઉસ્તાદે બીજે સ્થાને ન જતાં તે દરવાજાનાં બારણે કાન માંડયા.

લગભગ બે મિનિટ સુધી કોઇ કંઇ બોલ્યું નહિ; ત્યાર પછી બહેરામજીએ અમિનાપર કટાક્ષ કરી કહ્યું, "આજે તમારૂં મુખ બહુ મ્લાન જણાય છે, તેનું કારણ શું?"

અમિનાએ કંઈ જવાબ ન આપ્યો; કેવળ કાતર દૃષ્ટિથી તે જમીન તરફ જોઈ રહી. તેની આંખમાંથી બે બિંદુ આંસુ ઝરી તેનાં ગાલપર પડયાં. આ દશ્ય જોઇ બહેરામજી અત્યંત દીલગીર થયો; તે અધીર ભાવે ઉઠી કહ્યું, "તમે શા માટે રડોછો? તમને શું દુઃખ છે, તે મને કહો. મારામાં શક્તિ હશે તો તે હું દુર કરીશ. તમે મને તમારો વિશ્વાસુ હિતૈષી માનજો.

અમિનાએ પ્રથમ તો કંઈ જણાવ્યું નહિ. પરંતુ બહેરામજીએ હઠ લીધી એટલે કહ્યું, "મારી મા એક આબરૂદાર વંશના ધનવાન યુવક સાથે મારી સગાઇ કરવા ધારે છે; મને લાગે છે કે તરતમાં જ મારો વિવાહ થશે."

આ વાત સાંભળી બહેરામજીની ચક્ષુ ચમકી ઉઠી, તે વિહ્વળ ભાવે બોલ્યો, "તમે આ બાબતમાં વાંધો ઉઠાવ્યો નહિ?"

અમિનાએ કહ્યું, "વાંધો ઉઠાવવાથી શું વળે? મારા વાંધાથી કંઈ મા બાપનો વિચાર ફરે? કાંતો મારે વિવાહ કરવો પડશે અને નહિ તો આપઘાત કરી આ બધાં દુઃખમાંથી છુટવું પડશે."

બહેરામજીએ અસહિષ્ણુ ભાવે કહ્યું, "ના ના, એ બેમાંના એકેય ઉપાયની જરૂર નથી; તમે ચોકખી રીતે તમારાં માબાપને જણાવે કે, આ વિવાહમાં મારે વાંધો છે."

અમિના બોલી, "વાંધો ઉઠાવવાથી કંઇ ફાયદો થવાનો નથી; જે યુવક મારી સાથે વિવાહ કરવાને તૈયાર થયો છે, તે મારા પિતા પાસેથી એક પૈસો પણ માગતો નથી. એ યુવક આબરૂદાર છે, કેળવા-

ચલો છે અને રૂપાળો પણ છે. હું વાંધો ઉઠાવું, ત્યારે મારાં માબાપ એ વાંધાનું કારણ પૂછશે, ત્યારે મારે તેને શો જવાબ આપવો ?"

બહેરામજી હતાશ ભાવે બોલ્યો, "ત્યારે મારી વાતો તમે ભૂલી ગયાં છો ! આ શું પ્રેમ ?"

અમિના વિશ્વાસ નાખી બોલ્યો, "પરંતુ તમે સ્વાધીન નથી; તમારા પિતા તમને થોડી કિંમતે વેચવામાં સંમતિ આપશે નહિ."

બહેરામજીએ ગુસ્સે થઇ કહ્યું, "હું શું ધાવણો બાળક છું ! મારો પોતાનો વિચાર શું કંઇ નથી ?"

અમિનાએ કહ્યું, "તમારા વિચાર મુજબ કંઇ બનવાનું નથી, પિતાના મત વિરૂદ્ધ ડગલું ચાલવા જેટલી તમારામાં શક્તિ નથી. આપણા વિવાહમાં તે કદી પણ સંમતિ આપશે નહિ."

બહેરામ ઉત્તેજીત સ્વરે બોલ્યો, "તેનો મતામત હું ગ્રહણ કરતો નથી. હું હવે બાળક નથી, મારી ઇચ્છા વિરૂદ્ધ મારી આગળ કંઇ પણ કામ તે કરાવી શકશે નહિ. સાંભળ અમિના, મારી પ્રતિજ્ઞા છે કે હું તમારી સાથે વિવાહ કરીશ; તેમાં જો કોઇ પણ અડચણ કરે તો તે મારો પિતા હોય તો પણ તેનું ભલું નથી થવાનું."

બહેરામજી ઉત્તેજનાને લીધે અમિનાને ખોળામાં લઇ છાતી સાથે ચાંપવામાં મસ્ગુલ થઇ ગયો. ત્યાર પછી બોલ્યો, "તું મારી છે, મારી પાસેથી તને કોઇ પણ ખેંચી લેવાનું નથી."

ઉસ્તાદ અનિમિષ નેત્રે દરવાજાની ફાટમાંથી આ પ્રેમાભિનય જોતો; તે આનંદમાંને આનંદમાં નાચવા લાગ્યો. તેના મનમાં આજે આનંદ સમાતો નહતો. જાણે શયતાન શરીરે સ્વર્ગમાં આવ્યો હોય નહિ, તેવો તેને આનંદ થયો.

અમિના બહેરામના આલિંગનમાંથી વિદ્યુતવેગે છુટી થઈ દૂર ઉભી. બહેરામ લગાર દીલગીર થઇ બોલ્યો, "તમારો શો મત છે ? હું તમારી સાથે વિવાહ કરૂં તે શું તમને રૂચતું નથી ? હું બહેરામજી એજરા,–વંશમર્યાદામાં કોઇથી હલકો નથી. હું રૂપાળો છું કે નહિ તે જાણતો નથી, તો પણ એટલું તો જાણું છું કે રૂપાળી સ્ત્રીઓ મારા તરફ ટાંકી રહે છે. મારા શરીરમાં સિંહ જેટલું બળ છે. જો કે હું મહાપંડિત નથી, છતાં હું મૂર્ખ પણ નથી. મારી ઉમર નાની છે, મારૂં હૃદય અનંતવાસનાથી પૂર્ણ છે, એ આશા પૂર્ણ કરવાને માટે મારા પિતાના ભંડારનાં દ્રવ્યનો તોટો નથી; મારા પિતાની સંપત્તિનું

મૂલ્ય પચાસ લાખથી ઓછું નથી, તો પછી ક્યા દોષથી તમે મને પરણવા ઇચ્છતાં નથી ?"

અમિના નીચું માથું રાખી બોલી, "હું તમારી સાથે વિવાહ કરવાને ખુશી નથી, એમ કોણે કહ્યું ?"

બહેરામજીએ કહ્યું, "ત્યારે તમે મને ઉત્સાહ શા માટે આપતાં નથી ? હું તમને ચાહું છું,–જીવથી પણ વધુ ચાહું છું; એ વાતમાં શું તમને વિશ્વાસ નથી ?"

અમિનાએ કહ્યું, "વિશ્વાસ છે, પરંતુ તેમાં જેટલો વિશ્વાસ છે, તેટલો જ તમારી પિતૃ આજ્ઞાકારી ગુણમાં છે. પિતાની વિરૂદ્ધ વર્તવા જેટલી શક્તિ તમારામાં નથી, હું એ પણ જાણી શકી છું કે તેણે તમારો વિવાહ ભારે પહેરામણી આપનાર એક ધનવાન ગૃહસ્થની દીકરી વેરે કરવાનું નક્કી કર્યું છે. તેના એ વિચારમાં અડચણ લાવી મૂકે, તેવું માણસ એકેય નથી."

બહેરામજીએ કહ્યું, "પરંતુ તેમનો વિચાર પૂરો પડે તે પહેલાં હું તમારી સાથે છુપો વિવાહ કરૂં તો ?"

અમિનાએ કહ્યું, "તે વાત તમારા પિતાથી છુપી નહિ રહે. તે તમને તેની બધી દોલતથી વંછિત રાખશે તો તમે શું કરશો ? મારા જેવી રૂપ અને ગુણ વિનાની સાધારણ નારી માટે એટલું બધું તજવા તૈયાર થશો ?"

બારણાં આગળ ઉભેલો ઉસ્તાદ હર્ષથી વિચલિત ચિત્તે બોલ્યો, "અમિના કેવી બુદ્ધિશાળી છે ! હું તો દૂર રહ્યો, પણ મારા બાપદાદા પણ કાર્યોદ્ધારને માટે આવી સરસ પ્રેમની વક્તૃતા કરી શકત નહિ."

અમિનાની વાત સાંભળી બહેરામજી અસંતુષ્ટ ભાવે બોલ્યો, "તમે બધી વાતમાં ખરાબ દિશા જ જુઓ છો !"

અમિનાએ કહ્યું, "પરંતુ મારી વાત ખરી છે, તે તમે અસ્વીકાર કરી શકશો નહિ."

બહેરામજીએ કહ્યું, "હું કબુલ કરૂં છું કે તમારી વાત ખરી છે; પરંતુ મને લાગે છે કે તમે જાણતાં નથી કે બે વરસ પછી હું ઉમર લાયક થઇશ, ત્યારે મારા માતામહની સંપત્તિપર મારો અધિકાર ચાલશે. મારી ઇચ્છા મુજબના વિવાહ માટે પિતા મને તેમની સંપત્તિનો વારસ નહિ ઠરાવે તો શું હું થોડી વાતમાં તે તજી દઇશ ? મારી માતામહની સંપત્તિની છેલી પાઇ પણ હું ફરિયાદ કરવામાં ખરચીશ.

પરંતુ મને લાગે છે કે એટલું બધું કરવું પડશે નહિ. ગમે તેમ કરીને હું તેને આ વિવાહમાં સંમત્તિ આપવા કહીશ."

અમિના લાંબો નિસાસો નાખી બોલી, "એ બધી આશા અસંભવિત છે."

એ વખતે ઉસ્તાદ એકાએક ત્યાં પ્રવેશ કરી બોલ્યો, "આપ કોઇ જરૂર બાબત ચર્ચો છો, તેથી એકાએક મારા આવવાથી આપને અડચણ થઇ છે; પરંતુ માફ કરશો. આપની વિપત્તિ શી છે તે હું સમજી ગયો છું; આપના મિલનમાર્ગમાં જે જે હરકતો છે તે મારાથી અજાણી નથી."

અમિના ભમર ચઢાવી બોલી, "તમે શા માટે આમ અનધિકાર ચર્ચા કરવા આવ્યા છો? તમે કોણ છો, તે શું ભૂલી ગયા છો?

ઉસ્તાદ અતિશય નવાઇ પામી બોલ્યો, "જો હું અનધિકાર ચર્ચા કરતો હોઉં, તો તે આપનાં ભલાં માટે જ કરૂં છું. હું કેટલો હલકો માણસ છું, તે હું ભુલી ગયેલ નથી; પરંતુ મારા પ્રયત્નથી આપ બંને આ સંકટમાંથી પાર ઉતરી નાહ શકો એમ માનશો નહિ."

બહેરામજીએ અમિનાને મૃદુસ્વરે કહ્યું, "આ માણસ બહુ જ યુક્તિવાળો છે. એ શું કહે છે તે સાંભળો."

અમિનાએ કહ્યું, "ઉસ્તાદ અર્થ પિશાચ છે, પૈસાને માટે એ બધું કરી શકે છે; વિશ્વાસઘાતકતા તો નજીવી વાત છે."

બહેરામજીએ કહ્યું, "પૈસાને લીધે જે વિશ્વાસઘાત કરે, તેને હાથમાં રાખવો કઠણ નથી; હાલમાં તેનું કહેવાનું તો સાંભળીએ."

બહેરામજીએ ઉસ્તાદને બોલાવી તેની સલાહ માગી.

ઉસ્તાદે કહ્યું, "જુઓ, મારા વાળ ધોળા થઇ ગયા છે, હું ઘરડો થયો છું, ઘણું જોઇ સાંભળી મેં અનુભવ મેળવ્યો છે. આપ મારી વાત માનો, થોડા દિવસ રાહ જુઓ, ઉમર લાયક થયા પછી જે જે ઇચ્છા હોય તે કરજો. ત્યારે મારી મદદથી આપ આપના પિતાને બરાબર સજા આપી શકશો."

બહેરામજીએ કહ્યું, "તમે નવું શું કહ્યું? તમારી સલાહ મુજબ ચાલતાં અમારી સગવડ જળવાશે નહિ; આ કરતાં જો કોઇ સારી સલાહ હોય, તો વિચાર કરી અમને જણાવજો."

ત્યાર પછી કંઈ પણ વાત ન થઇ; ઉસ્તાદને ઘેરથી બંનેએ રજા લીધી, ત્યાર પછી અમિના સાથે બહેરામજીનો બહુ મેળાપ થ થયો;

તોપણ બંને વચ્ચે પત્ર-વ્યવહાર તો ચાલવા લાગ્યો. કુલિયાએ ટપાલીનું કામ માથે લીધું હતું.

વર્ષાઋતુમાં અમિનાના પિતા કુટુંબ સાથે ગામડું છોડી મુંબાઇમાંના બંગલામાં રહેવા લાગ્યા. તેણે જે મોટું મકાન ભાડે લીધું હતું. તેનું નામ તેણે 'પેરેડાઇઝ'—એટલે નન્દનભુવન રાખ્યું હતું.

આ બધી વાત બહેરામજીથી અજાણી નહોતી; તે વખતો વખત ઘોડેસ્વાર થઇ મુંબાઇ આવતો; અને કોઇ કોઇ દિવસ રાત્રે તેનો ઘોડો 'પેરેડાઇઝ'ના બગીચાના પાછલા ભાગમાં ઉભેલો જણાતો.

આ બગીચો પસાર કર્યા પછી પેરેડાઇઝના એક ઓરડામાં અમિના રહેતી હતી. બહેરામજી ગુપ્ત દ્વારથી આ રંગમહેલમાં ઘણીવાર આવતો હતો; મારબલ પત્થરની લીસી નીસરણી પર ચડતાં તેનુ હૃદય કેટલીય વાર ધડક્યું હતું! પરંતુ આ બધી છુપી વાત કેવળ એક જણ સિવાય બીજું કોઇ જાણતું નહોતું; તે જણ તે બહેરામજીનો બાળમિત્ર દાદાચાનજી હતો.

દાદાચાનજી તે વખતે મેતા સાહેબના સેક્રેટરી તરીકે મુંબાઇમાં રહેતો હતો; બહેરામજીએ પોતાની સગવડ માટે પોતાની બધી છુપી વાતો તેને જણાવી હતી, અને એ વાત અમિનાથી પણ અજાણી નહોતી,

## પ્રકરણ સાતમું.

### વજ્રાઘાત.

એક દિવસ સવારમાં બહેરામજી મુંબાઇથી ઘેર આવ્યો, ત્યારે સાંભળ્યું કે પિતાજી, તેમને બોલાવે છે. એજરા સાહેબે તેને પાસે આવેલો જોઇ કહ્યું, "મને લાગે છે કે તું સાંભળી ખુશી થઇશ કે મેં તારો વિવાહ નક્કી કર્યો છે; એક માસમાં તારો વિવાહ થશે."

પિતાની વાત સાંભળી બહેરામજીનું મુખ સુકાઇ ગયું. તે સમજી ગયો કે થોડા લાખ રૂપીઆ માટે મારે મારો આત્મા વેચવો પડશે; બહેરામજી કાંપવા લાગ્યો.

બહેરામજીની કાતરતા તરફ નજર ન કરતાં એજરા સાહેબ બોલ્યા, "તારો વિવાહ જીજીભાઇ રેડિમનિની કન્યા ખલિઝા સાથે નક્કી કર્યો છે, તેની તને ખબર છે. સમાજમાં તેનાં રૂપ-ગુણની ખ્યાતિ છે,

તે મારા પુત્રની વહુ થવા અયોગ્ય નથી. મને ખાત્રી છે કે તું ઇલિઝા સાથે વિવાહ કરી સુખી થશે; તારૂં અનુમાન શું છે?"

બહેરામજીએ મહા પ્રયત્ને જવાબ આપ્યો, "આપ જેની વાત કહો છો, તેને મેં કદી જોઈ હોય એમ સાંભરતું નથી."

એજરા સાહેબ ચશ્મા લૂછતા બોલ્યા, "તેં ન જોઇ એટલે શું થયું? જેણે જોઇ છે તેઓ તેનાં વખાણ કરે છે; તેઓની પસંદગી ઓછી ઉતરશે, એમ હું ધારતો નથી. વારૂ, તારા જીવનમાં એક મોટું પરિવર્તન આરંભાયું છે. મારી સાથે કાલેજ તારે મુંબાઈ આવવાનું છે; આબરૂદાર કુટુંબમાં મળવા જવા આવવાનો પોશાક તારી પાસે નથી તેથી મુંબાઈ જઇ કેટલાંક કપડાં ખરીદવાનાં છે. કંઇ ઝવેરાતની જરૂર હોય તો તે તને મારાં તોષાખાનામાંથી મળશે."

બહેરામે કહ્યું, "પરંતુ—"

એજરા સાહેબે કહ્યું, "અરે, તું તો વાત જ કહેવા દેતો નથી! બધું પ્રથમ સાંભળી લે; તારે રહેવાને માટે આ બંગલાનો એક ભાગ હું છુટો પાડી આપીશ, ત્યાં તું રહેજે; તું તે ભાગને તારી મરજી મુજબ શણગાર."

આ વખતે બહેરામજીનું હૃદય વિદ્રોહી થઇ ઉઠ્યું. તેણે કહ્યું, "આપ શું કહો છો બાપા? જો મારો વિચાર એ યુવતિ સાથે વિવાહ કરવાનો ન હોય—"

એજરા સાહેબ તેને બોલતો અટકાવી બોલ્યા, "તારી ઇચ્છા ન હોય, પણ તારા પિતાની ઇચ્છા તો છે જ ને; વિવાહ થશે જ."

બહેરામજીએ કહ્યું, "મારૂં જીવન જેથી દુઃખમય થઈ જાય, એવું કર્મ આપ ન કરતા; પિતાજી, મને ક્ષમા કરો."

એજરાસાહેબ રૂક્ષ સ્વરે બોલ્યા, "શું? વિવાહ કરવાની ના પાડવાનું કારણ શું છે? જેને તું ઓળખતો ન હોય, તેની સાથે વિવાહ કરતાં મન મળશે કે નહિ, એ બાબતની શંકા હોય તો તેનો જવાબ એટલો જ કે વિવાહ કર્યા બાદ સગવડ મળતાં મનનો મેળ થવો અસંભવિત નથી. હલકા માણસો ગમે ત્યાં વિવાહ કરી શકે, પરંતુ આપણી વાત જુદી છે; આપણાં માન અને મર્યાદા આગળ આપણી જાતનાં સુખ દુઃખ તુચ્છ છે, શોખીન પ્રેમ પૈસાના બજારમાં મૂલ્યહીન છે; તેના અનુરોધથી પૈસાની ઉપેક્ષા કરવી એ મૂર્ખનું કામ છે. મારા પુત્રને આટલી બધી નિર્લોભિતા શોભા આપે નહિ. હું તારી કંઇ પણ

વાત સાંભળવા માગતો નથી. કાલે જ તારે મારી સાથે મુંબાઇ આવવું પડશે. આવતા રવિવારે તારો સસરો તને આશીર્વાદ આપવા આવવાછે."

બહેરામજીએ કહ્યું, "પિતાજી, કાલે હું કોઇ પણ રીતે મુંબાઇ આવી શકીશ નહિ."

એજરા સાહેબ અકસ્માત ખુરશીપરથી ઉભા થઇ ગયા. તેણે મેઘ ગંભીર સ્વરે કહ્યું, "શું! મારી વાત સામે પ્રતિવાદ? મારી આગળ બેઅદબી?"

બહેરામજીએ કહ્યું, "પિતાજી, સાંભળો. મારો મત સ્પષ્ટ રીતે કહું છું કે, હું રેડિમનિ સાહેબની કન્યા સાથે કદી પણ વિવાહ કરવાનો નથી."

એજરા સાહેબનો ધોળી મુછોથી શોભતો ચહેરો પ્રથમ લાલ-ચોળ થઇ ગયો, પણ પછી તે તદ્દન ફીકો પડી ગયો; તેણે અતિ કષ્ટે ગુસ્સો સમાવી કહ્યું, "તું ગાંડો થયો છે, મારી આગળ તું શું બોલે છે, તે સમજવાની શક્તિ તારામાંથી ચાલી ગઈ છે!"

બહેરામજીએ કહ્યું, "ના પિતાજી, આપનો સંદેહ નકામો છે; મારી બુદ્ધિ સતેજ છે. મારો સંકલ્પ ફરવાનો નથી; આપ કૃપા કરી આપના પુત્રને વિવાહની બાબતમાં સ્વાધીનતા આપો."

એજરા સાહેબે કહ્યું, "હું તને મરણની સ્વાધીનતા આપી શકું, પરંતુ વિવાહની સ્વાધીનતા કદી આપીશ નહિ. આટલા દિવસ સુધીમાં પણ તું મને ન ઓળખી શકયો એ બહુ નવાઈની વાત છે."

બહેરામજીએ કહ્યું, "આપે પણ મને બરાબર ઓળખ્યો નથી. મેં હંમેશાં આપની આજ્ઞાઓ નીચે માથે સ્વીકારી છે; પરંતુ મારાં જીવનની સર્વ કરતાં ગુરૂતર બાબતમાં મારી સ્વાધીનતા નષ્ટ કરો નહિ, માતૃહીન હતભાગ્ય સંતાનને દુઃખના દરિયામાં ધકેલો નહિ."

એજરા સાહેબે દૃઢ સ્વરે કહ્યું, "મારી આજ્ઞા અખંડનીય છે."

બહેરામજીએ કહ્યું, "પરંતુ આપની આ આજ્ઞા તો હું તોડીશજ; પ્રાણ હશે ત્યાં સુધી હું રેડિમનિ સાહેબની કન્યા સાથે વિવાહ કરીશ નહિ."

એજરા સાહેબ ગર્જના કરી બોલ્યા, "શું! આટલું બધું ગુમાન? મારૂં અપમાન? મારી આજ્ઞા તોડવાનું સાહસ કરે છે?"

બહેરામજીએ ધ્યાન ન જતાં કહ્યું, "જો આપના મનને કષ્ટ

આપ્યું હોય, તો ક્ષમા કરશો; ધર્મની દિશા તરફ જોતાંજ હું આ વિષયમાં આપની આજ્ઞા માનવા ના પાડું છું."

એજરા સાહેબઃ—"ધર્મની આજ્ઞાથી તું પિતાની આજ્ઞા ઉથાપે છે! આવું ધર્મજ્ઞાન તને ક્યારથી થયું છે?"

બહેરામજીઃ—"આપ જ્યારથી પિતા પુત્રના મનની સ્વતંત્રતા અન્યાયી રીતે હરી લેવા તૈયાર થયા છો ત્યારથી."

એજરા સાહેબે જમણા હાથની મુઠીવાળી ઝપાટા બંધ ઉંચી કરી; તે મુઠી બહેરામનાં માથાં પર પડત, પરંતુ માથાં પર આમ મુઠી ઉગામેલી જોતાં છતાં તે સંકુચિત અથવાં વિચલિત ન થતાં, બહેરામ માથું ઉંચું કરી દૃઢપણે ઉભો રહ્યો.

પરંતુ એજરાસાહેબે બહેરામજીના દેહને સ્પર્શ કર્યો નહિ; તેણે પોતાનો હાથ ખેંચી લઇ કંપિત સ્વરે કહ્યું, "તને માર મારી હું એજરાવંશનું અપમાન નહિ કરૂં, પરંતુ તારી અબાધ્યતાનો બરાબર દંડ આપીશ"—ત્યાર પછી તે બહેરામનો હાથ પકડી તાણતા તાણતા તેને એક કોટડીમાં લઇ ગયા અને બોલ્યા, "આ ઓરડીમાં તું બંદીવાન તરીકે રહે, તને ચોવીસ કલાકનો વખત આપુંછું; રેડિમનિની કન્યા સાથે વિવાહ કરવાને તૈયાર થા."

બહેરામજીએ કહ્યું, "આપ હજારો દિવસની મુદત આપો તો પણ મારો વિચાર ફરવાનો નથી."

એજરા સાહેબે તેનાં વચનો પર ધ્યાન ન આપતાં, બહારથી બારણાં વાસ્યાં, અને પોતાના જુના વિશ્વાસુ સરદાર ખાનસામા ઇરાનીને બોલાવી કહ્યું," મેં આ ઓરડીમાં બહેરામને કેદ કર્યો છે; આ ઘર તારા તાબામાં રાખ. બહેરામ નાસવાનું કરે તો તેને બાંધી રાખજે; જો એકલો તેમ ન કરી શકે તો મને બોલાવજે."

ઇરાની પોતાના માલિકનો આવો અદ્દભુત હુકમ સાંભળી બારે નવાઈ પામ્યો; પરંતુ તે પોતાના માલિકનો સ્વભાવ જાણતો હતો, તેણે નવાઇ બતાવી નહિ, કંઇપણ પ્રશ્ન પણ પૂછ્યો નહિ; તેણે વિનય પૂર્વક જણાવ્યું, "હજુરની આજ્ઞા પાળીશ."

એજરા સાહેબનું મન ચકડોળે ચઢ્યું; તે ઓરડામાં ફરતા ફરતા વિચારવા લાગ્યા, "આટલી ઉમર થઇ, પણ જુવાનીઆઓને ઓળખી ન શક્યો! બહેરામનો અભિપ્રાય શો હશે? આ વિવાહમાં તે આટલી બધી અડચણ શા માટે નાખે છે? મને લાગે છે કે, અંદરખાને

થી કોઇ સ્ત્રીનો હાથ છે. સ્ત્રીઓના પ્રભાવ સિવાય. સદ્દગુણી યુવક કદી પણ આવી રીતે બગડી શકે નહિ; જો કોઈ યુવતી સાથે તેનો પ્રેમ જામ્યો ન હોત તો કદી તે મારી આજ્ઞા ઉથાપે નહિ. પરંતુ તે યુવતી તે કોણુ? તેનો પત્તો શી રીતે મેળવવો? બહેરામજીને પૂછવાથી કંઇ પત્તો લાગવાનો નથી. તે મારી આગળ એ વાત જ-ણાવવાનો નહિ; બીજા કોઇ માણુસના હાથમાં આ બાબત સોંપવી યોગ્ય નથી."

એકાએક બહેરામજીનો કુતરો 'ટાઇગર બહેરામજીને શોધતો આવી પહોંચ્યો; એજરા સાહેબે આ કુતરા મારફતેજ બધો ભેદ ખોળી કાઢવાનું ધાર્યું,–સંકલ્પ નક્કી કર્યા પછી તે જરા શાન્ત થયા.

એજરા સાહેબ બીજે દિવસે સવારમાં ઉઠયાબાદ ફરવા માટે બહાર નીકળ્યા. તેમણે 'ટાઇગર'ને સાથે લીધો 'ટાઇગિર' જે માગે બહેરામજી જતો, તે માગે ચાલવા લાગ્યો; એજરા સાહેબ તેની પાછળ ચાલ્યા.

લગભગ અરધો કલાક ચાલ્યા પછી જૂદા જૂદા માર્ગોપર ભટ-કતાં છેવટે 'ટાઇગર' પેલાં શેરડીનાં ખેતરમાં આવી પહોંચ્યો; તેજ સ્થાને બહેરામની ગોળીથી ઘવાઇ અમિના ભૂમિપર રગદોળાઇ હતી, 'ટાઇગર' ત્યાં જઇ પુછડી હલાવતો હલાવતો ફરવા લાગ્યો.

બુદ્ધિમાન એજરા સાહેબ સમજી ગયા કે નદીપારનાં આ ખેતરમાંજ પ્રેમી યુગલનું મિલન થાય છે. એજરાસાહેબે ખેતરને એક વાર પ્રદક્ષિણા કરી, પછી એક સાંકડા રસ્તા પાસેનાં એક ઝાડનીચે પત્થરપર બેઠા. તે ગાઢ ચિંતામાં ઘેરાયા 'ટાઇગિર' તેના પગપાસે બેસી થોડે દૂર આવેલાં વૃક્ષપર બેઠેલી ખીસકોલી તરફ જોવા લાગ્યો, અકસ્માત તેણે ઉઠી પ્રફુલ્લ ભાવે ભસવા માંડયું.

એજરાસાહેબ ચિરૂટ ફુંકતા હતા, ટાઇગિરનો ભાવ જોઇ તે ઉઠી ઉભા થયા, તેણે વિચાર્યું કે, "તે આવતી જણાય છે, હમણાંજ જોઈશ કે મારો ચિરજીવનનો સંકલ્પ વ્યર્થ કરવાને કોણ તૈયાર થયું છે."

એજરા સાહેબનું અનુમાન ખોટું નહોતું; તેણે જોયું કે તે રસ્તા પર દૂર એક સુંદર વેશવાળી યુવતી ગજેન્દ્રગમને તે તરફ આવતી હતી. તે એક ઝાડની આડચમાં સરી ઉભા, અને અદૃશ્ય ભાવે તેની રાહ જોવા લાગ્યા. થોડી મિનિટમાં અમિના ટાઇગર પાસે આવી

પહોંચી, ટાઇગરે પૂછડી હલાવી હર્ષસૂચક શબ્દોથી તેને આવકાર આપ્યો.

બે મિનિટ જતાં ન જતાંમાં ઝાડની આડચમાંથી નીકળી એજરા સાહેબ અમિના પાસે આવી ઉભા. વૃદ્ધને જોતાંજ અમિના સ્તબ્ધ થઇ ગઈ; અણધાર્યા મુસાફર સામે વિષધર સર્પ ફેણ ચઢાવી દંશ દેવાને તૈયાર થતાં તેના મનનો ભાવ જેવો થાય, તેવોજ ભાવ અમિનાનો પણ થયો તેણે પ્રથમ ધાર્યું કે નાસી છૂટું; પરંતુ તેના પગ ઉપડયા નહિ, તે નિશ્ચલ છબીની માફક ઉભી રહી.

વૃદ્ધ એજરા સાહેબ પણ અમિનાને જોઈ ઓછી નવાઈ ન પામ્યા; તેણે ધાર્યું હતું કે મારી નજરે કોઇ અજ્ઞાન કુળવાળી અશિક્ષિત, દરિદ્ર ગામડાંની સ્ત્રીને જોશે; પરંતુ તેને બદલે કેળવાયલી, આબરૂદાર અને સમાજમાં વખણાતી સુંદરી અમિનાને જોઇ ક્રોધ અને નવાઇ એ બે ભાવમાંથી કયો ભાવ તેના મનમાં વધુ પ્રબળ થયો તે અમે કહી શકતા નથી. તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી પગથી તે માથા સૂધી અમિનાને તપાસી હસતાં હસતાં કહ્યું, "મને લાગે છે કે મને જોઇ તમે ખુશી થયાં નથી."

અમિના શરમાઇ જઇ બોલી, "સાહેબ"—

એજરા સાહેબ બોલ્યા, "વધુ બોલવું નકામું છે. હું બધું સમજી ગયો છું. કોઈપણ યુવકને મળવા આવતાં અકસ્માત્ તેને બદલે તેના પિતાને જોતાં કોઈપણ યુવતીનું મન ખુશી થતું નથી. પરંતુ બહેરામજીનો કંઇ દોષ નથી, તેની શક્તિ હોય તો તે આજે તમને મળી શકત." અમિના કેવળ બુદ્ધિશાળીજ નહોતી, તેનું સાહસ પણ વખાણવા જોગ હતું; તેણે એજરા સાહેબને કહ્યું, "સાહેબ આપનું અનુમાન ખોટું નથી, હું બહેરામજીને મળવા આવી હતી; પણ મેળાપ ન થયો, માટે પાછી જાઉંછું."

એજરા સાહેબે કહ્યું, "તેમાં મને કંઇ અડચણ નથી, પરંતુ મારી ઇચ્છા છે કે જતાં પહેલાં તમે મારી એકાદ બે શિખામણ સાંભળી જાઓ,—બહેરામ આજે તમને મળવા કેમ આવ્યો નથી, તે જાણો છો?"

અમિનાઃ—"ના, જાણતી નથી; મને લાગે છે કે કંઇ અગત્યનું કામ આવી પડવાથી આવી શકેલ નથી; આવવાની સગવડ હોતતો તે આવ્યા વિના રહેત નહિ." એજરા સાહેબે કહ્યું," કાલથી મેં તેને કેદ કરી રાખ્યો છે,—જો તે નાસવાનો પ્રયત્ન કરે તો તેને

બાંધી રાખવાનો મેં મારા ચાકરોને હુકમ આપ્યો છે. મેં મારા એકના એક પુત્ર અને મારી વિપુલ સંપત્તિના ઉત્તરાધિકારીને આ રીતે બંદીવાન શા માટે કર્યો છે, તે જાણો છો ?"

અમિના અવજ્ઞાભર્યા અવાજે બોલી, "પુત્ર તરફ આવું દયાળુ વર્તન ચલાવવાનું કારણ હું અનુભવી શકતી નથી."

એજરા સાહેબે કહ્યું, "ત્યારે સાંભળો, હું બહેરામનો વિવાહ કરવાનો છું; તેને માટે મેં કન્યા પણ નક્કી કરી રાખેલ છે, તે લગભગ તમારા જેટલીજ ઉમ્મરની છે, કેળવાયલી છે, અને અઢળક દ્રવ્યની વારસ છે; રૂપ અને બુદ્ધિમાં તે તમારા કરતાં કોઇ અંશે હલકી નથી."

અમિનાએ માથું ઉંચું કરી કહ્યું, "અને તે કુલિન પણ છે ખરૂં કે ?"

એજરા સાહેબ અમિનાનાં વચનમાં નીકળતો વ્યંગ સમજી ગયા; તેણે મર્માહત થઇ ગુસ્સાથી કહ્યું, "અત્યંત કુલિનવંશમાં તેનો જન્મ થયો નથી, તે ખરૂં છે; પરંતુ તેનો પિતા હલકી સ્થિતિમાંથી પોતાનાં બુદ્ધિનાં બળવડે આજે લગભગ કરોડપતિ થયો છે. તેથી તે કોઇપણ આબરૂદાર વંશના વિત્તહીન અપાર દાંભિકની કન્યા કરતાં વધુ આદરમાનને પાત્ર છે. એ યુવતીના પિતાએ વિવાહ વખતે પાંચ લાખની પહેરામણી આપવાનું કબૂલ કર્યું છે; તે સિવાય તે યુવતી તેના પિતાની બધી સંપત્તિની વારસ છે. પરંતુ બહેરામ આ વિવાહમાં સંમતિ આપતો નથી, તેના આ બેઅદબીને લીધે મેં તેને કેદ કર્યો છે."

અમિનાએ કહ્યું. "આ વિવાહથી જો આપનો પુત્ર સુખી થાય, તો તે અવશ્ય કરવોજ જોઇએ."

વૃદ્ધ સહિષ્ણુભાવે બોલ્યો, "બહેરામનાં સુખને માટે મેં આ સંબંધ કર્યો નથી; તેના સસરાની અપાર સંપત્તિ તેના હાથમાં આવશે એ આશાથીજ મેં વિવાહ નક્કી કર્યો છે. મારા પુત્રની સ્ત્રી થવાને માટે ઘણી યુવતીઓ પ્રયત્ન કરે છે; પરંતુ મેં મારા પુત્રને જણાવી દીધું છે કે, જો કોઇ યુવતી તેને પ્રેમમાં વશીભૂત કરવાનો પ્રયત્ન કરે, તો તે ખરો પ્રેમ નથી; તે પ્રેમનો દેખાવ માત્ર છે; એજરાવંશની વિપુલ સંપત્તિ હસ્તગત કરવાની આશાજ એ પ્રેમાભિનયનું મૂળ છે. હું આ કાળની અનેક કેળવાયલી, ગર્વિષ્ઠ અને આબરૂદાર વંશમાં જન્મેલી ઉચ્ચાભિલાષી યુવતીઓને ઓળખું છું.

તેઓ અત્યંત અંતઃસાર શૂન્ય અને તદ્દન ધર્મજ્ઞાન વિનાની છે; તેઓ કેવળ રૂપ અને યૌવન એ બે અસ્ત્રની સહાયતાથી ચારે તરફ શિકારની શોધમાં ભટકે છે, અને જો કોઈપણ ધનવાન વ્યક્તિના અજ્ઞાન પુત્રને વશ કરી શકે તો લોકલજ્જા, કલંક અને અપમાન પણ અસંકોચે માથે લઈ પોતાનું કાર્ય પાર પાડવા મથે છે."

અમિનાએ નીચું માથું કરી આ બધી વાત સાંભળી, ત્યાર પછી ઉપજેલો ગુસ્સો દબાવી બોલી, "સાહેબ, આપને જેટલું બોલવાનુ હોય તેટલું બોલો; અસહાય યુવતીને એકાંતમાં જેટલું કહેવાય તેટલું કહી અપમાન કરો, તેની ગરિબાઈની મશ્કરી કરો, તેને નાના પ્રકારે પીડવાના પ્રયત્નો કરો; એ બધું આપના જેવા ગૃહસ્થને છાજતું કામ છે, અને આપના જેવા આબરૂદાર માણસોને માટે સ્વાભાવિક કાર્ય છે."

એજરા સાહેબે કહ્યું, "મેંતો તમારો તિરસ્કાર કર્યો નથી, છતાં તમે શા માટે અપમાન કર્યું માનો છો? જે યુવતીની નઠારી સલાહથી બેહેરામ પિતૃદ્રોહી થયો છે, તેનો તિરસ્કાર કરવાનો અધિકાર મને હોવોજ જોઇએ. વળી અન્યાયી વાત કઈ કહી? બહેરામને લોભાવવાનું કામ તમારૂં જ હોય; તો તમને હું વિનતિ કરી કહુંછું કે, દુનિયામાં રૂપાળા અને ધનવાન યુવકોનો તોટો નથી, મારા પુત્રને તજી એક બીજા કોઇને પસંદ કરી લો. જો આ વાત બન્યા પછી પણ મને ખબર મળશે કે તમે મારા પુત્રને કુમાર્ગે લઇ જાઓ છો, તો તમારૂં ભલું થશે નહિ; હું તમારૂં સત્યાનાશ વાળવાને પણ પાછો પડીશ નહિ."

અમિનાએ અત્યારસુધી મહાકષ્ટે ગુસ્સો દબાવ્યો હતો અને અતિ સાવચેતીથી અને માનભર્યા અવાજે તે વૃદ્ધના સવાલોના જવાબો આપતી હતી; પરંતુ વૃદ્ધની છેવટની વાત સાંભળી તે ચુપ રહી શકી નહિ; ક્ષોભ અને અપમાનથી ઝેરી સાપણની માફક ગર્જના કરી તેણે જવાબ આપ્યો, "સાહેબ, ત્યારે મારી પ્રતિજ્ઞાપણ સાંભળો મારી પ્રતિજ્ઞા છે કે મારે ગમે તે રીતે બહેરામ સાથે પરણવું, બહેરામ સિવાય આ જીવનમાં કોઈ મારો પતિ થશે નહિ. આપ મને શું ભય બતાવો છો? આપ આપના પુત્રને સાવચેત ન કરતાં રસ્તા પર ચાલતાં માણસોપર આમ કે ગર્જના કરો છો? અને લાગે છે કે

પુત્રને તાબામાં ન રાખી શકવાથી તમે તેમના પરનો ગુસ્સો બીજા પર ઉતારો છો; આપે શું ક્રોધને વશ થઇ ભદ્રતા, શિષ્ટાચારના નિ- યમો પણ પછાડી મૂક્યા છે. હું નક્કી કહું છું કે બહેરામજી અર્થના લોભથી કદી પોતાની જાતને વેચશે નહિ, તે આપનો પુત્ર છતાં આ પના જેવો નથી; મેં તેને આપની ઇચ્છા વિરૂદ્ધ વર્તવાની શિખામણ આપી છે, તે પ્રાણ રહેશે ત્યાંસુધી મારી શિખામણ મુજબ ચાલશે. આપ મારી છેવટની વાત સાંભળી લ્યો; જે અસહાય દુર્બળ બાળાનું આપે આ નિર્જનસ્થાનમાં એકલી મળતાં એક પશુની માફક અપમાન કર્યું છે, તેજ યાદ રાખો કે એક દિવસ આપના પુત્રની સ્ત્રી થશે.”

અમિના એક ક્ષણ માત્ર ન થોભતાં ત્યાંથી ચાલી ગઇ.

વૃદ્ધ એજરા સાહેબ અનેક ક્ષણ પર્યંત સ્તંભિત ભાવે ત્યાં ઉભા રહ્યા; જિંદગીમાં તે કદીપણ આટલા શરમિંદા પડ્યા નહોતા પરંતુ એક વાતનો વિચાર કરી તે શાન્ત પડ્યા કે; નસીબ જોગે આ વાત કોઇના કાને પડવાની નથી.

પરંતુ એજરા સાહેબનું અનુમાન ખોટું હતું; આ બધી વાત એક બીજા માણસે સંભળી હતી. ઉસ્તાદ એક ઝાડતળે છુપાઇ આ બધી વાત સાંભળતો હતો; તે સમજતો હતો કે, અમિના જેવી બુદ્ધિ શાળી યુવતિને મદદ કરવાથી હું આ ડોસાનો ગર્વ ગાળી શકીશ.

ઉસ્તાદના જાસૂસો ચારે તરફ ફરતા હતા; બહેરામજી બંદી થયો છે, એ વાત રાતેજ તેણે સાંભળી હતી. અમિના પાસે આ સમાચાર મોકલવાને તે ઉતાવળો થઈ રહ્યો હતો, છતાં તેમ કરવાની તેને સગવડ મળી નહોતી; તે સમજી ગયો હતો કે, સવારમાં પ્રેમી યુગ- લનાં મિલન સ્થળે અમિના નક્કી આવશેજ; આથી તેણે તે સ્થળે આ વાત અમિનાને જણાવવા માટે તે સવારમાં આ ઠેકાણે આવ્યો હતો. પરંતુ એજરા સાહેબ તેના આવ્યા પહેલાં ત્યાં પહોંચ્યા હતા; તેનો ઉદ્દેશ સિદ્ધ ન થવાથી તે ઝાડ નીચે છુપાઈ રહ્યો હતો.

અમિના ગઇ, એટલે એજરા સાહેબ પોતાને ઘેર પાછા આવ્યા.

એજરા સાહેબ ઘેર આવ્યા કે તરત એક ચાકરે ખબર આપ્યા કે બહેરામજીને કેદ રાખવાનું કામ કઠણ થઇ પડ્યું છે; તે બહાર આવવાનો પ્રયત્ન કરતો હતો, એટલે ઇરાનીએ બીજા નોકરોની મદદથી તેને અટકાવી રાખ્યો, પણ તેમ કરવાથી તે એટલો ગુસ્સે

થયા છે કે પદાઘાતથી તેણે ઘણા ચાકરોને જખમી કર્યા છે.

એજરા સાહેબે પુત્ર પાસે જઇ જોયું કે તેના ઓરડામાંની બધી ચીજોના ચુરેચુરા થઇ ગયા છે, અનેક ચીજો આમતેમ વેરણ-સેરણ થઈ પડી છે; અને બહેરામજી દિવાલ તરફ મુખ ફેરવી બેઠો છે.

એજરા સાહેબે નોકરોને રજા આપી ગંભીર સ્વરે કહ્યું, "બહેરામ, સાંભળ." બહેરામજી ધીરે ધીરે ઉઠી બારણાં પાસે પિતાની પાસે આવી ઉભો.

એજરા સાહેબે કર્કશ અવાજે કહ્યું, "સાંભળવા મુજબ તું જોર કરી નાસવા માગે છે; આમ કરવાનું કારણ શું? આખી રાત વિચાર કરી છેવટે શો નિશ્ચય કર્યો?"

બહેરામજીએ કહ્યું, "મારે એક વખત બહાર જવું છે."

એજરા સાહેબે કહ્યું, "તું બહાર જઇ શકશે નહિ; તારાં કૃત્યોપરથી જણાય છે કે કોઇ ચતુર સ્ત્રીએ તને વશ કરી લીધો છે, અને તેનીજ સલાહ મુજબ તું તારા પિતા સામે થયો છે. એ સ્ત્રી કોણ છે, તેની ખોળ માટે હું બહાર ગયો હતો. તેની સાથે મારો મેળાપ થયો છે."

બહેરામજીએ પૂછ્યું, "મને આશા છે કે આપે તેને કાંઇપણ કઠોર શબ્દો નહિ કહ્યા હોય."

એજરાસાહેબે કહ્યું, "હા, મેં કઠોર શબ્દો તો કહ્યા છેજ; તે ધર્મજ્ઞાન વિનાની ઉચ્ચભિલાષી ચતુર યુવતીને મેં સ્પષ્ટ રીતે કહી દીધું છે કે જો મારા પુત્રની સોબત નહિ છોડે તો તારૂં ભલું થવાનું નથી. તે યુવતી તને ચાહતી નથી, તે તારા પિતાના પૈસાને ચાહે છે, જો તું ગરીબનો પુત્ર હોત તો તે કદી પણ તને ચાહત નહિ; તે સાવચેત નહિ થાય તો તેનાં નસીબમાં ભારે દુઃખ ભોગવવાનું લખ્યું છે."

બહેરામજીએ ગુસ્સાથી કહ્યું, "આપે તેને એવું કહ્યું? પરંતુ હું આપને કહું છું કે હવેથી આપ તેનું એવી રીતે અપમાન કરશો નહિ જો આપ સાવચેત નહિ થાઓ, તો આપ મારા પિતા છો–એ વાત હું વિસરી જઇશ."

એજરા સાહેબનું ધૈર્ય જતું રહ્યું; તેણે ક્રોધથી કહ્યું, "શું! તારૂં આટલું બધું જોર છે? મને બ્હીક બતાવે છે?"–થોડે દૂર

એક જાડી નેતરની સોટી પડી હતી, એજરા સાહેબે ક્રોધથી ભાન ભૂલી તે સોટી હાથમાં લીધી, અને તેવડે પુત્રનાં કપાળપર જોરથી એવો ઘા કર્યો કે બહેરામજીનાં કપાળમાંથી લોહીની ધાર નીકળી, તેનાં લુગડાં ભીંજાઇ ગયાં !

બહેરામજી ગુસ્સે થયેલા સિંહની માફક પિતાને મારવા તૈયાર થયો, એ વખતે બારણા તરફ તેની નજર ગઇ; બારણાં ખુલ્લાં હતાં, અને તેને અટકાવવા બારણા આગળ કોઈ નહોતું ! તે પેલાં ખુલ્લાં બારણાં વાટે ઝપાટાબંધ બહાર દોડયો, અને થોડી ક્ષણમાં અદૃશ્ય થઇ ગયો.

## પ્રકરણ ૮ મું

### પિતૃ—દ્રોહી

તે દિવસે બપોરે અમિનાએ ઉસ્તાદને ઘેર આવી અત્યંત કાતર સ્વરે કહ્યું, " ઉસ્તાદ, હું તમારી પાસે સલાહ લેવા આવી છું, તમારી સાથે ઘણી જરૂર વાત કરવાની છે; લગભગ એક કલાક પહેલાં—"

ઉસ્તાદે તેને અટકાવી કહ્યું, " હું બધું જાણું છું, આપ જે કહેવાનાં છો તે વાત મારી આગળ નવી નથી બહેરામજી તેના પિતાને હાથે બંદીવાન બન્યા છે, તે પણ હું જાણું છું; અને શેરડીનાં ખેતરમાં તેમના પિતા સાથે આપને જે વાતચીત થઇ તે વાત પણ મેં કોઇ માણસ પાસે થોડીવાર પહેલાંજ સાંભળી છે. "

અમિનાએ પૂછ્યું, " એ બધી વાત કોની પાસેથી સાંભળી ? "
જે ખેતરમાં એ બધી વાત થઇ તેના રખેવાળ પાસેથી મેં સઘળું સાંભળ્યું છે; તે રખેવાળે એકલાએ એ વાત સાંભળી નથી, પણ તેના ત્રણ સોબતીઓએ પણ સાંભળી છે; માટે મને સંદેહ થાય કે એ બધી વાત જલદી જાહેર થઈ જશે. "

અમિના બીક બતાવી બોલી, " ત્યારે તો મને લાગે છે હવેથી મારે બહાર મુખ દેખાડવું પણ ભારે થઈ પડશે ! પરંતુ હું

સહજ વાતમાં આશા તજી શકતી નથી; હું હજુ પણ નિરાશ થઈ નથી, મારી કાર્યસિદ્ધિ માટે તમારી સલાહની જરૂર છે; તમે બધું સાંભળ્યું છે, હવે કહો મારે શું કરવું. સ્વાર્થસિદ્ધિને માટે અસાધ્ય બાબત સાધ્ય કરવી પડશે, એ હું જાણું છું; પરંતુ તે માટે તો હું તૈયાર છું. વૃદ્ધ ખુરશેદજી એજરાએ મારૂં અપમાન કર્યું છે, મારે તે અપમાનનું વેર વાળવું છે; એ બાબતમાં તમે મને મદદ કરશો ?"

ઉસ્તાદે કહ્યું, "એજરા સાહેબ બહુ ભયંકર આદમી છે, તેનાથી હું બહુ ડરૂં છું; પૃથ્વીપરનાં કોઇપણ કામો તેનાથી અસાધ્ય નથી. તેના હાથમાં ફસાઇ મેં બધું ખોયું છે; તેની વિરૂદ્ધ હું પાછો ઉભો થયો છું, તે બાબત જો તે જાણે તો મારૂં આવી બને."

અમિના ઘૃણા બતાવી બોલી, "તમે તો બહુ ભલા માણસ છો ! વૃદ્ધ એજરાની આટલી બધી બ્હીક હતી, તો પછી મને ઉત્સાહ શામાટે આપ્યો ? તમે અત્યારે દૂર ઉભા રહી શકો પણ મારાથી તેમ કરવાનો ઇલાજ નથી; હું બહેરામની પ્રેમાકાંક્ષિણી છું, એ વાત અનેક માણસોએ જાણી છે; હવે તેની સાથે વિવાહ કર્યા સિવાય મારૂં કલંક જવાનું નથી. જો તમે મને મદદ આપી ન શકો, તો મારે બીજા ઉપાયે એ વાત સાધવી પડશે."

ઉસ્તાદે કહ્યું, "આપ કરવા માગો છો ?"

અમિનાએ કહ્યું, "ડોસાએ મારૂં જે અપમાન કર્યું છે, તે અપમાનનું પ્રતિફળ સહુ પહેલાં મારે આપવું છે; એ પ્રયત્નમાં જો મારો જીવ જાય તો પણ હરકત નથી,"

ઉસ્તાદે કહ્યું, "એ ડોસો મારો મહાન્ શત્રુ છે, તેનું સત્યાનાશ વાળવામાં મને જેટલો આનંદ થાય તેટલો આનંદ બીજાં કોઇ કાર્યથી થવાનો નથી; પરંતુ તેના શત્રુઓ ઘણા છે. તેના શત્રુમાંના એકે એક દિવસ તેના પર ગોળી છોડી હતી, પરંતુ ડોસો કંઇક મંત્ર તંત્ર જાણતો લાગે છે, નહિ તો તે ગોળી તેના વાળને પણ ઇજા કર્યા સિવાય શામાટે ચાલી જાય. વૃદ્ધ હજુ ઘણો વખત જીવવાનો હોય એવું જણાય છે, તેનું મરણ સહજ વાતમાં થાય તેમ નથી, તે તો બધાને મારીને મરશે." ઉસ્તાદે એક વાદળી રંગની શીશી કબાટમાંથી બહાર કાઢી; તે શિશિમાં એક પ્રકારનો ધોળો પદાર્થ હતો. ઉસ્તાદે એ શિશિ અમિના પાસે મૂકી કહ્યું, "આ શિશિમાં જે સામગ્રી છે, તેના જેવું તીવ્ર વિષ આ દુનિયામાં એક

નની; આ વિષ જો કોઇપણ રીતે વૃદ્ધનાં ગળાં નીચે ઉતરી જાય, તો એક ક્ષણમાં તેની જિંદગી ખતમ થઇ જાય એટલુંજ નહિ પણ કોઇપણ પ્રકારની દુઃખકર બૂમ પણ પડી શકે નહિ, એક શબ્દ બોલવાનો પણ તેને પ્રસંગ મળે નહિ; વજ્રઘાતથી મરણ થતાં જેટલો વખત લાગે, તેના કરતાં પણ થોડો વખત આ વિષથી લાગે છે."

ઉસ્તાદ તીક્ષ્ણ દૃષ્ટિથી અમિના સામું જોઇ રહ્યો, તેના કપાળપર પરસેવાનાં બિન્દુઓ વળ્યાં હતાં, તેની આંખોમાં અસ્વાભાવિક પ્રકાશ ફેલાયો હતો અમિના ધીરેથી બોલી, "આ શું આવું તીવ્ર વિષ છે ?"

ઉસ્તાદે કહ્યું, "આની શક્તિ અમોઘ છે; તેનો એક ગુણ એ છે કે આનાથી મરણ નિપજતાં, શરીરમાં ઝેરની ક્રિયાનો સંદેહ પણ આવતો નથી, અને એક સરસવ જેટલું વિષ હાથી જેવડાં પ્રાણીને મારી નાખવાને પણ પુરતું છે; આનો એક કણ પીવાનાં પાણી સાથે કે સરબત સાથે મેળવી દેતાં કામ થયુ સમજવું ! આનાથી પીવાનાં પાણીનો સ્વાદ પણ બગડતો નથી; આની ગંધ પણ નથી રંગ પણ નથી."

અમિનાએ કહ્યું, "એ મિશ્રણ બાકી રહ્યું હોય તો તેની રાસાયનિક પરીક્ષા દ્વારા પણ વિતનું અસ્તિત્વ શોધાતું નથી ?"

ઉસ્તાદ માથું હલાવી બોલ્યો, "ના, પૃથ્વીની સર્વ શ્રેષ્ટ રાસાયનિકો પણ એનું અસ્તિત્વ શોધી શકશે નહિ, આજ આ ચૂર્ણનું વિશેષત્વ છે. વિષના પ્રયોગથી મરણ થયું છે, એ વાત પણ કોઇ જાણી શકતું નથી. મડદું તપાસતાં શરદી–ગરમીથી મરણ નીપજ્યું નહિ એવું જણાય છે. આ વિષ પૃથ્વીપર મળવું દુર્લભ છે. ઇંગ્લાંડ, જર્મની કે યુનાઇટેડ સ્ટેટસ્‌નાં કોઇ કોઇ રાસાયનાગારમાં બે–ચાર ગ્રેન મળી શકે છે, હિંદમાં તો તેની હયાતીની પણ કોઇને ખબર નથી."

અમિનાએ પૂછ્યું, "આ વિષ તમને ક્યાંથી મળ્યું ?"

ઉસ્તાદે કહ્યું, "ઘણા દિવસ પહેલાં કૅલિફોર્નિઆમાં એક અમેરિકન રાસાયનિક પંડિત પર મેં કંઇક ભારે ઉપકાર કર્યો હતો, તે ઉપકારના બદલામાં તેણે એક શિશિ મને ઇનામ દાખલ આપી હતી; એ આજ પંદર વર્ષ પહેલાંની વાત છે. ત્યાર પછી એ સાહેબનું મરણ થયું છે, માટે આ વિષની હકીકત કોઇ જાણી શકવાનું નથી."

અમિનાએ પૂછ્યું, "પરંતુ આટલું જુનું વિષ, તેની ઉગ્રતા ભૂલી ગયું હોય તો ?"

ઉસ્તાદે કહ્યું, "લગભગ એક અઠવાડિયાં પહેલાં મેં તેની પરીક્ષા કરી જોઇ છે; આનો એક કણુ માત્ર એક શેર દૂધમાં મેળવી તે દૂધ કુતરાને પીવરાવ્યું હતું; કુતરો દૂધમાં ફક્ત ત્રણ વાર જીભ બોળી કાંપતો કાંપતો જમીન પર પડયો, અને મરી ગયો."

અમિનાનું આખું અંગ કાંપવા લાગ્યું, તે તેની છાતીનો ધડકારો સાંભળવા લાગી, તે થથરતી થથરતી બોલી, "કેવું ભયાનક!"

અમિના સામે જોઇ ઉસ્તાદ મૃદુ સ્વરે બોલ્યો, "આપ આટલાં બધાં કેમ બીહો છો? આ વિષ વડે મેં જે કુતરાંને મારી નાખ્યું તે હડકાયું હતું, કોઇ પણ રીતે જો તે મને કરડયું હોત તો હું હડકવાના રોગથી મરી જાત; આત્મરક્ષા માટે જ મેં તેને મારી નાખ્યું છે. આત્મરક્ષા કરવાનો અધિકાર બધાંને છે; દુર્દાન્ત પરપીડક વ્યક્તિ હડકાયાં કુતરાં કરતાં પણ ભયાનક છે, તેને શયતાન કહીએ તોપણ ચાલે; આત્મરક્ષા માટે ગમે તેવી રીતે પણ તેનું સત્યાનાશ વાળવું જોઇએ—"

ઉસ્તાદની વાત પૂરી થતાં પહેલાં બારણા પર કોઇનો પગરવ સંભળાયો; અમિના બોલી, "મને લાગે છે કે બહેરામજી આવે છે."

ઉસ્તાદે કહ્યું, "અસંભવિત છે, બહેરામજી તો તેના પિતાનાં કેદખાનામાં કેદી છે. વૃદ્ધ એજરા સાહેબ આવતા હશે."

અમિનાએ કહ્યું, "ના, એ પગરવ હું ઓળખું છું, નક્કી બહેરામજી આવે છે.—અમિનાએ એકદમ પેલાં વિષની શિશિ પોતાનાં ખીસાંમાં મૂકી."

બારણા ઠોકાયાં કે તરત ઉસ્તાદે બારણાં ઉઘાડી નાખ્યા; બહેરામની મૂર્તિ જોઈ ઉસ્તાદ બ્હીકથી પાછો હઠી ગયો. અમિનાએ બ્હીકથી ધીમી બૂમ પાડી.

બહેરામજીએ ગંભીર અવાજે કહ્યું, "મારાં કપાળ પર લોહીનાં ચિહ્ન જોઈ, મારી ગાંડા જેવી મૂર્તિ જોઇ તમે નવાઇ પામો છો; પણ તે તો મારા પિતાનાં પુત્ર સ્નેહની નિશાની છે! સોટીના મારથી તેણે મારી આવી દશા કરી છે."

અમિનાએ ઉસ્તાદને કહ્યું, "ઉસ્તાદ, મને એક લોટો પાણી

અને થોડુંક લુગડું આપો; હું ઘા ધોઇ એક પાટો બાંધી આપું; ઘા બહુ જબરો વાગ્યો છે.”

બહેરામજીએ કહ્યું, “રહેવા દો, મારો આ નજીવો ઘા જોઈ વ્યસ્ત ન થતાં, આ માટે મને જરાય દુઃખ થતું નથી; પરંતુ હું નાસી આવ્યો ન હોત તો, પિતાજી કદાચ મને મારી નાખતાં પણ અચકાત નહિ.”

અમિનાએ પૂછ્યું, “એકાએક એવો ક્રોધ કરવાનું કારણ?”

બહેરામજી બોલ્યો, “આજે સવારે તેણે તમારૂં અપમાન કર્યું હતું, અને તે વાત તે અહંકાર પૂર્વક મારી આગળ કરતા હતા; તેની એ વાત સહન ન કરી શકવાથી મેં એકાદ બે વાતો તેમને સંભળાવી દીધી, તેનું ફળ આ–સોટીનો માર. બહુ કષ્ટે મેં આત્મ-સંવરણ કર્યું છે, કેવળ તમારાં મુખ સામે જોઇને જ મેં બધું અપ-માન સહન કર્યું છે; મેં પ્રતિજ્ઞા કરી છે કે હવે તેના ઘરમાં આ જીંદગીમાં પગલું પણ મૂકીશ નહિ. તેને પિતા તરીકે કબૂલ રાખવાની પણ મારી ઇચ્છા નથી; ગમે તે રીતે પણ હું આ અત્યાચારનું વેર વાળીશ.”

બહેરામજીની વાતથી ઉસ્તાદનું હૃદય આનંદથી નાચી ઉઠયું; પરંતુ તેણે પોતાનાં મનની લાગણી છૂપાવી કહ્યું, “આપ આટલા બધા અધીરા ન થાઓ; આપની પ્રતિજ્ઞા પૂર્ણ થવાને વખત નથી, આપના હાથે આપના પિતા બરાબર ફળ મેળવશે.”

બહેરામજીએ પૂછ્યું, “હવે તમે શી સલાહ આપો છો?”

ઉસ્તાદે કહ્યું, “હું આપને અત્યારે સારી સલાહ આપીશ. અને આશા છે કે આપ તેથી આપના પિતાની તાબેદારીમાંથી છૂટી શકશો. આપના પિતાએ આપને ગેરકાયદેસર કેદ કર્યા છે, માર માર્યો છે; આપ જે પિતાને હાથે આટલા બધા અપમાન પામ્યા છો, તેની સાબીતિનો અભાવ નથી. આપ અનાયાસે આપના પિતા વિરૂદ્ધ એક ફોજદારી મામલો ઉભો કરી શકશો.”

બહેરામજીએ કહ્યું, “ના, હું તમારી સલાહ મુજબ કંઇપણ કામ કરીશ નહિ; આ પિતા પુત્રનો વિરોધ છે, ઘરની વાત જાહેરમાં, કોરટમાં લાવી હું એજરાવંશનું અપમાન કરવા માગતો નથી.”

ઉસ્તાદ જરા ઝંખવાઇ જઇ બોલ્યો, “આપને સલાહ આપું

એટલું બધું સાહસ મારામાં નથી, તો પણ આપે મારી મદદ માગી હતી, માટે મારાથી બને તેટલી સહાય ન કરૂં તો અધર્મ ગણાય."

બહેરામજી, " તમારી સલાહ તદ્દન સાર વિનાની છે, તે મુજબ ચાલવાની ઇચ્છા મારી નથી; તો પણ એક બાબતમાં તમે મને મદદ કરી શકો. કાલેજ મારે વીસ હજાર રૂપીઆ જોઇએ."

ઉસ્તાદે કહ્યું, "રૂપીઆ માટે ચિન્તા ન કરતા. કાલેજ આપને જોઇએ ત્યારે રૂપીઆ મળશે, પરંતુ ત્રીશ હજારનો દસ્તાવેજ નહિ આપો તો આપને માટે વીસ હજારની રકમ મેળવી શકીશ એવી આશા નથી."

બહેરામજી તેમાં સંમત થયો. ત્યાર પછી તેણે અમિનાને કહ્યું, " હું થોડા દિવસ માટે અહિંથી જતો રહીશ, તે માટે પૈસાની જરૂર છે. અમિના તારે પણ મારી સાથે આવવું પડશે, દૂર દેશમાં જઈ આપણે છૂપી રીતે વિવાહ કરશું; ત્યાર પછી પિતાજી શું કરે છે તે જોઈ લેવાશે."

અમિના ભીનભાવે બોલી, " બહેરામ, તમે મને એવી વિનતિ ન કરતા; હું તમારી સાથે કુલત્યાગિની થઈ શકીશ નહિ."

બહેરામજી દીલગીર થઇ બોલ્યો, " અમિના, મને લાગે છે કે તું મને ચાહતી નથી, ચાહતી હોત તો મારી માગણી કબૂલ કરત."

અમિના નિસાસો નાખી બોલી, "તમે શું જાણશો બહેરામ? એક પરમેશ્વર જાણે છે કે હું તમને કેટલા ચાહું છું."

બહેરામજીએ કહ્યું, " ત્યારે જે માર્ગ જતાં આપણે સુખી થઇ શકીએ, તેમાં તમે આનાકાની શા માટે કરો છો?"

અમિનાએ કાતર ભાવે કહ્યું, " બહેરામ, પ્રિયતમ, મને ક્ષમા કરો."

બહેરામજીએ કહ્યું, " હું જાણું છું કે કલંક લાગવાની બ્હીકથી તમે મારો વિચાર કબૂલ કરતાં નથી; પરંતુ ખરાં પ્રેમી કદી પણ એવો ભય રાખતાં નથી; નિંદાખોર લોકોની જીભ આપણા વિરુદ્ધ ગમે તેટલી ચાલે, તેથી આપણને કંઇ નુકશાન નથી."

અમિના ધીરે ધીરે બોલી, " બહેરામ, તમે મને ઓળખી શકયા નથી, જો મને એવી બ્હીક હોત તો હું તમને દરરોજ મળતીજ હોત નહિ. આજે બપોરના વખતે એક સામાન્ય માણસની ઝુંપડીમાં તમને મળવા માટે પણ આવી ન હોત. તમે જાણતા નથી

કે મેં તો કલંક માથે ચઢાવીનેજ તમને આત્મસમર્પણ કર્યું છે. ઘણે ઠેકાણેથી તમે મારી નિંદા સાંભળશો; મારા જેવી યુવાન કુમારી–કે જેનું સતીત્વ એ જ ધન છે, અને સુનામ તથા ભવિષ્યનાં સુખનું સ્થાન પણ માત્ર એજ છે, તેણે કઇ આશાએ પોતાની આબરૂને બટ્ટો લગાડવા દીધો હશે? આટલું કર્યા છતાં તમે મારા પ્રેમમાં શક લાવો છો! આથી મારૂં દુર્ભાગ્ય બીજું કેવું?"

બંને આ પ્રમાણે વાતો કરતાં હતાં તે વખતે ઉસ્તાદ કંઈ બહાનું બતાવી ચાલ્યો ગયો.

બહેરાજીએ કહ્યું, "તમારા નામ પર કલંક મૂકવાનું સાહસ કોણ કરે છે?"

અમિનાએ કહ્યું, "બધાં સાહસ કરે છે, શા માટે ન કરે? કાલ સવારેજ સાંભળી શકશો કે ચારે તરફ મારી આબરૂના કાંકરા થઇ ગયા છે. આજે તમારા પિતાએ જ્યારે મારૂં અપમાન કર્યું ત્યારે તે ખેતરનો રખેવાળ અને ત્રણ બીજા સોબતીઓએ અમારી વાત છુપી રીતે સાંભળી છે; તેઓ શહેરમાં આવી એ બધી વાત જાહેર કરી મૂકશે."

બહેરામજીનો ગુસ્સો હદ કુદાવી ગયો, તે જુસ્સાભેર બોલી ઉઠયો, "મારા બાપમાં લગાર બુદ્ધિ હોત તો તમારૂં આમ અપમાન ન કરત; તમારૂં અપમાન કરી તેણે તેનું પોતાનું અપમાન કર્યું છે. તેણે શું એમ ધાર્યું હશે કે તારા તરફ આવી વર્તણુંક ચલાવવાથી હું રેડિમનિની કન્યા સાથે વિવાહ કરવાની સંમતિ આપીશ?"

અમિના નવાઇ પામી બોલી, "રેડિમનિની કન્યા! ઇલિઝાની સાથે તમારા પિતાએ તમારો વિવાહ નક્કી કર્યો છે? રેડિમનિ ભયંકર માણસ છે; તમારી કિંમત કેટલા લાખ રૂપીઆની ગણવામાં આવી છે?"

બહેરામજી દીલગીર થઇ બોલ્યો, "એ બધી વાતની જરૂર નથી; પરંતુ હું તમારી વિચિત્ર વર્તણુંકનો અર્થ સમજી શકતો નથી, સુખ અને સ્વાધીનતા એ બે સામગ્રી મનુષ્યને સર્વ કરતાં વધુ પ્રિય વસ્તુ છે; પરંતુ તમે તો તે માગતાં નથી; તમારો ઉદ્દેશ શો છે, તમે શું ઇચ્છો છો?"

અમિનાએ કહ્યું, "હું શું ઇચ્છું છું? હું તમારી સાથે કુળ ત્યાગી આવી શકત, તમે મને સુખી પણ કરી શકત;

પરંતુ તમે જાણો છો કે હું કેવાં ઉંચાં કુળમાં જન્મી છું? કેવાં આબરૂદાર કુળનું ગૌરવ મારા કાર્ય પર આધાર રાખે છે? તમારી સાથે નાસવાથી હું સુખી થાઉં, પણ મારા કુળનું કલંક કોણ દૂર કરે? તે માટેજ હું તમારી સાથે આવીશ નહિ. હું શું તમારી સ્ત્રી થવાને યોગ્ય નથી? મને પોતાની પુત્ર વધુ બનાવવાથી શું તમારા પિતાને નીચું જોવું પડત? તોપણ એક વાત હું કબૂલ કરૂં છું કે તમને ખરી દવા જેટલા પૈસા મારા પિતાની તેજુરીમાં નથી, અને હોય તો પણ તે પોતાના પુત્રને વંછિત કરી મારે માટે તે બધું ખરચે નહિ. ના, પ્રેમને લીધે હું મારા વંશને બટ્ટો લગાડીશ નહિ, હું તમારી સાથે નાસીસ એટલે સમાજ મારા તરફ કરડી નજરે જોશે; અને જેના પર બધાં તિરસ્કાર વરસાવતાં હશે, તેને તમે પણ વધુ વખત ચાહી શકશો નહિ."

બહેરામજીએ પૂછ્યું, "ત્યારે તમે શું કરશો અમિના?"

અમિના અશ્રુપૂર્ણ નેત્રે બોલી, "મારૂં ભવિષ્ય અંધકારથી છે; મારાં કલંકની વાત મને લાગે છે કે મારાં માબાપે પણ સાંભળી હશે, તેઓ નક્કી મને ઘર બહાર નીકળવા નહિ દે મારે મુંગાં મુંગાં બધું દુઃખ સહન કરવું પડશે, પરંતુ તમારો વિરહ હું કેવી રીતે સહન કરી શકીશ, એ વિચારતાંજ મને બહુ દુઃખ થાય છે. જ્યાં સૂધી વેઠાશે ત્યાં સૂધી વેઠીશ,ત્યાર પછી જ્યારે એ વ્યથા અસહનીય થઇ પડશે ત્યારે આ જૂઓ તેનો ઉપાય કરી રાખ્યો છે." અમિનાએ પોતાનાં ખીસામાંથી ઉસ્તાદે આપેલી પેલી શિશિ બહાર કાઢી બહેરામજીને બતાવી.

બહેરામજી અમિનાના ભીષણ સંકલ્પથી કંપવા લાગ્યો; તેણે શિશિ ખુંચવી લેવાનો પ્રયત્નો કર્યો, પરંતુ ઘણી વાર સૂધી તે શિશિ તેના હાથમાં ન આવી; છેવટે તેણે તે પોતાના હાથમાં લીધી.

અમિનાએ બહેરામજીના હાથમાંથી તે લઇ લેવાનો પ્રયત્ન ન કરતાં કહ્યું, "તે વિષ નથી, અમૃત છે; મારા જેવી દુઃખ અને પીડાથી ઘવાયલી, બટ્ટાથી વીંટળાયલીને માટે તે સંજીવની સુધા છે. શા માટે તમે મને મારા છેવટના દિલાસાથી વિમુખ કરો છો? તેનો એકજ કણ પ્યાલામાંનાં પાણીમાં બળતાં મારૂં બધું દુઃખ દૂર થાત, કોઇ જાણી શકત નહિ કે મારૂં મરણ શી રીતે થયું છે; વિષનું કંઇ

પણ લક્ષણ જણાત નહિ. આ જિંદગીમાં મેં ઘણાં સુખની આશા રાખી હતી; રૂપ, યૌવન, કુળ વગેરે બધું પરમેશ્વરે મને આપ્યું છે; પરંતુ કોણ જાણતું હતું કે જીવનની આટલી બધી આશા અકાળે સુકાઈ જશે ? આ નકામું જીવન કુસુમ મધ્યાહ્ન પહેલાં ઝરી થઇ પડશે ? વૃદ્ધ એજરા સાહેબે મારૂં અપમાન કર્યું, તેમણે નિર્દય થઈ મારૂં બધું સુખ હરણ કર્યું, સમાજમાં મારી આબરૂ જાય તેવો માર્ગ ખુલ્લો કર્યો; અને તમે તેમના યોગ્ય પુત્રે છેવટે મારો જીવ લીધો ! તમને વધુ શું કહું, તમારૂં ભલું થાઓ. ”

બહેરામજી ગળગળે અવાજે બોલ્યો, “ ના, ના, તમને મૂકી હું ક્યાંક જઈશ નહિ, તમે આત્મહત્યા કરશો નહિ. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તમે એજરાવંશની કુળલક્ષ્મિ થશો, તમારી સાથે વિવાહ કરી હું ધન્ય થઇશ જે વિષ તમે આત્મહત્યા માટે રાખ્યું હતું, તે વડે તમારૂં અપમાન કરનારનાં પાપનું પ્રાયશ્ચિત થશે, તેની સહાયતાથી હું બધા કાંટા દૂર કરીશ. ”

બહેરામજીએ જુસ્સામાંને જુસ્સામાં ઉસ્તાદનું ઘર તજ્યું, અમિનાએ તેને અટકાવ્યો નહિ, તેમ કરવાનો પ્રયત્ન પણ ન કર્યો,

બહેરામજીના ગયા પછી અમિનાએ આંખો લૂછી નાખી. અને અભિનય પૂરો કર્યાબાદ તે ઓરડા બહાર નીકળી; બારણાંપરજ ઉસ્તાદને જોઈ તે બોલી, “ ઉસ્તાદ, આજ રાત્રેજ મારાં અપમાનનું વેર વળાશે; એ બુઢ્ઢાએ કોનું અપમાન કર્યું છે તે તે જાણતો નહિ હોય; પરંતુ તેનું ફળ તરતમાંજ મળશે. આજે રાત્રે જો બહેરામમાં નિબળતા નહિ આવી પડે તો સવારના પહોરમાં એ ડોસાનું શબ હવાખાતું થશે. ”

ઉસ્તાદે હસતાં હસતાં કહ્યું, “ બહુ સારૂં, આવા સમાચારથી સારૂં બીજું ક્યું ? ”

અમિના ચાલી ગઈ. બહેરામજીએ ઘેર આવી પોતાના પિતાના શયનગૃહમાં પ્રવેશ કર્યો; એજરા સાહેબ તે વખતે ત્યાં નહોતાં, તેની પથારીથી થોડે દૂર ટેબલપર એક પાણીનો કુંજો રહેતો હતો, રાત્રે પાણી પીવું પડતું તો એજરા સાહેબ તે કુંજામાંથી પાણી પીતા હતા. બહેરામજી આમતેમ જોતો પેલાં ટેબલપાસે આવ્યો, અને ખીસામાંથી પેલી વિષની શિશિ લઇ થોડીક બુકી પેલા કુંજાના પાણીમાં નાખી દીધી; ત્યારપછી તે તેજ ઘરનાં એક ખુણામાં ખુરશીપર બેઠો.

લગભગ અરધા કલાકપછી એજરા સાહેબે ત્યા આવી પોતાનો પોશાક ઉતાર્યો, અકસ્માત તેની નજર બહેરામપર પડી.

એજરા સાહેબે સ્નેહપૂર્વક પુત્રને કહ્યું, "બહેરામ, તું ક્યાં ગયો હતો ? મેં તને શોધવા ચારે તરફ માણસો મોકલ્યા છે બેટા, આજે સવારે મેં તારા તરફ જે વર્તન ચલાવ્યું છે તે માટે હું બહુ પસ્તાઉં છું."

બહેરામજીએ કાંઇપણ જવાબ ન આપ્યો, પિતાના પસ્તાવાએ તેના હૃદયને સ્પર્શ ન કર્યો.

એજરા સાહેબ બોલવા લાગ્યા, "હું પિતા છું, તું પુત્ર છે, તારી વર્તણુકથી ગુસ્સે થઇ ક્રોધમાંને ક્રોધમાં મેં તને સોટી મારી છે, એ માટે હું તારી પાસે ક્ષમા માગું છું, તું મને ક્ષમા કરી શકશે? પિતા પુત્રની પાસે ક્ષમા માગે એટલે પુત્રનો બધો ગુસ્સો ઉતરી જવો જોઇએ."

આ વાતનો પણ બહેરામે કંઇપણ જવાબ ન આપ્યો; એજરા સાહેબ સમજ્યા કે પુત્રનો ગુસ્સો સહેજમાં ઉતારવાનો નથી, તેણે મીઠી વાતોથી તેને ઉપદેશ આપવાનું વિચાર્યું; પરંતુ લાંબી મુસાફરી કરી આવેલા હોવાથી પોતે થાકી ગયેલા હતા, તે એક પ્યાલું પાણી પીવા પેલાં ટેબલ પાસે જઇ ઉભા, અને ગ્લાસમાં પાણી કાઢી તે હાથમાં લીધું. તે જોઇ બહેરામજીનાં માથાંમાં સટાકા આવવા લાગ્યા; તેના પગ તળેની પૃથ્વી જાણે સરી જતી ન હોય તેમ જણાયું, તેનો શ્વાસ ધુંટાવા જેવું થઇ ગયું; પરંતુ બહેરામ એમને એમ મુંગો બેઠો રહ્યો.

એજરા સાહેબે પાણીનો ગ્લાસ મ્હોંએ અડકાડતાં અડકાડતાં દીલગીર અવાજે કહ્યું, "પોતાના પુત્ર પાસે ક્ષમા માગતાં જે પિતાને ક્ષમા ન મળે, તે પિતાના જેવો હતભાગ્ય પિતા બીજો કોણ !–" એક ક્ષણમાં પાણીનું ગ્લાસ એજરા સાહેબના હોઠને અડક્યું. બહેરામજીએ જાણ્યું કે હવે એક ક્ષણમાં પિતાજીનું આયુષ્ય ખૂટી જવાનું; એક ક્ષણમાં, એક બિંદુ માત્ર પાણી પીતાંજ પૃથ્વીપરની બધી હવા નકામી થશે. પિતાનાં છેલ્લાં વચનો તેનાં હૃદયને સ્પર્શ કરી રહ્યાં હતાં, ગ્લાસ વૃદ્ધે હોઠને અડકાડયો કે તરત બહેરામજી વિકૃત સ્વરે બોલી ઉઠ્યો, "મુકીદો, મુકીદો, એ પાણી પીશો નહિ."

એજરા સાહેબે પુત્રનો સ્વર સાંભળી પ્યાલું ટેબલપર મૂકી દીધું, તેનું હૃદય શંકાથી પૂરાઇ ગયું; તે પુત્રને કંઇ કહેવા જતા હતા, પરંતુ તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર ન નીકળ્યો, તેના કંઠમાંથી અસ્ફુટ શબ્દ બહાર નીકળ્યો, જીભ અને તાળવું સૂકાઇ ગયાં, નજર ટુંકી થઇ ગઈ; ત્યારપછી એક ક્ષણમાં તેની છાતીનું સ્પન્દન બંધ પડયું, તે તરતજ જમીનપર તૂટી પડયા, પડતી વખતે ટેબલનો એક ખુણો તેનાં માથાંને લાગ્યો.

બહેરામજી એક ફલાંગ મારી બારણે આવી ઉભો ઉભો ગાંડાની માફક બરાડવા લાગ્યો, " દોડો, દોડો, મેં મારા પિતાનું ખૂન કર્યું છે ! "

## પ્રકરણ ૯ મું

### લલાટની લિપિ

રેડિમનિ સાહેબ પશ્ચિમ હિંદમાં એક કરોડપતિ ગણાતા હતા છતાં તે એક અજ્ઞાનકુળના દરિદ્ર પારસીના પુત્ર હતા, તેણે જાતેજ બધી સંપત્તિ મેળવી હતી; આથી કુલિનતામાં તે ઉતરતા હતા, અને તે દુઃખ તેને બહુ લાગી આવતું; કુલિનતા અને ધનવાનપણાંમાં એજરા સાહેબ પારસી સમાજમાં સહુથી શ્રેષ્ઠ હતા. આથી રેડિમનિ સાહેબ જાણુતા હતા કે એજરા સાહેબના પુત્ર સાથે વિવાહના સંબંધથી જોડાતાં ભવિષ્યમાં હું સામાજિક આબરૂ મેળવી શકીશ. આ અભિપ્રાયથીજ તે પોતાની કન્યાના વિવાહમાં પાંચલાખની પહેરામણી આપવા કબૂલ થયા હતા.

પરંતુ રેડિમનિની કન્યા ઇલિઝા મેરવાનજી શાપુરજીની સાથે પ્રેમમાં પડી હતી. પિતા બીજે સ્થળે ગોઠવણો કરે છે એવા સમાચાર સાંભળી તે બહુજ નાખુશ થઈ, ઇલિઝા આ વિવાહમાં અડચણ નાખી બેઠી.

રેડિમનિ જાણુતા હતા કે મારી કન્યા મેરવાનજીને ચાહે છે; પરંતુ તેઓમાં ગાઢ પ્રેમ જામ્યો છે, તે બાબત તેને શંકા હતી. તેણે ધાર્યું હતું કે બહેરામજી સાથે વિવાહ થઇ જશે એટલે બધી ગોલમાલ મટી જશે. તેણે કન્યાની આપત્તિ ન ગણુતાં આ વિવાહ

નક્કી કર્યો. એજરા સાહેબને ઘણા દિવસથી મળ્યા ન હોવાથી તે તેને મળવા ચાલ્યા; રસ્તામાં તેને ઉસ્તાદ મળ્યો,

રેડિમનિએ હાસ્ય કરી કહ્યું, " કોણ ઉસ્તાદ ! બધી ખબર સારી છે ? "

ઉસ્તાદ રેડિમનિને સલામ કરી બોલ્યો, " સારા સમાચાર તો કેવી રીતે કહું ? સાંભળવા મુજબ કાલ રાતથી એજરા સાહેબ માંદા છે. "

રેડિમનિના માથાંપર વજ્રપાત થયો; તેણે નવાઈ પામી પૂછ્યું, " તમે શું બોલો છો ? પરમ દિવસ તો તેને હું મળ્યો હતો, ત્યારે તો દરદ જણાતું નહોતું. "

ઉસ્તાદે ગંભીર થઇ કહ્યું, " એક કલાકની વાત પણ કોઈ કહી શકતું નથી, તો પછી ત્રણ દિવસની વાતતો દૂર રહી. યમરાજાને તો કંઇ શરમજ નથી, એજરા સાહેબના પાકાં હાડકાં તરફ પણ તેણે નજર ફેરવી છે ! દરદ જબરૂં છે, આ વખતે બચશે કે નહિ તે કહી શકાતું નથી. "

રેડિમનિએ કહ્યું, " શું રોગ છે ? "

ઉસ્તાદે કહ્યું, "મોટાના ઘરની વાતોની બરાબર ખબર ન પડે; પરંતુ આપ આટલા બધા નવાઇ પામો છો કેમ ? પૃથ્વીનો નિયમ એવોજ છે; જીવન અને મરણ પાસે પાસે એકજ સાથે રહે છે, કોઇ તેને જૂદાં પાડી શકતું નથી, "

રેડિમનિના કાનમાં આ શબ્દોએ પ્રવેશ ન કર્યો, તે વાવાઝોડાંની માફક એજરા સાહેબને ઘેર આવી પહોંચ્યા; ત્યાં તેને એજરા સાહેબનો પ્રધાન ખાનસામા ઇરાની સાથે મેળાપ થયો; રેડિમનિએ તેને એજરા સાહેબના સમાચાર પૂછ્યા.

ઇરાનીએ કહ્યું, " કાલ સંધ્યાકાળ વખતે તેઓ ફરીને પાછા આવ્યા ત્યારે તેનાં શયનગૃહમાં તે એકાએક મૂર્છા ખાઇ પડયા, ત્યારપછી તેની મૂર્છા વળી નથી; ડૉકટરોએ તપાસ કરી જણાવ્યું છે કે તેનાં માથાંપર લોહી ચઢી જવાથી એમ થયું છે; રોગ સાધારણ જણાય છે. "

રેડિમનિએ પૂછ્યું, " અત્યારે અવસ્થા કેવી છે ? "

ઇરાની બોલ્યો, " અવસ્થા કેવી છે તે ડૉકટરો પણ કહી

શકતા નથી, તો પછી હું કેવી રીતે કહી શકું ? ડૉકટરો કહે છે કે જો તેઓ આ વખતે બચશે તોપણ સંપૂર્ણ ભાનમાં નહિજ આવે; તેનામાં બાહ્યજ્ઞાન પાછું આવે તેવી આશા નથી, "

રેડિમનિએ કહ્યું, " એજરા સાહેબનો મેળાપ કરવાથી કંઈ વળે તેમ નથી, તો પછી હું બહેરામજીને મળી જવું યોગ્ય ધારૂંછું."

ઇરાનીએ કહ્યું, " તે ડૉકટરો સાથે મસલત કરવા બેઠા છે. કોઈ ને મળવા જેટલો પણ તેને વખત નથી. તે એક ક્ષણભર પણ પિતાની પથારી છોડતા નથી, આપ તેને મળવા આવ્યા છો તે વાત જણાવવાનું સાહસ પણ મારામાં નથી. "

રેડિમનિ હતાશ ભાવે પાછા ગયા. ઇરાનીએ તેને બહેરામજી સંબંધી જે જે કહ્યું, તેમાંનો અક્ષર પણ ખોટો નહોતો. એજરા સાહેબ ઝેરી પાણી પી મૂર્છા ખાઇ પડયા, ત્યારથી બહેરામજીના મનની લાગણી તદ્દન ફરી ગઇ હતી. ક્ષણિક ઉત્તેજનાને વશ થઈ તેણે જે ભયંકર પાપ કર્યું હતું, તે તેણે એક ક્ષણમાં જોઇ લીધું, પસ્તાવાથી તેનું હૃદય ચિરાવા લાગ્યું, તેનાં અંતઃકરણમાં કોઈ તીવ્રધા કરતું બોલી ઉઠયું કે, "ઓ પિતૃદ્રોહી નરપિશાચ ! તેં આ શું કર્યું?"

પિતાની આ અવસ્થા જોઇ બહેરામે ભય અને વિસ્મયમાં ગરક થઇ પાણીનો પ્યાલો બારી વાટે બહાર ફેંકી નોકરોને બોલાવી તરતજ બહાર જતો રહ્યો. અને પશ્ચાત્તાપના હાથમાંથી છુટવા માટે ખેતરોમાં થઈ, નદીને કાંઠે થઇ, જંગલો ભેદી ખરા ઉનાળાના બપ્પોરની ઉની ઝડીને માફક દોડયો; તે વખતે તેનું બાહ્યજ્ઞાન ચાલ્યું ગયું હતું.

બહેરામજીને નાસતો જોઈ ઇરાનીના મનમાં શંકા અને ભયનો સંચાર થયો. પિતાએ પુત્રને સોટી મારી હતી, અને થોડા દિવસો થયાં તે બંને વચ્ચે અણબનાવ ચાલતો હતો તેનાથી તે અજાણ્યો નહોતો. ત્યારપછી બહેરામજી નાસી ગયો અને પાછો આટલો બધો વહેલો ઘેર પાછો આવ્યો, તે બધું ઇરાનીથી વિચારી શકાયું નહિ. તોપણ તેને શંકા તો થઇજ હતી કે કંઇ છૂપો ઉદ્દેશ પાર પાડવા માટે બહેરામજી ઘેર આવી તેના પિતાના શયનગૃહમાં ગયો છે.

બહેરામજીએ પોતાના પિતાના શયનગૃહમાંથી નાઠા પહેલાં પેલો પાણીનો ગ્લાસ બહાર ફેંકી દીધો હતો, તે પણ ઇરાનીથી અજાણ્યું

નહોતું; એ ચતુર અને દીર્ઘદ્રષ્ટિવાળા ચાકરે એ બધી ઘટનાઓ કાર્યકારણ સંબંધ શોધ્યો. એજરા સાહેબનાં સંજ્ઞાહીન શરીરને તેણે બીજા નોકરોની મદદથી પલંગપર રાખ્યું અને પોતે એકલો પેલા ઘરમાં ફરવા લાગ્યો; પરંતુ ઓરડામાંના પદાર્થો તપાસતાં કંઇ નક્કી કરી શકયો નહિ; પાણીનો કુંજો હલાવી જોતાં જણાયું કે તેમાં થોડું પાણી છે, તેણે તે કુંજો લુગડાંમાં ઢાંકી પોતાને ઘેર જઇ છુપાવ્યો.

એજરા સાહેબની સેવા માટે માણસો નીમી, ડોકટરને બોલાવવા માણસ મોકલી ઇરાની બહેરામજીને શોધવા ગયો; પરંતુ તેનો પત્તો ન મળ્યો. તે હતાશ થઈ પાછો ફરતો હતો, તે વખતે રસ્તાપરનાં એક ઝાડ નીચે બહેરામજીને સૂતેલો જોઇ તેણે તેને ઉઠાડયો, બહેરામજીએ પ્રથમ તો ઘેર આવવાની ના પાડી, કહ્યું, " હું ઘેર આવીશ નહિ, ઘરમાં આ કાળું મ્હોં નહિ બતાવું. "

ઇરાનીએ કહ્યું, " આપના પિતાની અવસ્થા અત્યંત શોચનીય છે, આવી અવસ્થામાં આપ ઘેર નહિ હો. તો લોકો આપની વિરુદ્ધ કંઇકંઇ બોલશે; માટે આપે ઘેર આવી પિતાજીની સેવા કરવી જોઇએ આપનાં કુટુંબની વાતો બીજા ન કરે તેવું આપેજ કરવું જોઇએ. "

બહેરામજીએ વિશ્વાસુ નોકરનાં વચનો માની ઘેર જવું કબૂલ કર્યું. પિતાનાં શયન-ગૃહમાં આવી તેણે જોયું કે વૃદ્ધનું ધોળું નિસ્પંદ શરીર પથારીમાં પડયું છે. પિતાની આ અવસ્થા જોઈ તે ધીરજ રાખી શકયો નહિ, બેહાથે મોં ઢાંકી રડવા લાગ્યો; તેનું લોહી આંસૂના રૂપે ઝરવા લાગ્યું.

ડોકટરે આવી ઘણી વાર સૂધી એજરા સાહેબનું શરીર તપાસ્યું, શરદી-ગરમી જેવુંજ જણાયું; તેણે જિંદગીની આશા ન આપતાં કહ્યું, " દવા અને સેવાચાકરીમાં ગફલત નહિ થાય તો કદાચ બચશે. "

બહેરામજીએ એકાએક સાંભળ્યું કે પેલું ઝેરી પાણી હજુ સૂધી ટેબલપરના કુંજામાં પડયું છે; તે કુંજાનું પાણી કોઈ પીશે તો સત્યાનાશ વળશે ! બહેરામજીએ તરતજ પેલા ઓરડામાં જઇ તપાસ કરી, પણ કુંજાનો પત્તો ન લાગ્યો ! તેણે ઓરડાનો ખુણેખુણો શોધ્યો પણ કુંજો ન મળ્યો.

પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થઈ તે બહાર આવતો હતો, એ વખતે તેને ઇરાની સામો મળ્યો.

ઇરાનીએ પૂછ્યું, "એ ઘરમાં આપ શું શોધવા ગયા હતા?" બહેરામજીએ કહ્યું, "એક ચીજ, તે વાત તને કહેવાથી શો ફાયદો?" ઇરાનીએ બહેરામજીના કાન આગળ મુખ લાવી ધીમેથી પૂછ્યું, "આપ શું પાણીનો કુંજો શોધતા હતા! મેં તે મારાં ઘરમાં છૂપાવી રાખ્યો છે; કાલે કોઇ વખતે આપ તે તોડી નાખજો, એટલે આપની વિરૂદ્ધ કંઈપણ સાબીતિ રહેશે નહિ."

ઇરાનીએ અત્યંત ધીમે એ વાત કહી હતી છતાં બહેરામજીને જણાયું કે એ અવાજ બધાએ સાંભળ્યો છે; બહેરામજી ઉતાવળે બોલ્યો, "ચૂપ કર, આટલી બધી બૂમો પાડી કેમ કહે છે?"

ઇરાનીએ કહ્યું, "આપ બ્હીક રાખશો નહિ, મારી વાત કોઇએ સાંભળી નથી; આપે કંઈ ગેરવાજબી કામ કર્યું હશે તોપણ તે કોઇને જણાવીશ નહિ. આપ એકાએક મૂરખના જેવું કંઇપણ કામ કરતા નહિ; જો કંઈ દુઃખ આવી પડશે તો મારો જીવ આપીને પણ આપને બચાવીશ."

બહેરામજીએ વિચાર્યું કે, હું જેટલો અપરાધી છું તેના કરતાં પણ મારો વધુ અપરાધ છે,—એમ ઇરાની માનતો લાગે છે; તેણે પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો.

ઇરાનીએ કહ્યું, "હું આપના અપરાધનો ન્યાય કરનાર નથી; મારી પાસે આપે બચાવ કરવાનો નથી. હું જાણું છું કે આપ સાચા છો, આપની એક પણ વાતમાં મને અવિશ્વાસ નથી. આ જુનાં કુટુંબની આબરૂ જે રીતે બચે તે આપણે કરવુંજ જોઇએ, જો કોઇનાપર દોષ આવી પડે તો એ અપરાધનો બોજો હું ઉપાડવા તૈયાર છું હું ગરીબ છું, દુનિયામાં મારે કોઇનું બંધન નથી; આપનું લુણ ખાઇ હું માણસ થયો છું; આપના વંશનાં હિત માટે જો જીવ આપવો પડે તો પણ હું આપીશ."

તેજ રાત્રે બહેરામજી પોતાના પિતાના ઓરડામાં આવી, એક ખુરશી તાણી તેના પિતાના માથાં આગળ બેસી ગયો! આજ તેની આંખમાં ઉંઘ નહોતી, હૃદયમાં આશા નહોતી, પ્રેમ અને શાન્તિ પણ નહોતાં; તે નિદ્રાહીન નેત્ર પિતાની દૃષ્ટિહીન આંખો તરફ જોઈ જીવનની ભૂતકાળની વાતો તપાસવા લાગ્યો; તેને લાગ્યું કે 'મારા પિતા હંમેશાં મારા તરફ કઠોર વ્યવહાર ચલાવતા આવ્યા છે,

એ ખરૂં; પરંતુ કોઇપિણ દિવસ તેનું હૃદય પુત્ર સ્નેહહીન તો થયું નહોતું; મારા પિતાનો દોષ હોય તો તે એટલોજ કે પોતે જે માર્ગે જીવન ગાળવું નક્કી કર્યું હતું, તેજ માર્ગે મને ચલાવવાનો પ્રયત્ન કરતા હતા; ફક્ત આટલાજ દોષ માટે મેં જે દંડ આપ્યો તે ભીષણ-અતિભીષણ છે, ' દંડની વ્યવસ્થા સ્મૃતિ માર્ગમાં આવતાંજ તે થરથરી ગયો. પોતાને તે પિતૃઘાતી માનવા લાગ્યો. પરંતુ તે વખતે પશ્ચાત્તાપ કરવો નકામો હતો, આથી તેનો બધો ગુસ્સો અમિનાપર જઇ પડયો. તે સમજી ગયો કે ' અમિનાએજ મારા હાથમાં વિષની શિશિ આપી મને આ કામ કરવાને ઉશ્કેર્યો હતો, મારા પિતાએ સાચેસાચુ કહ્યું હતું કે અમિના પૈસાને લોભેજ મારી સાથે વિવાહ કરવા ઇચ્છે છે; હાય ! હું કેવા મોહને વશ થઇ અમિનાના હાથનું ભયાનક અસ્ત્ર બન્યો ! ' મહાયાતનાથી અધીર થઇ બહેરામજી ધ્રુજવા લાગ્યો; ઉસ્તાદ તેને નરરાક્ષસ જેવો જણાયો.

અકસ્માત તેના મનમાં સંદેહ આવ્યો કે અમિનાએ મારા પિતાનો જીવ લેવાને માટે ઉસ્તાદ સાથે મળી આ તરકટ તો કર્યું નહિ હોય ! મારા પિતા તરફ મારી લાગણી બરાબર ઉશ્કેરાય, તે માટે તેઓ બંને ખૂબ પ્રયત્ન કરતાં હતાં એ વાત હવે હું ચોકખી રીતે સમજું છું; તે બંનેના મનમાં આવું તરકટ હોય તો એ વિષની શિશિ યુક્તિપુરઃસર મારા હાથમાં અપાય શા-માટે ? 'અમિના તરફ બહેરામજીને જેટલો પ્યાર હતો, તે નિદારૂણ ઘૃણાના રૂપમાં ફેરવાઇ ગયો,

નાના પ્રકારના વિચારોમાં બહેરામજીએ તે ખુરસીમાંજ રાત ગાળી, આખી રાત તેની આંખ મચાઇ નહિ, સવારમાં ડોકટર આવ્યો.

ડોકટરે એજરા સાહેબનું શરીર બહુવાર સુધી તપાસી જણાવ્યું કે બચશે તો ખરા પણ આ જીવનમાં તેનું બાહ્યજ્ઞાન તો ગયું તે ગયું જ તે જેટલો વખત બચશે તેટલો વખત તે બાહ્યજ્ઞાન વિરહિત જડની માફક દિવસો ગુજારશે.

એજરા સાહેબનું શરીર ધીમેધીમે સાજું થયું, અને થોડાજ દિવસમાં તે પથારી પરથી ઉઠયા, પરંતુ ડોકટરનાં વચનો ખરાં પડયાં, તેની આંખો પરથી બધાં સમજી ગયાં કે તે ગાંડા થઇ ગયા છે !

બહેરામજી પોતાના અપરાધનું ગુરૂત્વ સમજી પાપનું પ્રાયશ્ચિત કરવાને તૈયાર થયો. તે વખતે તેણે એક દિવસે સાંભળ્યું કે રેહિમનિ

સાહેબ મળવા આવ્યા હતા પણ પાછા ચાલ્યા ગયા હતા.

બહેરામજી રેડિમનિ સાહેબનાં આગમનનો ઉદ્દેશ સમજી ગયો તેણે કહ્યું, "પિતાનો અભિપ્રાય હું પૂર્ણ કરીશ. બીજે દિવસે તેણે રેડિમનિ સાહેબને લખ્યું કે, "કુટુંબમાં આવી ઘટના બનેલી હોવાથી હું આપને મળી શક્યો નથી. તે માટે હું બહુ દીલગીર થયો છું; આપ કોઇ જાતની ચિંતા કરશો નહિ, હું મારા પિતાના મતમુજબ બધું કાર્ય કરવા તૈયાર છું આપની કન્યા સાથે જ હું વિવાહ કરીશ."

---

## પ્રકરણ ૧૦ મું

### પ્રેમ તૂટયો

ઉસ્તાદને ઘેરથી અમિના જ્યારે ઘેર ગઈ, ત્યારે તેના મનનો ભાર હલકો થયો હતો. બહેરામજી તેના પિતા સાથે હવે કેવી વર્તણુક ચલાવે છે તે જાણવાને તે ઉતાવળી બની હતી; રાત્રે કંઇપણ ખાધા વિના તે સૂઇ રહી હતી; અને પથારીમાં પડયાં પડયાં જાગ્યાં કર્યું હતું. સવારમાં ઉઠતાં વેંત તેણે બહેરામજીનો પત્ર મળવાની આશા રાખી હતી; પરંતુ બહેરામજી તરફથી કંઇપણ સંવાદ ન મળ્યા, અમિના અધીરી થઇ ગઇ.

ધીમેધીમે બપોર થયા, દૂરની ટાવરમાં ટનટન કરતા ત્રણના ટકોરા થયા, અમિનાનું ધૈર્ય જતું રહ્યું; તેણે ધાર્યું કે ઉસ્તાદને નક્કી કંઇ ખબર હશે, માટે તેને મળવાની જરૂર છે.

અમિના ચાર વાગ્યે ઉસ્તાદ સાથે મેળાપ કરવાને તેને ઘેર ગઈ. અમિનાને જોતાંજ ઉસ્તાદે રૂદ્રમૂર્તિ ધારણ કરી; તેણે ગુસ્સાથી કહ્યું, "મારે ઘેર કેમ આવ્યા છો ? તમે શું આ શહેરનાં માણસોને એમ જણાવવા માગો છો કે હું અને તમે મળી બહેરામના પિતાનું સત્યાનાશ વાળવા તૈયાર થયાં છીએ ? "

અમિનાએ કહ્યું, " શું સત્યાનાશ વળ્યું ! તમે આમ કેમ કહો છો ? "

ઉસ્તાદે કહ્યું, " બહેરામજીએ કાલે તેના પિતાને મારવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ તેનો પ્રયત્ન સફળ નીવડયો નથી; એજરા સાહેબ હમાર માંદા પડ્યા છે. તે સાજા થઇ ઉઠશે એટલે મારો જ-

ચાર નથી; તમે તો અનાયાસે સરી પડી શકશો, મરી જવાનો છું હું.”

અમિનાએ કહ્યું, “પણ તમે તો કહેતા હતા કે મારૂં વિષ અવ્યર્થ છે.”

ઉસ્તાદે કહ્યું. “હું તેમજ જાણતો હતો; પરંતુ બહેરામનો પ્રયત્ન સફળ થયો નહિ કેમ, તે જાણી શક્યો નથી. હવે જો હું દુઃખમાં આવી પડું તો હું તમને પણ છોડીશ નહિ. હું ગૃહસ્થ માણસ છું, સારૂં નરસું કશું જાણતો નથી, તમે મને ભૂલાવ્યો, મને પુતળાંની માફક નચાવ્યો ! તમારીજ સલાહથી આમ થયું છે; નઠારી સ્ત્રીઓનો કદી પણ વિશ્વાસ કરવો ન જોઇએ. વારૂ, પણ હવે મારા પર એક કૃપા કરો; મારી ચારે બાજુએ શત્રુઓ છે. તમે હવેથી મારે ઘેર ન આવતાં, તમને અહિં જોઇ કોઇ મારૂં સત્યાનાશ વાળશે.”

અપમાનથી અમિનાનું મુખ લાલચોળ થઈ ગયું; તેણે કહ્યું, “વારૂ, હવે હું નહિ આવું, પરંતુ તમે નક્કી જાણજો કે ભવિષ્યમાં તમે મારી સાથે શત્રુતા કરી તો હું તમારૂં સત્યાનાશ વાળીશ.”

અમિના ચાલી ગઇ.

એક, બે, કરતાં કરતાં સાત દિવસ ચાલ્યા ગયા, પરંતુ બહેરામજી સાથે તેનો મેળાપ ન થયો, તેની કોઇ ચિટ્ઠી પણ ન મળી સાતદિવસ તેને મન સાત વરસ જેટલા જણાયા.

સાત દિવસમાં કંઇ સમાચાર ન મળતાં અમિનાની ધીરજ ખૂટી ગઇ, ત્યારે તે અપમાન ભૂલી જઈ અધીર ચિત્તે ઉસ્તાદને મળવા ગઇ. ઉસ્તાદે તેને કહ્યું, “બધી આશા ગઇ છે, વિષ જેટલું આપવું જોઇએ, તેટલું ન અપાયાથી શયતાન મુઓ નથી; પરંતુ તે ગાંડો થઇ ગયો છે. એમ ન ધારતાં કે તેથી તમને સગવડ મળશે, કારણ કે આજેજ સવારે રેડિમનિ સાહેબને મુખે મેં સાંભળ્યું છે કે બહેરામે પ્રલિઝા સાથે પરણવાનું કબૂલ કર્યું છે; વિવાહ જેમ બને તેમ જલદી થવાનો છે. તમે બહેરામની આશા છોડી દો.”

ઉસ્તાદની વાત સાંભળી અમિનાના માથાંપર આકાશ તૂટી પડયું, તે વ્યાકુળ ભાવે ઘેર આવી, ત્યાં આવી તેણે રડવાનો શોરબકોર સાંભળ્યો. અમિનાનો એકનો એક સહોદર ભાઇ કે જે મુંબાઇ ભણતો હતો; તે એકાએક કોલેરાથી મરણ પામવાનો તાર આવ્યો હતો. તેના માતા પિતા પુત્ર શોકથી આકળ વ્યાકળ થઈ રડતાં હતાં.

ભાઇનાં મરણથી અમિના બહુ દુઃખી થઇ, પરંતુ તે સાથે એટલું પણ તેના મનમાં આવ્યું કે જો તે થોડા દિવસ અગાઉ મરણ પામ્યો હોત, તો બહેરામજી સાથે વિવાહ કરવાને માટે જે તરકટ રચવું પડયું હતું, તે રચવું ન પડત; બહેરામજીને પિતૃહત્યાનાં પાપમાં લિપ્ત કરવાની જરૂર ન પડત જે કુમારી લાખ રૂપીઆની વાર્ષિક આવકની વારસ થવાની હોય, તેની સાથે પોતાના પુત્રનો વિવાહ કરવામાં એજરા સાહેબ કંઇપણ અડચણ ન નાખત- પરંતુ વિધાતાનાં વિધાનથી માણસો અજાણ્યાં છે, વિધાતાનું વિધાન પ્રહેલિકામય દુર્જ્ઞેય છે; મનુષ્યનું ધાર્યું ફળતું નથી.

પરંતુ બહેરામજી રેડિમનિની કન્યા સાથે વિવાહ કરવાને કબૂલ કેમ થયો ! એ વાત ઉસ્તાદની કલ્પનામાંથી તો નીકળી નહિ હોય- ! અમિના કંઇપણ સમજી શકી નહિ. છેવટે એક દિવસે અમિનાએ તેના પિતા પાસેથી સાંભળ્યું કે બહેરામજી સાથે છલિઝાનો વિવાહ-સંબંધ નક્કી થઇ ગયો છે. એ સમાચાર સાંભળી અમિના સ્થિર રહી શકી નહિ ; તેજ દિવસે રાત્રે તે છુપી રીતે બહેરામજીને મળવા ચાલી.

લગભગ આઠેક વાગ્યાને સુમારે અમિના એજરા સાહેબનાં મકાન પાસે આવી પહોંચી. ચારે તરફ નિસ્તબ્ધતા પથરાઇ ગઈ હતી, જનમાનવનો શબ્દ પણ થતો નહોતો. ચંદ્રનાં કિરણોમાં નહાતાં વૃક્ષો પણ જાણે નિદ્રાદેવીને આધીન થઈ ગયાં હોય તેવું જણાતું હતું.

અમિનાએ ચારે તરફ ભયભીત નજર ફેરવી છેવટે તે મકાનનાં પગથીઆં ઓળંગ્યાં. બીજા માળ પરના હારબંધ ઓરડાનાં બારણાં બંધ હતાં ; કોઇપણ આરડાનાં જાળીઆંમાંથી દીવાનો પ્રકાશ આવતો ન હતો.

બીજા માળના છેડેના એક ઓરડામાં બહેરામનું શયનગૃહ હતું તે ઓરડામાંથી ધીમો ધીમો દીવાનો પ્રકાશ અર્ધી ઉઘડેલી જાળીમાંથી આવતો હતો. અમિના ધીરે ધીરે ડગલે તે બારી પાસે આવી ; બારીમાંથી તેણે જોયું કે પલંગ પર એક માણસ સુતો છે. અમિના એક ક્ષણમાં જાણી ગઇ કે એ બહેરામજી છે. શું બહેરામજી ઉંઘતો હતો ?

અમિનાએ કંપિત અવાજે કહ્યું, " બહેરામ ! "

બહેરામજી ઉઠી બેઠો થયો, તેણે નવાઇપૂર્વક પૂછ્યું, " કોણ છે ? "

અમિનાએ કહ્યું, "હું અમિના" બહેરામજીએ કઠોર સ્વરે પૂછ્યું, "તમે શું માગો છો! અહીં શા માટે આવ્યાં છો?"

અમિના બારીમાંથી બહેરામનું મુખ જોઈ કંપી ઉઠી. આટલા દિવસોમાં બહેરામના આકારમાં અતિશય તફાવત પડી ગયો છે. એક ક્ષણ નિસ્તબ્ધ રહી અમિનાએ પૂછ્યું "તમે ઇલિઝા સાથે લગ્ન કરવા ઇચ્છો છો તે શું ખરૂં છે?"

બહેરામજીએ દૃઢ સ્વરે કહ્યું "હા ખરૂં છે."
અમિનાનું આખું શરીર સળગી ઉઠયું, તેણે દીલગીર થઈ કહ્યું "આ શું તમારો સ્નેહ?"

બહેરામજીએ કહ્યુ "હા તમને હું ચાહતો હતો, ખૂબ ચાહતો હતો. તમારા પ્રેમના મોહથી ગાંડા બની જઇ મેં પિતૃહત્યાનું પાપ કર્યું! પરંતુ એ મોહ હવે રહ્યો નથી હું તમને તમારા ખરા સ્વરૂપમાં ઓળખી શકયો છું, તમે નારી નથી પણ પિશાચિ છો, મારા તરફ તમારો પ્રેમ મુદ્દલ નથી, મારા પૈસાના લોભે જ તમે મને મેળવવા ધાર્યો હતો."

અમિનાએ જવાબ આપ્યો, "તમે પણ એ વાત કહોછો? તમારા પૈસાના લોભથી જ હું કુલીનવંશની કુમારી અહિં લજ્જા ભયને છોડી તમને મળવા આવી છું? બહેરામજી, કાલ રાતે મારા ભાઇનું મરણ થયું છે, મારા પિતાની અતુલ સંપત્તિની હું વારસ થઇ છું હવે મારે પૈસાનો તોટો નથી, તો પણ હું તમારી પાસે આવી છું. અને તમે કહો છો કે હું પૈસાની લોભી છું!"

અકસ્માત પાસેનું બારણું ઉઘાડી વૃદ્ધ એજરા સાહેબ અમિના પાસે આવ્યા; તેના મુખ પર ગાંડાઇનું ઉદ્દેશ્યહીન હાસ્ય હતું? તે બંને હાથ પહોળા કરી પુરાણ વર્ણિત કબંધની માફક કોઇને બાથમાં લેવા માટે પ્રયત્ન કરતા નહોય તેમ ફરવા લાગ્યાં?

આ બનાવ જોઇ અમિના બે ડગલા પાછળ હટી ગઇ, તેનું મુખ ફીકું પડી ગયું, આખું શરીર કંપવા લાગ્યું; તે પડતાં પડતાં એક થાંભલો પકડી ઉભી રહી.

બહેરામજીએ પોતાના પિતા તરફ અમિનાની નજર ખેંચી કહ્યું "જોયું અમિના, શા માટે આપણા પ્રેમની યાદગીરી મને અસહ્ય થઇ પડી છે તે? જો આ મારા પિતા, તેને કશું જ્ઞાન રહ્યું નથી, જ્યાં

સુધી જીવશે ત્યાં સુધી તે આમ સ્મશાનમાંનાં પ્રેતની માફક ભટકશે. આ માટે જવાબદાર કોણ? જવાબદાર તારી પૈશાચિક પ્રવૃતિ છે. તમે મને કયાં સુખનું પ્રલોભન બતાવો છો! જેની આગળ આ પ્રેતની મૂર્તિ રાતદહાડો ભટકે છે, તેને સુખ કયાંથી? અમિના જાઓ ચાલ્યાં જાઓ, મારૂં સુખનું સ્વપ્ન ભાંગી ગયું છે; હું તમારૂં મુખ જોવા ઇચ્છતો નથી."

ગુસ્સામાં આવેલી સાપણ જેમ ડંખ દેવા તૈયાર થઇ માથું ઉંચું કરે, તેમ અમિના માથું ઉંચું કરી કંપિત કંઠે બોલી "બહેરામ. આજ તમે મારૂં જે અપમાન કર્યું છે, તેનું વેર વાળીશ. હું તો ડૂબીશું, પણ સાથે તમને પણ ડુબાડીશ. તમે એક વખત મારી પાસે આવશો, મારો પ્રેમ માગશો; પરંતુ મારા પગમાં પડશો છતાં હવે હું તમારૂં રક્ષણ નહિ કરૂં, તમને ક્ષમા પણ નહિ કરૂં. તમારૂં સત્યાનાશ વાળીશ, એજ મારી જિંદગીની પ્રતિજ્ઞા છે."

——:o:——

## પ્રકરણ ૧૧ મું

### છેવટની રજા

——(o)——

રેડિમનિ સાહેબની કન્યા સાથે બહેરામજીનો વિવાહ કરવાનું નક્કી થઇ ગયું હતું, પણ બંનેનાં હૃદયમાં શાન્તિ નહોતી. ઇલિઝા મહેરવાનજી શાપુરજીના પ્રેમમાં વિભોર હતી. બીજી તરફ બહેરામજી ક્ષણિક ઉત્તેજનાને વશ થઇ અમિનાનું ગમે તેટલું અપમાન કરે, પણ ઇલિઝા તરફ તેનો પ્રેમ વળતોજ નહોતો; તોપણ તે વારંવાર ઇલિઝા સાથે મેળાપ કરતો હતો.

એક દિવસ સાયંકાળે બહેરામજી રેડિમનિના ઘરના એક શણગારેલા ઓરડામાં બેઠો હતો. ઇલિઝા તેની સામે બેઠી હતી, બંને વાતચીત કરતાં હતાં, તે વખતે રેડિમનિએ તે ઓરડામાં આવી બહેરામજીને કહ્યું, "આજકાલ આપણા શહેરમાં વિવાહની ધામધુમ આરંભાશે."

ઇલિઝાએ પૂછ્યું, "કોના વવાહની વાત કરો છો?"

રેડિમનિએ કહ્યું, "હોરમસજી મેતાના પુત્ર ખુરશેદજી મેતા

સાથે એક રૂપાળી યુવતીનો વિવાહ થવાનો છે; એ યુવતી ફક્ત સુંદરજ નથી, પણ આબરૂદાર, કેળવાયલી અને અપાર દોલતની વારસ છે."

બહેરામજીએ કહ્યું, "ત્યારે તો કબૂલ કરવું પડશે કે ખુરશેદજી ભાગ્યશાળી છે! એ યુવતીનું નામ શું?"

રેડિમનિએ કહ્યું, "નામ સાંભળતાં તમે તેને ઓળખી શકશો, તે છોકરી આપણા મિત્ર ધનજીભાઇ બાદશાહની એકની એક પુત્રી અમિના છે."

બહેરામજીનું મુખ એકાએક લાલ થઇ ગયું, ત્યાર પછી જોતજોતામાં ફીકું પડી ગયું બહેરામજીની લાગણી તરફ ધ્યાન ન આપતાં ઇલિઝા બોલી, "આપે ખોટું તો નથી સાંભળ્યું; મેં સાંભળ્યું છે કે અમિનાનો ભાઇ થોડાજ રોજ પહેલાં મરણ પામ્યો છે, આવી સ્થિતિમાં આટલી ઉતાવળે વિવાહ થશે એમ મને લાગતું નથી."

બહેરામજીનાં હૃદયમાં જાણે ઝેરી બાણ વાગ્યું, તે અત્યંત દીલગીર થઈ ગયો. રેડિમનિએ કહ્યું, "ખુરશેદજીના આગ્રહથી જ વિવાહ જલદી થવાના છે; આપણી સમાજમાં અમિનાના જેવી બુદ્ધિશાળી, ચતુર અને રસિક કન્યા થોડીજ છે."

બહેરામજીથી ત્યાં વધૂ બેસી શકાયું નહિ, તેણે રેડિમનિની રજા લઈ ઘર તરફ પ્રસ્થાન કર્યું.

રસ્તામાં તેના વિશ્વાસુ મિત્ર દાદાચાનજીનો એકાએક ભેટો થયો દાદાચાનજી બોલ્યો, "આજ ત્રણ દિવસ થયાં હું મારા શેઠ સાથે મુંબાઇથી અહિં આવ્યો છું, ખુરશેદજી મેતાએ મને પોતાના સેક્રેટરીનું પદ આપ્યું છે; હાલમાં હું સુખી છું."

બહેરામજીએ કહ્યું, "ઘણા દિવસે મળ્યો; અહિં કેટલા દિવસ રહેવાનો છે?"

દાદાચાનજી બોલ્યો, "તે કંઈ નક્કી નથી તું શું રેડિમનિ સાહેબની કન્યા સાથે વિવાહ કરે છે? આ વાતમાં મને તો વિશ્વાસ આવતો નથી. જ્યારે આપણે મુંબાઇ હતા, ત્યારે ત્યાંના 'પેરેડાઇઝ' નાં છુપે બારણેથી મેં તને ઘણીવાર અભિસાર કરતો જોયો છે; તે વાત હજુ હું ભૂલ્યો નથી તેથી મને આ વાતમાં અતિશય નવાઇ લાગે છે."

બહેરામજી ગંભીર સ્વરે બોલ્યો, "દાદાચાનજી તું એ જુની

વાત વિસરી જા; હું કબૂલ કરૂં છું કે મેં કોઇ કોઇ વખત છુપી રીતે અમિના સાથે મેળાપ કરી ખરાબ કામ કર્યું છે; પરંતુ તું નક્કી જાણજે કે, અમિનાનું ચરિત્ર અતિ નિર્મળ છે અને તેનું શરીર અતિ પવિત્ર છે.”

દાદાચાનજીએ હસતાં હસતાં કહ્યું, “જ્યારે તુંજ કહે છે, ત્યારે મારે વિશ્વાસ કરવોજ પડશે, તેમાં પણ હવેથી અમિના મારી શેઠાણી થશે, માટે એ વાત મારાં મુખમાંથી બહાર પડતાંજ મારી નોકરી ચાલુ રાખવાનું કામ મુશ્કેલ થઇ પડશે.”

બહેરામજીએ કહ્યું, “તારા શેઠ સાથે અમિનાને શી રીતે ઓળખાણ થઈ?”

દાદાચાનજી બોલ્યો “અમિનાના ભાઇ સાથે પ્રથમથીજ મેતા સાહેબને ઓળખાણ હતી, તે બહાને તેઓ વખતોવખત અહીં પણ આવતા, ત્યારથીજ ઓળખાણ થઈ.”

બહેરામજી દાદાચાનજીની રજા લઇ ઘેર આવ્યો. તે ઘેર આવ્યો, કે તરત કુલિયાએ તેના હાથમાં એક પત્ર મૂક્યો તે વખતે સાયંકાળ વીતી ગયો હતો. બહેરામજીએ ત્યાંજ ઉભા રહી અસ્પષ્ટ અજવાળામાં પેલો પત્ર વાંચ્યો; પત્ર અમિનાનો હતો. અમિનાએ લખ્યું હતું કેઃ—“તમે કહ્યું હતું કે હું તમને ચાહતો નથી, પરંતુ હું તમને કેટલા ચાહું છું, તેની સાબિતિ આપવા તૈયાર છું. મેં મારૂં કુળ તજી આજ રાત્રેજ તમારી સાથે બીજા દેશમાં આવવાની તૈયારી કરી છે; તમારે માટે આ જિંદગી ફુલ કરવાનો સંકલ્પ કર્યો છે. આ અભાગિનીનું હૃદય ઓળખી તેના તરફ દયા કરો, તેનું રક્ષણ કરો. આજ રાત્રેજ આપણે ઘર છોડવું પડશે, આજ નહિ તો પછી આ જિંદગીમાં કદી પણ તેમ થશે નહિ.”

પત્ર વાંચી બહેરામજી પગથી તે માથાં સૂધી કંપી ઉઠયો; તેણે રોષપૂર્વક કહ્યું, “અમિનાએ આ પત્ર લખવાનું સાહસ કર્યું છે? વળી તે મને કોઇ જાળમાં સપડાવી મારી જિંદગી લેવા માગે છે? તેણે મને સ્પષ્ટ રીતે જણાવી દીધું છે કે, “તારૂં સત્યાનાશ વાળવું એજ મારી જિંદગીની પ્રતિજ્ઞા છે.” તો પછી હવે વળી આ પ્રેમ લીલાનો અભિનય શા માટે!”

બહેરામજી માથું ઉંચું કરી રસ્તા સામું જોઇ રહ્યો; તેણે સંધ્યાકાળના અસ્પષ્ટ પ્રકાશમાં તેના પિતાને પાગલની માફક ભટકતા

અને મધપાન કરનારની માફક લથડતા તે માર્ગ પર જતા જોયા.

પિતાને જોતાંજ બહેરામજી ચમકયો; તે દ્રઢ સ્વરે બોલ્યો, "ના, કદી નહિ, આ જીવનમાં હું કદી તેનું મુખ જોઇશ નહિ."

બહેરામજીએ તિરસ્કાર પૂર્વક અમિનાનો પત્ર દૂર ફેંકી દઇ તરફ પ્રસ્થાન કર્યું. ફુલિયા ઘણીવાર સુધી દિઙમૂઢ બની ત્યાં ઉભી રહી, ત્યાર પછી પેલો પત્ર ખોળી ધીરે ધીરે ચાલી ગઇ.

વૃદ્ધ એજરા સાહેબ પ્રથમની માફક ખોરાક લે છે, ચારે તરફ હરે ફરે છે. વખતસર ઉંઘ લે છે, પરંતુ તેનામાં જ્ઞાનનો સંચાર થયો નથી; તે કોઇની વાત સમજી શકતા નથી. અને કોઇ કંઇ વાત કહે તો તે પાગલની માફક આંખો ફાડી જોઈ રહે છે. તેની આ રૂપની સ્થિતિ છતાં થોડા દિવસમાં ઇલિઝા સાથે બહેરામજીનો વિવાહ થઇ ગયો, બંને હંમેશને માટે પરિણાય બંધને બંધાયાં.

એક દિવસ સવારે એક નોકરે બહેરામજીને જણાવ્યું કે, "પિતાજી હજુ સૂધી ઉઠતા નથી, કદાચ તેને અસુખ થયું હોય."

વરતજ ડોકટરને બોલાવવામાં આવ્યો, ડોકટરે આવી જણાવ્યું કે, તાવની સાથે સન્નિપાત થયો છે—દવા ચાલવા લાગી. તેજ દિવસે બપોરે એજરા સાહેબ પથારી પર અશાન્તભાવે આમતેમ આળોટતા હતા આળોટતા એકદમ ઉઠી બેઠા થયા પાસે ઇરાનીને બેઠેલો જોઇ તેણે કહ્યું, "બહેરામને જલદી બોલાવ."

ઇરાનીએ નવાઇ પામી એજરા સાહેબ સામું જોયું, એજરા સાહેબની જીભ છુટી થઇ છે, આંખોમાં સ્વાભાવિક તેજ આવ્યું છે: તેની સ્મૃતિ પાછી આવી છે!

બહેરામજી દોડતો દોડતો પિતા પાસે આવ્યો તેણે જોયું કે પિતાને સંપૂર્ણ ભાન આવ્યું છે; તે પતાના પગમાં પડયો, ઉદાસીન ભાવે બોલ્યો, "પિતાજી, હું આપનો અપરાધી છું, મારાં પાપનું પાયશ્ચિત નથી; આપના મુર્ખ પુત્રને આપ ક્ષમા કરો."

એજરા સાહેબે બંને હાથ પહોળા કરીને, હું તને ક્ષમા કરૂં છું."

આ વખતે બહેરામજી દુઃખી બાલીકાની માફક રડી પડયો. એજરા સાહેબે કહ્યું "બેટા હું મારો હઠ છોડી દઉછું. રેડિઅનિની કન્યા સાથે લગ્ન કરવાની માગણી હવે નહિ કરૂં."

બહેરામજી આત્મસંવરણ કરી બોલ્યો "પિતાજી, મેં આપના અભિપ્રાય મુજબ કેટલાક દિવસ પહેલાં રેડિમનિ સાહેબની કન્યા સાથે વિવાહ કર્યો છે."

એકાએક એજરા સાહેબનાં મુખે અતિ વિકટ ભાવ ધારણ કર્યો; એક ક્ષણમાં તેની આંખોનું તેજ જતું રહ્યું તેણે બંને હાથ ઉંચા કરી ભગ્ન સ્વરે કહ્યું,"ત્યારે હવે આશા નથી બધું પૂરૂં થયું."

એક ક્ષણમાં એજરા સાહેબનો પ્રાણ તજી ચાલ્યો ગયો."

ભવિષ્યમાં દુર્ભાગી પુત્રનાં નસીબમાં કેવું ભયંકર દુઃખ અને યંત્રણા એકઠી થઇ રહેલી છે, તે અંતિમ કાળે ઉજ્વળ છાયાચિત્રની માફક આંખો આગળ જોતાં મરણાહત વૃદ્ધે એટલી વાત કહી કે મરણ સમયે યંત્રણાથી વીંધાતા હૃદયે એ ઉદ્દેશ્યહીન, અર્થહીન પ્રલાપમાત્ર કરાવ્યો તે કોણ કહી શકશે!

---

## પ્રકરણ ૧૨ મું

---

### ઘીની આહૂતિ

---

બહેરામજી પાસે તિરસ્કાર પામી અમિના ઘેર આવી; તેનું હૃદય ક્રોધ અને ક્ષોભથી વલોવાવા લાગ્યું બહેરામજી પર તેને જે ક્રોધ ઉપજ્યો હતો, તે ક્રોધ તેણે ઇલિઝા પર ઉતાર્યો; તેણે વિચાર્યું કે ઇલિઝાએ જ મારૂં સત્યાનાશ વાળ્યું છે, માટે ગમે તે રીતે પણ ઇલિઝાનું સત્યાનાશ વાળવું જોઇએ. તેના સુખના સ્વર્ગમાં મારે દાવાનળ પ્રકટાવવો જોઇએ.

પચીસ વર્ષ સુધી ખુરસેદજી મેતાએ વિવાહ કર્યો નહોતો. ત્યાર સૂધી તે કોઇપણ યુવતીના પ્રેમમાં આકર્ષાયા નહોતા; આબરૂદાર પારસીઓમાં ભળ્યા છતાં પોતે સ્ત્રી રૂપે ગ્રહણ કરી શકે એવી એકપણ યુવતી તેણે જોઈ નહોતી; પરંતુ 'પેરેડાઇસ' ભવનમાં અમિનાને જોઈ ત્યારથી તે સમજી ગયા કે સ્ત્રી જાતિમાં અમિના રત્ન છે; જો તેને પરણું તો મારી બધી આશા પુર્ણ થાય. તે વખતથી મેતા-સાહેબ અમિનાને ખુશી કરવાના પ્રયત્નો કરવા લાગ્યા; પરંતુ ત્યારે તો અમિના બહેરામ સાથેના પ્રેમમાં વિભોર હતી; તેથી મેતાસાહેબની

ભક્તિથી તે પ્રસન્ન ન થઇ. ત્યારપછી બહેરામજી પાસે તિરસ્કાર પામી ત્યારે અમિનાએ એ તરફની બધી આશા છોડી; આવી સ્થિતિમાં મેતાસાહેબને તજવાનું કામ તેને સારૂં ન લાગ્યું. તે તરતજ મહેતા સાહેબની પુજા ગ્રહણ કરવા લાગી, પ્રેમાન્ધ મેતસાહેબે પણ અમિનાનું મતિ ફરવાનું કારણ ખોળવાની ચેષ્ટા પણ ન કરી; તે તો એમજ સમજ્યા કે લાંબો વખત પૂજા કરવાથી દેવી પ્રસન્ન થયાં છે.

છેવટે મેતાસાહેબે અમિના પાસે વિવાહનો ઠરાવ રજુ કર્યો. ત્યારે પણ અમિનાએ બહેરામજી તરફની આશા સંપૂર્ણ તજી નહોતી; માટે મેતાસાહેબને નિશ્ચિત જવાબ ન આપતાં ફુલિયા સાથે પેલી ચિઠ્ઠી મોકલી તે ચિઠ્ઠીની વાત વાંચકો જાણેછે.

તેજ સમયે સંધ્યાકાળ પછી ફુલિયાએ અમિના પાસે આવી કહ્યું " બહેરામજી પત્ર વાંચી બહુ ગુસ્સે થયા; તેણે કહ્યું કે કદીપણુ બનશે નહિ, આ જીંદગીમાં તો નહિ."

ફુલિયાની વાત સાંભળી અમિના સિંહણની માફક ગાજી ઉઠી; ક્રોધ અને અપમાનથી તે ગાંડા જવી બની ગઈ, અને બીજેજ દીવસે મેતા સાહેબને તેણે વિવાહ કરવાનું જણાવ્યું

ત્યારપછી થોડારોજ વિત્યાબાદ અમિનાએ બહેરામજીનું ઇલિઝા સાથેના વિવાહ અને એજરા સાહેબનાં મરણના સમાચાર સાંભળ્યા એજરા સાહેબનાં મરણ પછી ઉસ્તાદે બહેરામજી પાસેથી આપેલ રૂપીઆ લેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ એકાએક તેની પાસે જવાનું સાહસ ઉઠાવવાનું તેણે યોગ્ય ન ધાર્યું; માટે તેણે નક્કી કર્યું કે અમિનાની મદદથીજ આ કામ પાર પાડવું તે જાણતો નહોતો કે અમિના સાથેનો સંબંધ વિષમય થઇ ગયો છે.

અમિના એક દિવસે સાંજરે નદી કાંઠે ફરતી હતી, એ વખતે ઉસ્તાદ એક ઝાડીમાંથી નીકળી તેની સામે આવી ઉભો.

અમિનાએ તિરસ્કાર પૂર્વક પૂછ્યું " શું જોઇએ છે?"

ઉસ્તાદે કહ્યું ; મારી વિષયની શીશી. બાઈ સાહેબ, આપ તો બારે બુદ્ધિશાળી છો, આપે મને છેતરી મારી શીશી કબજે કરી અને આપના પ્રયત્નથી જ એક માણુસનો જીવ પણ ગયો. તે શીશી મારી છે અને મારી પાસેથી આપને તે મળી છે. એ જો સાબિત થાય, તો મારે ફાંસીએ ઝૂલવું પડે, વિના દોષે મારો જીવ જાય ; આ ચિંતાથી

મને તો રાત્રે ઉંઘ પણ આવતી નથી, ચિંતામાં ને ચિંતામાં હું રાત દહાડો સળગ્યા કરૂં છું, આ દેશમાં હવે ક્ષણભર પણ રહેવાનો વિચાર નથી, મે નક્કી કર્યું છે કે મારે આ દેશ છોડવો.

અમિના બોલી, "આ બધી વાત મને સંભળાવાથી શો લાભ ? તમારી ઇચ્છા હોય તો તમે વગર અડચણે દેશ છોડી શકશો, તમને અહિં કોણે બાંધી રાખ્યા છે ?"

ઉસ્તાદે કહ્યું, "ના, ઇચ્છા પ્રમાણે હું જઇ શકનો નથી, તેમ કરવામાં ઘણી અડચણો છે : હું પૈસાદાર નથી, અને પરદેશમાં જતાં પૈસાની તો જરૂર પડેજ, કોઈ પણ રીતે પૈસા પેદા કરવાની શક્તિ પણ નથી, કે પરદેશમાં જઇ ગુજરાન ચલાવી શકું ; આવી સ્થિતિમાં પરદેશમાં જતાં લગભગ સો રૂપીઆ માસિક મને મળે, એવો ઉપાય આપે કરવો પડશે."

અમિના બોલી, "તમે મારા પર એવો શો ઉપકાર કર્યો છે કે તે માટે તમે મારી પાસે વાર્ષિક બારસો રૂપીઆનું પેન્શન માગોછો ? તમારી માગણી તદ્દન બેહુદી છે."

ઉસ્તાદે કહ્યું, "આપ મારી વિનંતિને દબાણ શા માટે માનોછો ? હું ગરીબ છું, આપની પાસે ભિક્ષા માગું છું ; આપની પાસે રૂપીઆ લેવાનું દબાણ કરવા જેટલી શક્તિ મારામાં હોત તે હું કદીપણ આપની પાસે આવી રીતે હાથ લંબાવવા આવત નહિ ; હું સ્પષ્ટ રીતે આપને કહેત કે આપ જો મને આટલા રૂપીઆ નહિ આપો, તો આપની બધી છૂપી વાતો જાહેર કરી દઇશ, પરંતુ હું તેવું તો કંઇ કહેતો નથી."

અમિનાએ કહ્યું "તમે મને નકામો ભય બતાવો છે. ? તમે મારી છુપી વાતો જાહેરમાં લાવશો, એ બ્હીક નકામી છે; કારણ કે તમે જે કંઇ જાહેર કરશો તેની સાબિતિ નથી, તમારા જેવા સાધારણ માણસની વાતો સાચી કોણ માનશે ?"

ઉસ્તાદે કહ્યું "સાબિતિ નથી એમ કેમ જાણ્યું ? આપનાં કલંક-ની જોઇએ તેટલી સાબિતિ મારી પાસે છે, જો આપને વિશ્વાસ ન હોય તો આપ આપની આંખે જોઈ શકશો ; અને કલંક જાહેરમાં લાવવાની ઇચ્છા ન હોય તો આપ સેંકડા રૂપીઆ આપી તે મારી પાસેથી ખરીદી પણ શકશો."

ઉસ્તાદે પોતાના જામાનાં ખીસાંમાંથી કેટલાક કાગળીઆં કાઢી, તેમાંથી એક કાગળ ચૂંટી કાહાડી અમિનાને બતાવ્યો. અમિનાએ જોયું કે બહેરામજી સાથે છૂપી રીતે નાસી જવાનો જે પત્ર બહેરામજી પર લખેલો હતો, અને કુલિયા સાથે મોકલાવેલો હતો. તેજ પત્ર ઉસ્તાદના હાથમાં છે. !

અમિના ધીમેથી બોલી, "કુલિયાએ આપનો વિશ્વાસઘાત કર્યો છે ? દેવાંમાં તેની માનું બધું વેચાવા બેઠું હતું, ત્યારે મેં તેનું રક્ષણ કર્યું હતું, તેનો બદલો બહુ સારો આપ્યો." અમિના હાથ લાંબો કરી તે પત્ર લેવા ગઇ.

ઉસ્તાદે હસતાં કહ્યું, "ના, તેમ થશે નહિ, હવે મને આપનો વિશ્વાસ નથી. ઝેરની શિશિએ જ મને એ શિક્ષા આપી છે. પરંતુ આપ અકળાશો નહિ, કેવળ આજ પત્ર નહિ. પણ બીજો પણ પત્ર મારી પાસે છે; આપ પૈસા આપશો કે તરત તે આપના હાથમાં આવશે પરંતુ રૂપીઆ નહિ મળે, અથવા ભવિષ્યમાં કંઇ પણ દુઃખમાં આવી પડું, તો આ પત્રની મદદથી મારે મારો કંઇ ને કંઇ સ્વાર્થ સાધવો પડશે."

અમિનાએ કહ્યું "મારી પાસે પૈસા નથી."

ઉસ્તાદે કહ્યું "આપની પાસે રૂપીઆ નહિ હોય, પણ બહેરામજી પાસે પૈસાનો તોટો નથી"

અમિનાએ કહ્યું "જેની પાસે પૈસાનો તોટો નથી તેની પાસે બીન હરકતે જઈ શકશો ?"

ઉસ્તાદે માથું હલાવી કહ્યું, "આપ મને એટલો બધો મુરખ ધારતાં નહિ, હું બહેરામજીને જાણુંછું હું પ્રયત્ન કરીશ તોપણ તેની પાસેથી કંઇપણ મેળવી શકીશ નહિ; વળી તેની પાસે હું શા માટે જાઉં ! આજ બુધવાર છે, આવતા શુક્રવાર સુધીમાં જો મને રૂપીઆ નહિ મળે, તો આ બધા પત્રો મેતા સાહેબના હાથમાં જશે; આ પત્ર મળતાં મેતાસાહેબ આપની સાથે વિવાહ કરવાને કેટલી બધી ઉત્કંઠા રાખશે, તે તો આપથી કંઇ અજાણ્યું નથી."

ઉસ્તાદ અમિનાના જવાબની રાહ ન જોતાં ત્યાંથી ચાલ્યો ગયો.

અમિના વજાહતની માફક ઉભી રહી; તે સમજી ગઇ કે ઉસ્તાદને તેની માગણી મુજબ પૈસા ન આપવાથી મારૂં સારૂં થવાનું નથી;

પરંતુ એટલા બધા રૂપીઆ ક્યાંથી મેળવવા! બહેરામજી પાસેથી મદદ માગતાં કદાચ આ વિપત્તિમાંથી ઉગરાય, પરંતુ પૈસા માટે તેને ઘેર જવું અગર તેની પાસે ઉભા રહેવું તેના કરવાં વધુ અપમાન બીજું કયું? પોતાના અહંકાર, વંશગૌરવ, ઉચ્ચાકાંક્ષા અને યૌવનનાં સ્વપ્નનું પરિણામ આવું શોચનીય આવશે, તે તેણે કદી કલ્પનામાં પણ ધાર્યું નહોતું.

પરંતુ આમ તેમ ફાંફાં મારવાનો સમય નહોતો, એ દિવસમાં ઉસ્તાદને રૂપીઆ તો આપવા જ જોઇએ, તે ઘેર ન જતાં કુલિયાની માને ઘેર ગઈ; જે કુલિયાએ તેનો વિશ્વાસઘાત કર્યો હતો, તેજ કુલિયાની તેણે મદદ લીધી; બહેરામજીને છૂપી રીતે પોતાને મળવા બાબતની એક ચિઠ્ઠી લખી મોકલી.

બીજે દિવસે દાસ દાસીઓ સૂઇ ગયા પછી અમિના છુપી અંતઃપુરનાં બારણે આવી ઉભી. ત્યાં બહેરામજી ક્યારનો આવી તેની રાહ જોતો હતો.

અમિનાને જોઇ બહેરામજીએ પૂછ્યું "તમે મને શા માટે બોલાવ્યો? મારે આવવું જોઇતું નહોતું, પરંતુ જો તમારે મને કંઇ જરૂરી બાબત કહેવી હોય, એમ ધારી હું આવ્યો છું."

ઉસ્તાદ સાથે અમિનાને જે જે વાત થઇ હતી અને ઉસ્તાદે તેને જે બીક બતાવી હતી, તે બધું અમિનાએ ટુંકાણમાં બહેરામને જણાવ્યું અમિનાને દુઃખમાં નાખવાનો બહેરામનો વિચાર હોત તો આ વખતે વગર અડચણે તેની માગણી ન સ્વીકારત, પરંતુ બહેરામનો સ્વભાવ એવો નહોતો; પોતાને ચાહી જેનું જીવન દુઃખમાં આવી પડ્યું છે, તેની રક્ષા કરવી એ તેને પોતાનું મુખ્ય કર્તવ્ય જણાયું તેણે થોડીવાર વિચાર કરી અમિનાને કહ્યું "જેથી તમને કંઇપણ દુઃખ આવી પડે, તે માટે હું ઉપાય કરીશ, તમે નચિંત રહેશો.

બહેરામજીને જવાને તૈયાર થયેલો જોઇ અમિનાએ કહ્યું "તમને મારી એક વાત પણ સાંભળવા જેટલી ફુરસદ નથી?"

બહેરામજીએ કહ્યું "તમારે શું કહેવાનું છે, તે કહો મારા પિતાએ મરણ વખતે મારા બધા અપરાધ ક્ષમા કર્યા છે, હું પણ તમને ક્ષમા કરૂં છું, હવે રજા લઉંછું"

અમિના તે નિસ્તબ્ધ રાત્રિએ અંધકારમાં મુખ ઉંચું કરી

બહેરામનાં મુખ સામું જોઈ બોલી, " જાઓ બહેરામ ભવિષ્યમાં હવે આપણો મેળાપ નહિ થાય. તમે સાંભળ્યું હશે કે મારાં માબાપે મારો વિવાહ નક્કી કર્યો છે. અને તરતમાં જ તે થશે પણ ખરો, મેં એમના ઠરાવમાં અડચણ નાખી નથી, હવે અડચણ નાખવાની જરૂર પણ લાગતી નથી ; મને આશા છે કે પરમેશ્વર તમને સુખી રાખશે. "

બહેરામજી ઉત્તેજિત સ્વરે બોલ્યો, " પરમેશ્વર મને સુખી કરશે તે અસંભવિત છે, તમે શું એમ ધારોછો કે ઇચ્છા કર્યા મુજબ માણસ સુખી થઈ શકે છે? ના, સુખ એમ સહેજમાં મળતું નથી ; હવે મને સુખ મેળવવાની ઇચ્છા નથી. જો એવી કોઇપણ યુક્તિ તમારા જાણવામાં હોય કે જેની સહાયતાથી યાદગીરી–જુની સ્મૃતિ નાશ પામે, અને તીવ્ર અનુશોચનાને હાથે છુટકો મેળવી જરા શાંત થઈ શકાય, તો તેવી યુક્તિ મને બતાવો. તમારી સ્મૃતિ હું કદી પણ મારાં મનમાંથી ભૂસી શકીશ નહિ, પરંતુ એ બધી વાતની આલોચના કરવાથી કંઈ વળવાનું નથી ; હું જાઉંછું. "

બીજેજ દિવસે બહેરામે ઉસ્તાદ સાથે મેળાપ કર્યો તેજ દિવસે સાંજરે બહેરામજીનો વિશ્વાસુ નોકર ઇરાની અમિનાને એક સીલબંધ કવર આપી ગયો; અમિનાએ તે ઉઘાડી જોયું, તેમ તેણે બહેરામજીને જે જે પત્રો લખ્યા હતા, તે બધા બહેરામજીએ પાછા મોકલ્યા હતા ; તે સિવાય ઉસ્તાદ પાસે જે બે પત્રો હતા તે પણ તે કવરમાં જ હતા અમિનાને સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું કે એ બે પત્રો હસ્તગત કરવામાં બહેરામજીને પચીસ હજાર રૂપીઆ ખર્ચ લાગ્યું છે.

અમિનાને બહુ આનંદ થયો, તે પોતાને નિરાપદ માનવા લાગી. પ્રથમ તેણે વિચાર્યું કે, આ બધા પત્રો બાળી નાખીશ, પરંતુ તે ઇચ્છા કાર્યમાં ઉતારી ન શકવાથી તે પત્રો બાંધી એક લોઢાંની પેપેટીમાં. કેશ બૉકસમાં રાખી મૂક્યા.

ઉસ્તાદે બહેરામજીને રૂપીયા કરજે આપ્યા હતા, તે રૂપીઆ દસ્તાવેજ મુજબ મેળવી એક દિવસે તે કુલિયાને નસાડી અદૃશ્ય થઈ ગયો. કન્યાને માટે કુલિયાની મા માટીમાં પછડાઈ આર્ત્તનાદ કરવા લાગી.

આ ઘટના બન્યા પછી થોડા દિવસે બહેરામજી ઓી સાથે મુંબાઇ ગયો. ત્યાર બાદ ટુંક મુદતમાં ખુરશેદજી મેતા સાથે મહા ધામધુમ

સાથે અમિનાનો વિવાહ થયો. વિવાહ પછી અમિના પતિને ઘેર આવી, પણ ત્યાં આવ્યાબાદ તેણે દાદાચાનજીને જોયો, મેતા સાહેબે પોતાના સેક્રેટરીને અમિનાને ઓળખાવ્યો, અમિનાનું મુખ શરમથી લાલ થઈ ગયું, તેનાં હૃદયમાં ઉદ્વેગનો પાર રહ્યો નહિ; દાદાચાનજી તેની છુપી વાતો જાણતો હતો; તેથી તે કોઇ પણ દિવસ વાત વાતમાં પોતાના સ્વામીને એ સંબંધી કંઇ કહી દે, એવી શંકાથી અમિના ગભરાઇ ગઇ. પરંતુ દાદાચાનજીએ અમિનાની સાથે એવી ઢબથી વાતો કરી કે અમિનાને તે ઓળખતો હોય. એવું અનુમાન પણ કોઇ કરી શકે નહિ.

અમિના તેજ દિવસથી દાદાચાનજીને કાઢી મૂકવાનો ઉપાય શોધવા લાગી; પરંતુ તેના સ્વામીના મનમાં કંઇ સંદેહ ઉપજે એવી બ્હીકથી તેણે તરતમાં કંઇ પગલાં ન ભર્યાં.

મેતા સાહેબ પણ દાદાચાનજી તરફ હાલમાં અસંતુષ્ટ થયા હતા. થાણા પાસેનાં કોઇ ગામડાંમાં એક યુવતી રહેતી હતી, તેની સાથે દાદાચાનજી ચાલતો હતો; તે ઘણો વખત કામકાજ પડતું મૂકી ત્યાં આવજા કરતો હતો. દાદાચાનજીના દરેક કાર્યમાં ભૂલો જણાવા લાગી. પરંતુ અમિના જે વિપત્તિની આશંકાથી દાદાચાનજીને દૂર કરવાનો પ્રયત્ન કરતી હતી, તેજ વિપત્તિ તદ્દન જૂદી દિશાઓથી આવી ! સંસારમાં પાપની ગતિ આમ વિચિત્ર છે !

વિવાહ પછી લગભગ બે અઠવાડીઆં બાદ મેતા સાહેબ નદી તીરે ફરતા હતા, અમિના પણ સાથે હતી; એ વખતે કોણ જાણે ક્યાંથી બહેરામનો કુતરો 'ટાઈગર' અમિનાને જોઇ તેની પાસે આવી ચડ્યો, અને પોતાના બે પગ ઉંચા કરી તેના ખોળામાં ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

અમિનાએ બ્હીકનો દેખાવ કરી મેતા સાહેબને કહ્યું, "ખુરશેદજી, પ્રિયતમ, આ કુતરાને નસાડો, "

મેતા સાહેબે કહ્યું. " આતો સારો કુતરો છે. તારે બ્હીક રાખવાનું કારણ નથી, તે તો તારાપર હેત બતાવે છે, વળી કરડવા આગતો નથી. "

અમિનાએ કહ્યું, " ના, ના, તેને જલદી કાઢી મૂકો; મને બહુ બ્હીક લાગે છે. કુતરાની જાતને હું જોઇ શકતી નથી. "

બહેરામજીના કુતરાને ઓળખી અમિનાની છાતી ધડકવાં લાગી; કુતરો કરડે એ ભયથી નહિ, પણ કદાચ મેતા સાહેબના મનમાં કંઈ શક આવે, એ બ્હીકથી તે અધીરી થઈ, મેતા સાહેબે કુતરાને નસાડવાની ચેષ્ટા કરી; પરંતુ 'ટાઇગર' ન નાસતાં અમિના પાસે જઇ પૂછડી હલાવતો હલાવતો તેનાં મુખ તરફ જોવા લાગ્યો.

મેતા સાહેબે પૂછ્યું, " અમિના, આ કુતરો તો તને એળખતો જણાય છે. "

અમિના નવાઇ પામી બોલી, " મને ઓળખે છે ! તમે શું કહો છો ? "

મેતા સાહેબે કહ્યું, " હા, નક્કી ઓળખે છે, પરંતુ તું તેને નથી ઓળખી શકતી, તે મને ભારે નવાઈ જેવું લાગે છે. "

મેતા સાહેબ અમિના સાથે આગળ જવા લાગ્યા; 'ટાઇગર' અમિનાની સાથે ચાલવા લાગ્યો, તે જોઇ મેતા સાહેબે કહ્યું, " કુતરો તો તારો ભારે અનુગત જણાય છે. "

તે રસ્તે થઇને એક ખેડુત જતો હતો, મેતા સાહેબે તેને બોલાવી પૂછ્યું, " ભાઇ, આ કુતરો કોનો છે તે જાણે છે ? "

ખેડુતે કહ્યું, " એ બહેરામજી એજરા સાહેબનો કુતરો છે, આ જબરો શિકારી છે; આ કુતરો સાથે ન હોય તો બહેરામજી સાહેબ શિકાર કરી શકતા નથી. "

અમિના અકસ્માત બોલી ઉઠી, " હા, હા. હવે મને યાદ આવ્યું, કુલિયાની માને ઘેર આ કુતરાને હું રોજ જોતી, મેં તેને કેટલાય દિવસ ખાવાનું આપ્યું છે, કુતરાનું નામ 'ટાઇગર' છે. નામ બહુ સારૂં છે; ટાઇગર, ટાઇગર ! "

ટાઇગર ઉત્સાહ મળતાં અમિનાના પગમાં આળોટવા લાગ્યો, અમિના લગાર નીચી નમી તેનાં શરીરપર હાથ ફેરવવા લાગી.

મેતા સાહેબ અમિના સાથે ગંભીર ભાવે ચાલવા લાગ્યા; તેણે આ કંઇ પ્રશ્ન કર્યો નહિ, પરંતુ તેના મનમાં શક આવ્યો; અમિનાએ પોતાની બુદ્ધિપર સેંકડો ધિક્કાર વરસાવ્યા; તે જાણી ગઇ કે કુતરાને જો મેં પ્રથમથીજ ઓળખ્યો છે એમ જણાવ્યું હોત તો મેતા સાહેબના મનમાં શક ઉત્પન્ન થાત નહિ. તેજ દિવસથીજ અમિના અશાન્તિના અનલનાં સળગવા લાગી. તેની ગુપ્ત પ્રેમ કહાણી

ક્યારે અને કેવી રીતે પોતાના સ્વામીની આગળ જાહેર થશે, એ ન વિચારી શકવાથી તે બ્હીકની મારી અધીર થઇ ગઇ.

છેવટે ખરેખર એક દિવસ ધુંધવાતો અગ્નિ સળગી ઉઠયો.

એક દિવસ સાંજરે અમિના જાળી આગળ બેઠી બેઠી બગીચા તરફ જોઇ રહી હતી, તે વખતે તેણે જોયું કે કેટલાક ભાઇઓ એક ડોળી લઇ બંગલાના દરરવાજામાં પ્રવેશ કરે છે. ડોળી ઉઘાડતાં જણાયું કે લુગડાંમાં વીંટળાએલું એક શબ ડોળીમાં પડયું છે.

આ દેખાવ જોઇ અમિના કંપી ઉઠી, શું છે તે જાણવાને માટે તે એકદમ સીડી પરથી નીચે ઉતરતી હતી, તેવામાં મેતા સાહેબના મિત્ર ખાનબહાદુર બેજનજી પટેલને તેની સામે આવતા જોયા; અમીનાને નીચે જતી જોઈ તેણે કહ્યું; આપ નીચે ન જશો, ઉપર જાઓ."

અમિના સીડી પર ઉભી ઉભી બોલી, "શું બન્યું છે તે જલદી કહો!" એક ભયંકર બનાવ બની ગયો છે, ખુરશેદજી પાસેથી બધી વાત સાંભળી શકશો: હવે ઉપર જાઓ."

સંધ્યાકાળ પહેલાં અમિનાએ મેતા સાહેબને પૂછતાં જાણ્યું કે મારા સ્વામીએ દાદાચાનજીનું ખૂન કર્યું છે.

અમિનાએ વૃદ્ધ એજરા સાહેબનાં મરણનું કારણ બની જેપાપ કર્યું હતું, તે પાપ દાદાચાનજીનાં મરણથી અંકુરમાંથી વિષ વૃક્ષમાં પરિણામ પામ્યું.

વાંચકોની જાણ માટે, દાદાચાનજીનાં ખૂનની વિગત નીચે આપી છે:—

મેતા સાહેબે શિકારે જતાં પહેલાં લગાર મદ્યપાન કર્યું હતું; શિકારે જતી વખતે તેણે દાદાચાનજીને ખોળ્યો હતો, પરંતુ તેનો પત્તો લાગ્યો નહોતો.

શિકારનાં જંગલમાં ગયા પછી દાદાચાનજીનો ભેટો થયો; તેને જોતાંજ મેતા સાહેબે કઠોર ભાષામાં તેનો તિરસ્કાર કર્યો અને કહ્યું કે જે વ્યક્તિ રાત દહાડો સ્ત્રીના સહવાસમાંજ રહે તે વડે કોઈ પણ ગૃહસ્થનું કામ થતું નથી. મેતા સાહેબ અત્યંત કેફમાં આવી ચઢયા હતા, તે દાદાચાનજી સમજી ગયો, માટે તેણે તેમની વાતપર ધ્યાન આપ્યું નહિ; પરંતુ દારૂડિઓ માણસ એક વખત જે વાત કહે તેની વાત મૂકતો જ નથી; દાદાચાનજી પોતાની વાતપર ધ્યાન આપતો નથી તે જોઇ મેતા સાહેબ બહુ ગુસ્સે થયા અને બોલ્યા,

" હું શેઠ છું તમે ચાકર છો; પરંતુ ચાકર છતાં તમે મને તિરસ્કારો છો; મારી પાસેથી રજા લીધા વગર ગમે ત્યારે તમે તમારી રાંડ પાસે દોડ્યા જાઓ છો, તે બેઅદબી હું માફ કરી શકતો નથી; મેં સાંભળ્યું છે કે તે યુવતીનું ચરિત્ર બહુજ ખરાબ છે, મારા સેક્રેટરીને એવી ચારિત્રહીન યુવતી સાથે રસાલાપ કરવો ઉચિત નથી. '

દાદાચાનજી મેતા સાહેબની વાત સાંભળી ક્રોધથી રાતો થઇ બોલ્યો, " સાહેબ, સાવચેત રહેજો; આ સંબંધમાં આપ મને એક શબ્દ પણ કહેશો તો એમ ન ધારતા કે આપે મદ્યોપાન કર્યું છે, માટે હું આપને ક્ષમા કરીશ. "

મેતા સાહેબ ભાન ભૂલી એક ફલાંગ મારી દાદાચાનજી પાસે આવ્યા, તેનાં નાક પર મારવાને મુઠી ઉગામી દાદાચાનજીએ મુખ ફેરવી કહ્યું, ' બીજાની જે પત્નીની સાથે વિવાહ કરતાં જેને શરમ ન આવી, જેની સ્ત્રી કુમારીકા અવસ્થામાં રાત વખતે પોતાનાં શયન–ગૃહમાં પરપુરુષને પત્ર લખી બોલાવતી.–તેને માટે આટલી બધી સજ્જનતા —"

મેતા સાહેબના હાથમાં તોટા ભરેલી બંદુક હતી, દાદાચાનજીનાં મુખની વાત પૂરી થાય, તે પહેલાં તેણે દાદાચાનજીનું કપાળ તાકી બંદુકનો ઘોડો દાબ્યો; પ્રથમ ધુમાનલ શિખા નીકળી, સાથે સાથે ગંભીર શબ્દ થયો, ત્યાર પછી એક ક્ષણમાં દાદાચાનજીનું પ્રાણહીન શરીર પૃથ્વી પર પડ્યું.

દાદાચાનજીએ મેતા સાહેબને અમિનાના સંબંધમાં જે કહ્યું, તેની તપાસ કરવાનું સાહસ તેનામાં નહોતું, કારણ કે તે અમિનાને પાગલની માફક ચાહતા હતા; એમ કરતાં વળી અમિનાને દુઃખ લાગે એવા આશયથી તેણે આ અપ્રીતિકર પ્રસંગની ચર્ચા કરીજ નહિ.

ત્યાર પછી ફોજદારી અદાલતે આ બધું કામ જતાં, તેનું પરિણામ શું આવ્યું, તે વાચકો જાણે છે. આ બધી જંજાળમાંથી છૂટી મેતા સાહેબે અનુતપ્ત ચિત્તે પોતાના મૃત સેક્રેટરીની ઉપપત્નીની શોધ કરી, શોધ કરતાં જણાયું કે વિવાહ પહેલાં એ યુવતી ગર્ભવતી થતાં તેનાં માબાપે તેને ઘરમાંથી કાઢી મૂકી છે, કુલત્યાગિનીએ એક અનાથાશ્રમનો આશ્રય લીધો હતો, ત્યાં તેણે એક પુત્રનો જન્મ આપ્યો. સંતાનનું નામ અરદેશર.

મેતા સાહેબે પોતાનાં પાપનાં પ્રાયશ્ચિત સ્વરૂપ એ યુવતીના ભરણ પોષણનો અને અરદેશર યોગ્ય ઉમરનો થાય ત્યાં સૂધી તેનાં પોષણ

અને કેળવણીનો ભાર ગ્રહણ કર્યો; પરંતુ મેતા સાહેબ તેને શા માટે મદદ કરે છે તે કારણ અરદેશરની માતા કદી પણ જાણી શક્યાં નહિ.

થોડા દિવસ પછી મેતા સાહેબ અમિના સાથે મુંબાઈ આવી પહોંચ્યા, ત્યાં આવ્યાબાદ અમિનાને એક દાસી મળી; તે દાસીએ ઘણા દિવસો રેડિમનિને ઘેર નોકરી કરી હતી; આ દાસીની પાસેથી અમિનાને ખબર મળી કે વિવાહ પહેલાં ઇલિઝા મેરવાનજી શાપુરજીને પોતાનું મન સમર્પણ કરી બેઠી હતી.



## પ્રકરણ ૧૩ મું



### રમણીની યુક્તિ

ઇલિઝા સાથે વિવાહ થયા પછી બહેરામજી મુંબાઇ રહેવા લાગ્યે. પિતાની દોલત હાથમાં આવ્યા પછી બહેરામજીનો સ્વભાવ ઘણો ફરી ગયો છે. તેની જુવાનીનું ચાંચલ્ય જતું રહ્યું છે, પહેલાં જે જે કાર્યોમાં તેને આનંદ મળતો તે તે કાર્યો હવે બહેરામજીને લગારે ગમતાં નથી; પહેલાંના મિત્રો સાથે વારંવાર મેળાપ કરતો નહિ; ઘરમાં ઇલિઝા સાથે પણ વધુ બેસતો નહિ; આથી ઇલિઝાને ઘણો વખત એકલા રહેવુ પડતું, પિતાની આજ્ઞાથી બહેરામજીએ ઇલિઝા સાથે વિવાહ કર્યો હતો ખરો, પરંતુ વિવાહ કર્યાબાદ, તેણે જાણ્યું કે મારા હૃદયમાં ઇલિઝા માટે સ્થાન નથી તે હૃદય અમિનાની સ્મૃતિથી પૂર્ણ છે. ઇલિઝા પણ મહેરવાનજીને ભૂલી શકી નહિ, આથી બંનેમાંનાં કોઇને સુખ નહોતું, બહેરામજી વખત ગાળવા માટે જૂદી જૂદી રમતો રમતો હતો, તેમાં ઘોડાની રમત મુખ્ય હતી; તેણે બાજી જીતવા માટે, ઘણા પૈસા ખરચી અનેક શરતના ઘોડાઓ ખરીદ્યા, અને ઘરમાં આનંદ ન મળવાથી તે રાત દહાડો બહાર ભટકવા લાગ્યો.

છ માસ પછી ફાગણ માસના એક સુંદર દિવસે સાંજરે તે મુંબઇની ચોપાટી પરથી ગાડી દોડાવી જતો હતો, તે વખતે સામી બાજુથી બે સુંદર ઘોડા જોડેલી બ્રુહામ ગાડી તેની ગાડીની પડખે આવી ચઢી. તે ગાડીમાં એક યુવતી બેઠી હતી. યુવતી સુંદરતાનો

અવતાર હતી; તેના પુષ્પ જેવા સફેદ દેહ પર વિચિત્ર મુલ્યવાન સાડી શોભતી હતી, અને હીરાના દાગીના તેનાં કાન, કંઠ અને કાંડાપર ઝગઝગતા હતા.

બહેરામ સાથે નજર મળતાં જ, યુવતીએ મૃદુ હાસ્ય કરી એક વિલોલ કટાક્ષ ફેંકી બહેરામજીને સલામ ભરવા ખાતર લગાર માથું હલાવ્યું; બહેરામજીએ તરતજ ગાડી થંભાવી સવિસ્મયે એક વખત અમિનાએ ગાડી નીચે ઉતરી કહ્યું, " આ તરફ માણસોની આવજા વધૂ થાય છે, માટે બાગમાં ચાલો ત્યાં આપણને કોઈ ન જોઇ શકે, ત્યાં જઈ વાતચીત કરવી એ ઠીક છે. "

બહેરામજીએ કહ્યું, " અમિના, પ્રથમ તો તમે આટલાં સાવચેત નહોતાં. "

અમિનાએ કહ્યું, " ત્યારે હું સ્વાધીન હતી, ત્યારે મારાપર કંઇપણ જવાબદારી નહોતી, હવે હું અન્યની સ્ત્રી છું, એક આબરૂદાર કુટુંબની કુળવધૂ છું; તે વંશમાં કલંક ન લાગે, તે બાબતમાં બરાબર લક્ષ રાખવાની જરૂર છે. "

બહેરામજીએ કહ્યું, " ના અમિના, મારા તરફ તમારો પહેલાં જેટલો પ્રેમ નથી. "

અમિનાએ બહેરામજીના ઉપર એક વખત તીવ્ર કટાક્ષપાત કરી ધીરેધીરે કહ્યું, " મને લાગે છે કે તમારી સ્મરણશક્તિ તદન કમી થઇ ગઇ છે, અથવા તમને મારો છેલ્લો પત્ર મળ્યો નથી. "

બહેરામ અધીર ભાવે બોલ્યો, " અમિના, મારાપર દયા કરો તમે મને જે સમયની વાત કરો છો, તે વખતે હું કેટલી બધી માનસિક અશાન્તિ ભોગવતો હતો, તેની તમને ખબર નથી; તે વખતે હું ઉન્મત્ત બન્યો હતો, મારી બુદ્ધિ નાશ પામી હતી; અત્યારે મને જણાય છે કે તમારા તરફનો મારો પ્રેમ એક બિન્દુ પણ ઓછો થયો નથી. "

અમિનાએ મૃદુ હાસ્ય કરી કહ્યું, " પરંતુ મારો અપરાધ શો હવે મારે કંઇ કહેવાનું નથી; સુયોગ જતો કરી હવે તમે નકામો આક્ષેપ કરો છો ધર્મ, સમાજ અને કાયદાની તરફ જોઇ હવે તમારે તમારૂં ચિત્ત કબજે રાખવું જોઇએ. "

બહેરામજી પ્રબળ હૃદયાવેગને વશ થઇ બોલવા લાગ્યો, "ધર્મ, સમાજ કે કાયદાને હું માનતો નથી; કાયદા તો માણસોએ બનાવ્યા

છે, હું એ બધા કાયદા માનવાને બંધાયલો નથી. હું પ્રથમથીજ તમને ચાહુંછું, તમારૂં હૃદય જીત્યું છે, તમારાં સુખદુઃખ સાથે મારૂં સુખદુઃખ મેળવ્યું છે. તમે મારાં છો—હંમેશને માટે મારાં છો, કોણ જાણે ક્યાંથી મેતા સાહેબે આવી ફક્ત બે દિવસની ઓળખાણે તમને ખૂંચવી લીધાં. સમાજ તમને પારકાં કરી દે, તે હું સહન કરીશ નહિ; ધર્મ, કર્તવ્ય, સામાજિક બંધનો પાતાળમાં જાઓ, હું તમને ચાહુંછું."

બહેરામજીએ આગ્રહપૂર્વક અમિનાનો હાથ પકડવા પોતાનો જમણો હાથ આગળ વધારવા લાગ્યો. અમિનાએ પોતાનો હાથ દૂર કરી રહ્યું, " ના, હવે હું મારી મરજી હશે, તો પણ તમારી સાથે સ્વાધીન ભાવે મેળાપ કરી શકીશ નહિ, તે અધિકાર હવે રહ્યો નથી. જ્યારે હું કુમારી હતી, તે વખતે તમે મારી સાથે ઇચ્છા મુજબ મેળાપ કર્યો છે, પરંતુ અત્યારે હું પરસ્ત્રી છું, પરસ્ત્રીનું અપમાન કરશો નહિ; તમે મને ભૂલી જાઓ, હંમેશને માટે ભૂલી જાઓ. આટલી વાત કહેવાનેજ હું અત્રે આવી છું. આમ છુપી રીતે મેળાપ કરવો એ મારે માટે મોટો ગુન્હો છે. મેં પ્રથમ ધાર્યું હતું કે તમને હું મિત્ર ભાવે મળીશ, પરંતુ હવે મને જણાય છે કે મારો એ સંકલ્પ પળાય તેમ નથી. પ્રચંડ પ્રેમ આંધળો છે, તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. માટે હવેથી આપણો મેળાપ ન થાય એજ સારૂં છે."

બહેરામજીએ કહ્યું, " અમિના, હું બહુજ હતભાગ્ય છું."

અમિના બોલી, " એમ હોઈ શકે, પરંતુ હું પણ સૌભાગ્યવતી નથી, દુનિયામાં હું પણ ભાગ્યહીન છું; પરંતુ તે માટે મનુષ્યત્વનું અપમાન કરવું એ આપણું કર્તવ્ય નથી. મારા તરફ આપને જરા પણ પ્રેમ હોય તો તમે હવેથી મારી સાથે મળવાનો પ્રયત્ન કરતા નહિ."

અમિના એક ક્ષણ પણ ન ઉભા રહેતાં, તેની ગાડી તરફ ચાલી ગઇ. બહેરામજી દિગ્મૂઢ થઇ, ત્યાંજ ઉભો ઉભો અમિનાની વાત વિચારવા લાગ્યો. અમિનાએ કયા ઉદ્દેશથી પોતાની સાથે આવો વ્યવહાર ચલાવ્યો, તે મોહાન્ધ બહેરામજી સમજી શક્યો નહિ; તેનું હૃદય અમિનાને માટે અધિક વ્યાકૂલ થઈ ગયું, તેનો સંયમ અને લજ્જા પણ દૂર જતી રહી.

બહેરામજીએ અમિનાની આશા છોડી નહિ. તેની સાથે ક્યાં

મેળાપ થઈ શકે તેમ છે, તે શોધવા લાગ્યો. અને ઘણા પ્રયત્ને તેણે એક વખત અમીના સાથે મેળાપ કર્યો. પરંતુ અમિનાએ પહેલાંની માફક આ વખતે બહેરામજીનો તિરસ્કાર ન કર્યો, પણ ઉલટો થોડો વધૂ પ્રેમ બતાવ્યો.

છેવટે એક દિવસે અમિનાએ બહેરામજીને કહ્યું, " આ પ્રમાણે તમને મળવું એ મારે માટે ઠીક નથી, મારા સ્વામી આ વાત જાણે તો તેના મનમાં શક ઉત્પન્ન થાય; અને તેનું પરિણામ બહુજ ખરાબ આવે આવી સ્થિતિમાં તમે જો એક કામ કરી શકો, તો બધી તરફથી રક્ષણ થઈ શકે. "

બહેરામજીએ કહ્યું, " કયું કામ ! જે કહેશો તે કરવાને તૈયાર છું. "

અમિનાએ જરા વિચાર કરી કહ્યું, " તમે શું તમારી સ્ત્રી સાથે મારો મેળાપ ન કરાવી શકો ? તેની સાથે મારૂં સખીત્વ જામે એટલે પછી કશી બ્હીકનું કારણ રહેશે નહિ. "

બહેરામજી એકાએક પ્રસન્ન થઈ બોલ્યો, " અમિના, તમારો આ વિચાર મને બધા કરતાં સરસ લાગે છે; તમારી યુક્તિ અસાધારણ છે, કાલે હું મારી સ્ત્રી સાથે તમને મેળવી દઇશ. "

## પ્રકરણ ૧૪ મું

### મુખમેં રામ બગલમેં છૂરી

તેજ રાતે બહેરામજી પોતાની સ્ત્રી દલિઝા તરફ અકસ્માત પ્રસન્ન થઇ ગયો. બે ત્રણ વાતો થયા પછી તેણે કહ્યું, " દલિઝા, આટલા દિવસ સૂધી મેં તારી સાથે ખુલ્લા દિલથી વાતો કરી નથી; તે માટે તું મારાપર ગુસ્સે થઇ લાગે છે. "

દલિઝા ઉપેક્ષાભર્યા અવાજે કહ્યું, " મારા ગુસ્સાથી તમને શું નુકશાન થવાનું હતું ? "

બહેરામજી બોલ્યો, " પતિ–પત્ની વચ્ચે અસંતોષ હોય તો સંસારમાં સુખની આશાજ રાખવી નહિ; મને યાદ આવે છે કે વખતો વખત બે ત્રણ દિવસ લાગલાગટ મેં તારી સાથે મેળાપ કર્યો નથી; આવો બનાવ ઘણી વખત બન્યો છે. "

ઇલિઝાએ કહ્યું, " પરંતુ એ માટે મેં કદી પણ આપને જ-ણાવ્યું નથી; પરમેશ્વરે મને જે રીતે રાખી છે, તે રીતે રહી છું. સુખની ઇચ્છા કરવાથી કંઇ સુખ મળતું નથી. સુખી થવાની ઇચ્છા પણ મને નથી. "

બહેરામજી બોલ્યો, " ઇલિઝા, તું આમ હતાશ શા માટે થઈ જાય છે ? તારૂં જીવન દિવસે દિવસે અસહ્ય બનતું જાય છે, એમ મને લાગે છે; તું જો એકાદ સહિયર મેળવે તો તારા દિવસો થોડા ચેનમાં જાય; પરંતુ કોઇ પણ સાધારણ સ્ત્રી સાથે તું સહિયરપણું રાખી શકે નહિ. તેથી કોઇ આબરૂદાર અને તારા જેટલી ઉમરવાળી સ્ત્રી તારી સોબતણ થાય એવી ઇચ્છાથી હું દરરોજ તેની શોધ કરતો હતો; આટલા દિવસે મારી શોધ સફળ થઇ છે. મને એક યુવતી ધ્યાનમાં આવી છે; મેં ધાર્યું છે કે, તેની સાથે તારી ઓળખાણ કરાવી આપું. "

ઇલિઝા આ દયાનું કારણ સમજી શકી નહિ; તેણે નવાઇ પા-મી પૂછ્યું, " તે કોણ છે ? તે શું આપણે ઘેર આવશે ? "

બહેરામજીએ કહ્યું, " મને લાગે છે કે તેં અમિનાબાઇ સા-હેબાનું નામ સાંભળ્યું છે. આપણા દેશમાંજ તેનું પિયેર છે; અત્યારે તે આ શહેરમાંજ છે ! મેં તારી તરફથી તેને નિમંત્રણ આપ્યું છે; અમિનાનો સ્વભાવ બહુ સારો છે; આપણા વિવાહ પછી તેનો વિ-વાહ મેતા સાહેબ સાથે થયો છે. કાલ તે તને મળવા આવશે, તું તેના આદરસત્કારમાં ઓછપ જણાવવા દઇશ નહિ. "

બીજે દિવસે નીમેલે વખતે અમિના બહેરામજીને ઘેર આવી; બહેરામજીએ ઇલિઝા સાથે તેને ભારે આદરમાન આપ્યું.

અમિનાએ ઇલિઝાને કહ્યું; " આપને મેં પહેલાં કયાંય જોયાં હશે, પરંતુ આપની સાથે ઓળખાણ નહોતી. આપના સ્વામી સાથે મારી લાંબા સમયની ઓળખાણ છે, માટે આપ અહિં છો એ વાત ચીત કરવાનો પ્રસંગ ખોળવા માટે મેં આપના સ્વામીને કહ્યું હતું, આપણા હાથમાં કંઇ કામ ન હોવાથી, આળસુની પેઠે આખો દિવસ કમેય જતો નથી, હવે હું આશા રાખું છે કે આપણો વખત જૂદી જૂદી વાતોમાં આનંદથી વીતશે. "

બંનેને ઓળખાણ કરાવી બહેરામજી ચાલ્યો ગયો. સંધ્યાકાળ પહેલાં અમિના ઇલિઝાની રજા લઈ ઘેર ગઇ.

રાત્રે ઘેર આવી બહેરામજીએ ઇલિઝાને પૂછ્યું, " અમિનાની સાથે વાતચીત કરતાં તે કેવી લાગી ? "

ઇલિઝા બોલી, " અમિના ભારે મમતાવડી અને લાગણી વાળી બાઈ છે. "

અમિનાની પ્રશંસા સાંભળી બહેરામજી સંતોષ પામ્યો. તેણે કહ્યું, " ધીમે ધીમે તું તેને ઓળખશે; તેના જેવી ગુણવાન અને રૂપાળી સ્ત્રી આપણી જાતિમાં દુર્લભ છે. "

ત્યાર પછી અમિના વારંવાર ઇલિઝાને મળવા આવતી. એક દિવસ અમિનાએ બહેરામજીને છૂપી રીતે કહ્યું, " તમારી માગણી મુજબ કામ કરવાથી મેં મોટી ભૂલ કરી છે. "

બહેરામજીએ પૂછ્યું " કેમ શું થયું છે ? "

અમિનાએ કહ્યું, " ઇલિઝાની વાતચીત પરથી જણાય છે કે તેના મનમાં કંઇ સંદેહ આવ્યો છે. "

બહેરામજીએ કહ્યું " એ વાતમાં મને વિશ્વાસ આવતો નથી; ઇલિઝા તમારો બહુ પક્ષપાત કરે છે. તેના મુખમાંથી દરરોજ તમારાં વખાણ સંભળાય છે. "

અમિનાએ કહ્યું "એ વાત ખરી હોય તો મારે સમજવું પડશે કે તમારી સ્ત્રી તમારા કરતાં વધુ બુદ્ધિશાળી છે; આવી સ્થિતિમાં આપણે અરસપરસ મળવાનું બંધ કરવું જોઇએ. "

બહેરામજી વ્યગ્રભાવે બોલ્યો " તમે શું કહો છો ? તેમ કદી થશે નહિ. "

અમિનાએ કહ્યું. " તમે અવિચારીના માફક કામ કરી બધી દિશા બગાડો નહિ; પ્રથમ તમે તમારી સ્ત્રીને ખુશી કરવાનો પ્રયત્ન કરો, તમારી તરફ તેને લગાર અવિશ્વાસ છો ? ન રહે તેમ કરો ત્યાર પછી જે કર્તવ્ય છે તે નક્કી કરાશે. "

તેજ દિવસથી બહેરામજીએ બધા ગમલો છોડી પોતાની સ્ત્રીને ખુશી કરવાના પ્રયત્નો આરંભ્યા, તેના વ્યવહારથી ઇલિઝા થોડા દિવસમાં સમજી ગઇ કે અમિના સાથે સહીઅરપણું બાંધ્યું, ત્યારથીજ ખરૂં દામ્પત્ય સુખ કેવું હોય તેનો મને અનુભવ થયો છે; ઇલિઝા મનમાં અમિનાની અત્યંત ભક્ત બની ગઇ.

બુદ્ધિશાળી અમિનાએ પોતાના મધુર વ્યવહારથીજ થોડાજ દિવસમાં ઇલિઝાનું હૃદય જીતી લીધું, અને તેની વિશ્વાસપાત્રી થઇ ગઈ. ઇલિઝાએ

ધીરે ધીરે અમિના પાસે પોતાનું હૃદય ખોલ્યું; એટલુંજ નહિ, પણ મેરવાનજી શાપુરજી સાથેનો પ્રેમસંબંધ પણ અમિનાથી છૂપો ન રહ્યો.

ત્યારપછી બંને સખીઓ દરરોજ સાથેને સાથે રહેવા લાગી; પરંતુ બહેરામજીએ જે હેતુથી અમિનાને પોતાની સ્ત્રીની સખીરૂપે ઘરમાં પ્રવેશ કરવાનો અધિકાર આપ્યો હતો, તે હેતુ તો સિદ્ધ ન થયો. અમિના તેને તો કદી મળતી નહિ. તે માટે તેને અમિના પર ગુસ્સો આવ્યો. કદી કદી તે બહુ અધીરો બની જતો; પરંતુ અમિનાનો સંકલ્પ તો અચળ હતો, બહેરામજી તેને તાબામાં લઈ શક્યો નહિ. બહેરામજી સાથે મેરવાનજી શાપુરજીને પહેલાં થોડો પરિચય હતો. મેરવાનજી શાપુરજી સ્ત્રીઓની સમાજમા સુરસિક અને બુદ્ધિમાન યુવક ગણાતો હતો. અમિના બીજી સ્ત્રીઓની માફક મેરવાનજી શાપુરજી તરફ પક્ષપાત બતાવતી હતી; મજલિસમાં કદી કદી અમિના મેરવાનજીનું મન રંજન કરવાનો પ્રયત્ન કરતી હતી.

તે જોઇ એક દિવસે બહેરામજીએ તેને કહ્યું "આ મેરવાનજી શાપુરજી એક બદમાસ માણસ છે, તમે તેને આટલું બધું માન શા માટે આપો છો ? હું તો તેને માણસ ગણતો નથી."

અમિના મૃદુહાસ્ય કરી બોલી, "તમે શું કદી કૌતુહલ દબાવતાં શીખ્યા નથી ? હું કારણ વિના કંઇપણ કામ કરતી નથી, તે તમે ધીમે ધીમે સમજશો."

ઇલિઝા સાથેની વાતચીતથી અમિના જાણી ગઈ કે ઇલિઝાનું હૃદય મેરવાનજી પરના પ્રેમથી પૂર્ણ છે; ત્યાં બહેરામજીનું સ્થાન નથી. અમિના ઇલિઝા તરફ સહાનુભૂતિ બતાવી મેરવાનજી સાથે તેનો મેળાપ કરાવવાનો પ્રયત્ન કરવા લાગી.

એક દિવસ સાંજરે ઇલિઝા અમિનાને ઘેર ફરવા ગઈ હતી; બંને સખીઓ વચ્ચે વાતચીત થતાં અમિનાએ કહ્યું, "તારે માટે મેં એક સુંદર વસ્તુ લાવી રાખી છે, પાસેની ઓરડીમાં જઇશ એટલે જણાશે."

ઇલિઝા કૌતુહલને વશ થઇ પાસેની ઓરડીમાં ગઈ ત્યાં તેણે જે જોયું તેથી તેની પ્રત્યેક નાડીમાંનું લોહી દોડવા લાગ્યું; મેરવાનજી શાપુરજી ત્યાં એક ખુરશી પર બેઠો હતો. ઇલિઝા શું કરવું શું ન કરવું તે ન સમજી શકવાથી દિગ્મૂઢ થઈ બારણા આગળજ ઉભી રહી; એ વખતે અમિનાએ ધીમે પગલે આવી બારણાં બંધ કરી દીધાં.

ઇલિઝાને દિઙ્મૂઢ ઉભેલી જોઈ મેરવાનજીએ પ્રથમ વાત શરૂ કરી તે દીલગીર થઇ બોલ્યો; "આજ કેટલાએ દિવસ પછી તમારો મેળાપ થયો! કોણ જાણતું હતું કે અહીં આવી રીતે હું તમને મળીશ? તમે મને ભૂલી ગયાં છો, એજ મારૂં દુર્ભાગ્ય છે."

ઇલિઝા કંપિત કંઠે બોલી, "તમે અન્યાયી વાત કહો છો, મારો અપરાધ એટલોજ કે હું મારાં માબાપ વિરૂદ્ધ કંઇપણ કાર્ય કરી શકી નથી. મારૂં હૃદય દુર્બળ છે તે ખરૂં, પરંતુ હું તમારી સ્મૃતિને ભૂલી શકી નથી."

બારણાં બહાર અમિનાએ આ વાક્યો સાંભળ્યાં, સાંભળતાંજ તે સમજી ગઇ કે આટલા દિવસે મારી પ્રતિજ્ઞાની સિદ્ધનો માર્ગ નિષ્કંટક થયો, તે સાવચેતીથી સુયોગ જોવા લાગી.

## પ્રકરણ ૧૫ મું

### નનામો કાગળ.

શ્રાવણ માસ ચાલતો હતો, સમસ્ત આકાશ ગાઢ કૃષ્ણવર્ણ વાદળાંથી છવાઇ ગયું હતું. દિવસનો ઘણો ભાગ કદી કદી મુશળધારા વૃષ્ટિવડે અગર કદી ઝરમર ઝરમર વરસાદથી સુનકાર જણાતો હતો. મુંબાઇ શહેરના રસ્તા પાણી અને કાદવથી ભરપુર થઇ ગયા હતા, આ મહાનનગરી કોઈ ગંભીર શોકની છાયાથી ગમગીન જણાતી હતી.

મુંબઇ શહેરને છેડે દાદર નામનું એક પરૂં છે બહેરામજી કેટલાક દિવસ થયાં આ પરાંમાં પોતાના મકાનમાં રહે છે; પરંતુ ઇલિઝા તેના મકાનમાં એકલી રહેતી હતી.

અમે પહેલાં કહી ગયા છીએ કે ઘોડાની સરત પર બહેરામજીને પ્યાર હતો, તે માટે તેણે એક લાખ કરતાં વધુ રૂપીઆ ખર્ચી કેટલાક ઉત્તમ ઘોડાઓ ખરીદ્યા છે; દાદરમાં એ બધા ઘોડાનો તબેલો હતો, એ તબેલા પાસે જ તેનું ફુલના બગીચાથી વીંટળાયલું એક સુંદર નાનું મકાન હતું.

આખો દિવસ ઘરમાં રહી રહીને બહેરામજીનું મન અત્યંત અપ્રસન્ન થઇ ગયું હતું; સાયંકાળ વખતે લગાર વરસાદ ધીમો પડ્યો,

એટલે તે ફરવા માટે બહાર ગયો, બંગલે ફરતાં સંધ્યાકાળ વીતી ગયો. તે ઘેર આવ્યો તે વખતે એક માણસે તેની સાથે મેળાપ કર્યો.

આવનારનો પોશાક ભિખારી જેવો હતો, બહેરામજીએ તેના સામું જોઇ પૂછ્યું. "શું જોઇએ છે?"

આવનાર માણસે એક કાગળ બહેરામજીના હાથમાં આપ્યો; બહેરામજીએ કાગળ લઈ મનિ-બૅગમાંથી એક રૂપીઓ બહાર કાઢી તેને ઇનામ તરીકે આપ્યો.

આવનાર માણસ ચાલ્યો ગયો, બહેરામજી વ્યગ્રભાવે તેનાં શયન-ગૃહમાં આવ્યો; તેના મનમાં એવો વિચાર આવ્યો હતો કે અમિનાએ મને મળવા માટે આ પત્ર લખ્યો હશે. પરંતુ દીવા પાસે આવી પત્ર પરનું સરનામું વાંચતાં તેને જણાયું કે આ પત્ર અમિનાનો તો નથી; ત્યારે કોનો પત્ર? તે દાદર આવ્યો છે તે વાત તેના એટાદ બે દિલોજાન મિત્રો સિવાય બીજું કોઈ જાણતું નહોતું, આ પત્ર શું તેમાંના કોઇએ લખ્યો છે?– કંઇપણ ન સમજાવાથી તેણે ઉઘાડી વાંચ્યો—

"સાહેબ હું આ પત્રમાં આપને અપ્રિય લાગે એવી વાત લખુંછું, તે વાત લખતાં મને બહુ દુઃખ થાયછે, પરંતુ કર્તવ્યને લીધે આ પત્ર લખવાની ફરજ જોઉંછું; એક સ્ત્રી આપના જેવા આબરૂદાર ગૃહસ્થની આબરૂ નષ્ટ કરવા તૈયાર થઈ છે, તે આંખો પર જોતાં કેવી રીતે નિશ્ચિંત રહેવાય! આપને વિશ્વાસ ન આવે તોપણ એ વાત ખરી છે કે આપની સ્ત્રી વિશ્વાસઘાતિની છે: આપની ઇચ્છા હોય તો આપ અનાયાસે તેની સાબિતિ મેળવી શકશો. આજ રાત્રે દશ–અગીઆર વાગે આપના બંગલા પાસેના બગીચામાંના છૂપાં બારણે આપ ઉભા રહેશો તો આપની પતિવ્રતા પત્નીના ઉપપતિનું દર્શન કરી આંખો સફળ કરી શકશો. એ યુવક કેટલાક દિવસથી આપની બીબીના શયનગૃહમાં એવી રીતે આવજા કરે છે. આજ રાત્રે આપનાં ચાકર–નોકરોને રજા આપેલી હોવાથી તેમનો મિલન મહોત્સવ અતિ આનંદપૂર્વક ઉજવાશે; પરંતુ મારી પ્રાર્થના છે કે આપ સ્વચક્ષે બધું જોઈઓ છતાં આપ આપની સ્ત્રી પ્રતિ કંઈ પણ કઠોરતા બતાવતા નહિ.—પ્રત્યક્ષદર્શી."

બહેરામજી પત્ર વાંચી વાયુથી કંપતી વેલની માફક કંપવા લાગ્યો, ક્રોધથી તેનું મુખ લાલચોળ થઇ ગયું. તેણે ત્રણચાર વખત પત્ર વાંચ્યો પરંતુ આ પત્ર કોણે લખ્યો હશે તે જાણી શક્યો નહિ. પોતાની સ્ત્રી આવી હશે તે તેની કલ્પનામાં પણ નહોતું ! તે ઇલિઝાને ચાહતો નહોતો પણ ઇલિઝા તરફ તેને પૂરતો વિશ્વાસ અને શ્રદ્ધા હતી. તે માટે તેણે ધાર્યું કે આ પત્ર નક્કી તેના કોઇ શત્રુએ મોકલાવ્યો છે. બહેરામજીનો બધો ગુસ્સો પત્ર લખનાર પર ઉતર્યો.

બહેરામજીએ તરતજ પોતાના વિશ્વાસુ નોકર ઇરાનીને બોલાવ્યો. ઇરાની પણ તેની સાથે દાદર આવ્યો હતો. ઇરાની તેની આગળ આવ્યો, એટલે તેણે તેને પૂછ્યું "આજ આપણે બંગલે નોકરોને રજા શા માટે આપવામાં આવી છે ? કોણે તેને રજા આપીછે ?"

ઇરાનીએ કહ્યું, "આજ રાત્રે સિરાજી ખાનસામાના વિવાહને લીધે બાઇસાહેબાએ ચાકર–નોકરોને આનંદ કરવા માટે એક રાતની રજા આપી છે; મેં આજ સવારે મુંબઇથી અહિં આવતાં એ વાત સાંભળી છે."

ચિંતાથી બહેરામજીનું હૃદય કંપવા લાગ્યું; પત્રમાં જણાવેલા વખતે મુંબઇમાંના છૂપાં બારણે મારે હાજર રહેવું કે નહિ, તે બાબત તે વિચારવા લાગ્યો; પરંતુ કંઇ નક્કી કરી શક્યો નહિ. ઇલિઝા શું ખરેખર આવી છે ? જે વ્યક્તિ એવી ખરાબ છે કે જે ઇલિઝા પર આવું તહોમત મૂકી પત્રમાં છેવટે પોતાની સહી કરતાં પણ બીહે છે, તેના પત્રપર શા માટે વજન આપવું ?

પરંતુ એ બધા તર્કો ટક્યા નહિ. જેમ જેમ રાત વીતવા લાગી તેમ તેમ તેનુ માનસિક ચાંચલ્ય વધવા લાગ્યું; છેવટે રાત્રિના સાડા આઠ વાગ્યા ત્યારે તેણે ઇરાનીને બોલાવી કહ્યું, "મારે અત્યારેજ મુંબઈ જવું છે, મારી ગાડી તૈયાર કર."

ઇરાનીએ માથું હલાવી કહ્યું, "આ રાત્રે આવાં તોફાનમાં આપ એકાએક મુંબાઇ ગયા છો એ વાત સાંભળી અહિંનાં બીજા ચાકરોના મનમાં જૂદા જૂદા સંદેહ પેદા થશે. આ વાત હું કોઇને જણાવવા ચ્હાતો નથી. જો આપને જવુંજ હોય, તો આપ થોડે દૂર જઈ ઉભા રહો, હું કોઇ ન જાણે તેમ ઘોડા તૈયાર કરી આવુંછું."

બહેરામજી બોલ્યો, "વાહ, પરંતુ વિલંબ કરશે તો કંઈ કામ નહિ આવે, એક કલાકમાં મારે મુંબઇ પહોંચવાનું છે."

ઇરાની ચાલ્યો ગયો. બહેરામજીએ પોતાનાં શયન-ગૃહમાં પ્રવેશ કરી એક વોટર-પ્રુફ વડે આખું શરીર ઢાંકી દીધું, રાઇડીંગ બુટ પહેર્યા; ત્યાર પછી એક પિસ્તોલમાં કેટલાક ટોટા ભરી તે ખીસામાં મૂકી.

રાતના નવ વાગવાને વાર નહોતી; દિગન્તવ્યાપી ગાઢ કાળાં વાદળાં વળી આકાશમાં એકઠાં થતાં હતાં, પ્રબળ વેગથી વંટોળ ફુંકાતો હતો, થોડો થોડો વરસાદ પણ વરસતો હતો, રાત બહુ થઇ નહોતી, છતાં રાજમાર્ગ ઉજડ બની ગયો હતો, તે અંધકાર, રાતે વાવાઝોડું, વરસાદ અને મેઘની ગર્જનાને તુચ્છકારતો તુચ્છકારતો બહેરામજી મુંબાઇ તરફ દોડયો. જતી વખતે બહેરામજીએ ઇરાનીને કહ્યું, " રાતના ત્રણ પહેલાં હું પાછો આવીશ, તું મારી રાહ જો જે. "

બહેરામજી લાંબો માર્ગ કાપી મુંબાઇ આવી પહોંચ્યો ત્યારે દસ વાગ્યા હતા.

બહેરામજી પોતાના બંગલથી જરા દૂર રહ્યો એટલે ઘોડાપરથી ઉતર્યો; પાસેજ એક ફાનસ બળતું હતું. તેને અઢેલીને એક પહેરાવાળો આંખો મીચી પોતાનું કર્તવ્ય બજાવતો હતો !

ઘોડાનાં પગલાંથી પહેરાવાળાની તંદ્રા દૂર થઇ; બહેરામજીએ તેને બોલાવી કહ્યું, " જો તું થોડાક કલાક માટે મારા આ ઘોડાને તારા કબજામાં રાખીશ તો હું તને પાંચ રૂપીઆ ઇનામ આપીશ; આટલામાંજ મારે કોઇ કામે જવું છે, કામ પૂરૂં થયે હું ઘોડો લઇ જઇશ. "

કર્તવ્યપરાયણ પ્રહરી પાંચ રૂપીઆનો લોભ અટકાવી શકયો નહિ, તે બહેરામજીના કહેવા પ્રમાણે કબૂલ થયો.

બહેરામજી પગપાળો ચાલી પંદર મિનિટ પછી પોતાના બંગલાના અંદરનાં બારણાં પાસે આવી પહોંચ્યો; તેણે જોયું કે ચારે તરફ નિસ્તબ્ધતા પ્રસરી રહી છે, બંગલાના દીવાઓ હોલાઇ ગયા છે. દાસ દાસીઓ રજા મળવાથી વિવાહની મોજમજા ચાખવાને ચાલ્યા ગયા છે. બહેરામજી બારણાંથી થોડે દૂર ઉભો રહી વિચાર કરવા લાગ્યો; તેવામાં તેનાં ખીસાંમાંની ઘડિઆળમાં ' ટન ' કરતો શબ્દ થયો, તેણે જાણ્યું કે સાડા દસ વાગ્યા.

અકસ્માત થોડે દૂર કોઇનાં પગલાં સંભળાયાં ! તે નિશ્વાસ




" મેઘની ગર્જનાને તુચ્છકારતો તુચ્છકારતો બહેરામજી મુંબાઇ-તરફ દોડ્યો."

પૃષ્ઠ ૮૮.

દબાવી શબ્દ સાંભળતો ઉભો; પરંતુ ગાઢ અંધકારમાં કંઇ જોઇ શક્યો નહિ; તે આંખો ફાડી સામેનાં બંધ બારણાં તરફ જોઇ રહ્યો. તેને લાગ્યું કે કોઇ જાણે અતિ સાવધાને ધીમે પગલે પેલાં બારણાં તરફ જાય છે.

ઉપર બીજા માળની બારી તરફ જોતાં બહેરામજીને જણાયું કે ત્યાં એક દીવો સળગ્યો છે. તે દીવાના પ્રકાશમાં તેને એક છાયા જણાઇ; એ શું ઇલિઝાનો ઉપપતિ ?

બહેરામજીની છાતી ધડકવા લાગી, નાડીઓમાં લોહી જોરથી ફરવા લાગ્યું; ચારે તરફનો અંધકાર નરકાનલની માફક તેને બાળી નાખવા લાગ્યો. તે કંપતા પગે ધીરેધીરે અંદરનાં બારણાં તરફ વધ્યો.

## પ્રકરણ ૧૬ મું

### છૂપાપ્રેમનું પરિણામ

મેરવાનજી શાપુરજી તે રાત્રે પ્રથમજ બહેરામજીનાં ઘરમાં ઇલિઝાને મળવા આવ્યો હતો. પોતાની બુદ્ધિપર આધાર રાખી ઇલિઝા પોતાના પ્રેમીને ત્યાં લાવવાનું સાહસ કરતી નહિ, પરંતુ અમિનાએ તેને સમજાવ્યું હતું કે, તેમાં પકડાઇ જવાની બ્હીક નથી, અને પકડાઇ જવાની બ્હીક ન હોય તો પછી આવાં કાર્યમાં કંઇ દોષ નથી! જ્યાં આગ થાય છે ત્યાં વાયુનો વેગ પણ વધે છે, અને ધીમેધીમે નાની આગ દાવાનળના રૂપમાં ફેરવાઇ જાય છે, આ સ્થળે પણ તેમજ થયું.

આગલે દિવસે સાંજરે અમિનાને ઘેર-ઇલિઝા સાથે મેરવાનજીનો મેળાપ થયો હતો; બહેરામજી ઘેર નથી એ સાંભળી છૂપી રીતે રાત્રે ઇલિઝાને મળવાનું તેણે જણાવ્યું. પ્રથમ તો ઇલિઝાએ ના પાડી પણ મેરવાનજીના અતિ આગ્રહથી છેવટે તેણે તેમાં સંમતિ આપી. આ વાત અમિનાએ છૂપી રીતે સાંભળતી હતી; માટે નનામો પત્ર કોણે લખ્યો હતો તે વાંચકો સમજી જશે.

બીજે દિવસે નક્કી કરેલા વખતે મેરવાનજીએ બહેરામજીના બંગલાનાં બારણેથી પ્રવેશ કર્યો; ખડકીનો દરવાજો ખુલ્લો હતો, અને દાસ-દાસીઓ કોઈ ઘેર નહોતું માટે બીજા માળની સીડી સુધી પહોં-

છતાં તેને કંઇ અડચણ નડી નહિ. બીજા માળ ઉપર દીવો જોઇ તે સમજ્યો કે ઇલિઝા દીવો લઈ તેની વાટ જૂએ છે; તે ઉત્સાહપૂર્વક ધીમે પગલે બીજે માળે ચઢી ગયો.

મેરવાનજીને પોતાની સામે ઉભેલો જોતાં બ્હીક અને ઉદ્વેગથી ઇલિઝાનું આખું શરીર કાંપવા લાગ્યું, તેનું સુંદર મુખ મલિન થઇ ગયું; તે અધીર ભાવે બોલી, " શા માટે આવ્યા ? આવું કામ શા માટે કર્યું ? અહિં એક ક્ષણ પણ ઉભા ન રહો, અત્યારેજ ચાલ્યા જાઓ, નહિં તો આપણું બંનેનું સત્યાનાશ વળશે ! "

ઇલિઝા એક ક્ષણ પણ ન ઉભી રહેતાં ઉતાવળે પગલે શયન ગૃહ તરફ ચાલી ગઇ; મેરવાનજી તરફ પાછું વાળી જોયું પણ નહિ, પરંતુ મેરવાનજી ત્યારે ગાંડા જેવો બની ગયો હતો, શરમ કે બ્હીક તેના હૃદયમાં નહોતી; તે તરતજ ઇલિઝા પાછળ ચાલ્યો અને તેનાં શયન-ગૃહમાં પેસી અંદરથી બારણાં અટકાવ્યાં.

ઇલિઝાએ કાતર સ્વરે કહ્યું, "તમે જાઓ, હમણાંજ ચાલ્યા જાઓ; કાલ હું ગાંડી બની ગઇ હતી, મેં તમને અહિં આવવાનું કહ્યું તે મોટો અન્યાય કર્યો છે. હવે તેની સમજ પડે છે; એક ક્ષણ પણ અહિં થોભો નહિ, ચાલ્યા જાઓ. "

મેરવાનજી બોલ્યો, " ઇલિઝા, ત્યારે તમે શું મને ચાહતાં નથી ? "

ઇલિઝાએ કહ્યું, " કોણ કહે છે કે હું તમને ચાહતી નથી ? તમારે માટે હું બધું તજવા તૈયાર હતી; પરંતુ તમને ચાહું છું માટે હું કંઈ મારૂં કર્તવ્ય-બધું કર્તવ્ય વિસર્જન કરવા ઇચ્છતી નથી. મારા સ્વામી પ્રત્યે મારૂં જે કર્તવ્ય છે, તે તમારા પ્રેમ કરતાં અતિશય મોહું છે, અધિક મૂલ્યવાન છે. પ્રેમને લીધે હું મારા સ્વામીની આબરૂ નષ્ટ કરી શકતી નથી; તે માટેજ હું, કહું છું કે તમે ચાલ્યા જાઓ. "

મેરવાનજી આ વાત સાંભળ્યા છતાં ન સાંભળ્યા જેવું ભાન કરી પહેલાંની માફક ઉભો રહ્યો.

આ વખતે ઇલિઝા ઉત્તેજિત સ્વરે બોલી, "જો મને તમે લગારે ચાહતા હો, મારી આબરૂ સાચવવા માગતા હો, તો આજથી તમે મને ભુલી જાઓ, હવે કદી મને મળતા નહિ, મળવાનો પ્રયત્ન પણ કરતા નહિ, હું એજરાવંશની કુલ-વધૂ છું, આ

આબરૂદાર વંશની આબરૂ હું નષ્ટ કરીશ નહિ. સ્વામી તરફ વિશ્વાસ-ઘાતિની થઇશ નહિ."

મેરવાનજી બોલ્યો, " ઇલિઝા, હું તમારો પ્રેમ સમજી શક્યો નથી ! મારા તરફ તમારો જરા પણ પ્રેમ હોય તો પછી તમે શેને દહાડો નિરાશાના અનલમાં શા માટે દગ્ધ થાઓ છો ? ચાલો આપણે અહિંથી આજ રાત્રેજ પરદેશ જતાં રહીએ. તમારી બધી ઇચ્છા પૂર્ણ કરવા જેટલા પૈસા કે સામર્થ્ય મારામાં નથી ?"

ઇલિઝા બોલી " હોઈ શકે, પરંતુ તમારૂં સત્યાનાશ વાળવાનો અધિકાર મારો નથી; તમારા પ્રત્યેનો મારો પ્રેમ એવો સ્વાર્થી નથી. આજ મને તમે તમારી સાથે નાસી જવાનો ઉપદેશ આપો છો, પરંતુ દુરાચારી સ્ત્રી લાંબો વખત આદર મેળવી શકે કે ? ના, તમારા પર પડવાની મારી ઇચ્છા નથી."

મહેરવાનજીએ કહ્યું, " એનો અર્થ એ કે, મારા તરફ તમને વિશ્વાસ નથી ; પરંતુ તમે મારા પર વિશ્વાસ મૂકશો તો હું કદીપણ તમને છેતરીશ નહિ ; તેથીજ કહું છું કે, ચાલો દેશ તજી જઇએ."

ઇલિઝાએ કહ્યું " અસંભવ, મારે માટે તે અસંભવિત છે."
મેરવાનજીએ કહ્યું, " અસંભવિત શા માટે ?"

ઇલિઝાએ આંખમાં આંસૂ લાવી કહ્યું " તમે એ વાત સમજતા નથી, માટેજ નકામી હઠ કરો છો"

મેરવાનજીએ બીજી કંઇપણ વાત ન કરતાં એક ડગલું આગળ વધી ડાબો હાથ ઇલિઝાને ગળે નાખ્યો બરાબર તેજ વખતે તે ઓરડાનાં બારણાં ઉઘડી ગયાં, બહેરામજીએ ગુસ્સાથી કંપતાં શરીરે બારણે ઉભો ઉભો મેઘની ગર્જના જેવા અવાજે બોલ્યો, " ઇલિઝા એજરાવંશની કુલવધૂને માટે આ અતિ ઉત્તમ કાર્ય છે !" ઇલિઝા ઉજ્જવળ દીવાના પ્રકાશમાં દૂર સ્વામીને ઉભેલો જોઇ કંપી ઉઠી ; તેને જણાયું કે જગત અંધકારમય છે. બ્રહ્માંડ પ્રબળ વેગે ફરે છે ! અસ્ફુટ આર્તનાદ કરી તે તેજ ઠેકાણે મૂર્છા ખાઈ પડી.

મેરવાનજી એક ક્ષણમાં પોતાની અવસ્થા સમજી ગયો, પરંતુ વિચાર કરવા જેવો વખત નહોતો ; તેણે ઇલિઝાના અચેતન દેહને બંને હાથે ઉપાડી પથારીમાં સુવાડયો, ત્યાર પછી તે બહેરામજી સામો ફરી બોલ્યો, " આ બાબતમાં કોઇનો અપરાધ હોય તો તે મારો જ છે. હું આપની સ્ત્રીએ ના કહી છતાં અહિં આવ્યો છું; પરંતુ હું

બહુવાર થયાં આવ્યો નથી. આપ જો થોડી મિનિટ પહેલાં અહિં આવ્યા હોત તો આપની સ્ત્રીએ મને જે જે વાતો કહી છે, તે સાંભળી શકત, અને તેના હૃદયની મોટાઈ અને પવિત્રતા જાણી મુગ્ધ બની જાત, હું કબૂલ કરૂં છું કે મેં મહાન્ પાપ કર્યું છે, પરંતુ હું એ પાપનું પ્રાયાશ્ચિત કરવા તૈયાર છું."

બહેરામજી મેરવાનજીને પગથી તે માથાં સુધી નિરીક્ષણ કરી શુષ્ક સ્વરે બોલ્યો, " આપ તો અતિ મહાન્ વ્યક્તિ જણાઓ છો, ચોરની માફક મારા વંશની આબરૂ લેવા આવી અત્યારે મહા ધાર્મિકની માફક ભાષણ કરો છો ! અત્યાર સુધીમાં ઘણા નિર્લજ્જ માણસો જોયા છે, પરંતુ આપે તો આડો આંક વાળ્યો, આપ શું એમ ધારો છો કે ગુન્હો કબૂલ કરવાથી મુક્તિ મળશે ? ના, હું એટલો બધો મૂર્ખ કે સરળ આદમી નથી. જે નરાધમે મધ્ય રાત્રીએ મારા ઘરમાં છૂપીરીતે-ચોરની માફક પ્રવેશ કર્યો અને મારી સ્ત્રીનું સતીત્વ રત્ન હરણ કરવાની તદબીર કરી, તેને હું અહિંજ ગોળીથી મારીશ અને એ તસ્કર-મનુષ્ય પિશાચના હાથમાંથી મારી જતી આબરૂ છોડાવીશ "— બહેરામજીએ પોતાના ખીસાંમાંથી ટોટા ભરેલી પિસ્તોલ બહાર કાઢી દ્દઢ હાથે મેરવાનજીની છાતી પર ધરી.

પોતાની સન્મુખ કૃષ્ણવર્ણ મૃત્યુનાં મોજાંઓ જોરથી ગર્જતાં હતાં મેરવાનજી જરા પણ ગભરાયો નહિ; તેણે બહેરામજી સામું જોઈ કહ્યું, " શા માટે વાર લગાડો છો ? ગોળી છોડો."

બહેરામજીએ બંદુક નીચી નમાવી કહ્યું, ના, અહિં તને મારીશ નહિ, તમે ચોરની માફક મારી સ્ત્રીનું સતિત્વ હરણ કરવા આવ્યા હતા તે વાત હું મારા ચાકરોને જણાવવા ઇચ્છતો નથી તે સિવાય શસ્ત્ર વિનાના શત્રુને કાયર પુરૂષની માફક એકાએક હલ્લો કરી મારી નાખવાની મારી ઇચ્છા પણ નથી.

મેરવાનજીએ કહ્યું, " ત્યારે શું કરવું છે ? "

બહેરામજીએ કહ્યું, "અહિંથી નીકળી ખુલ્લા મેદાનમાં ચાલો, તરવાર લઇ મારી સાથે યુદ્ધ કરો. કેવળ હારજીત પર આ યુદ્ધની મીમાંસા થવાની નથી, જે જીતે તેના પ્રતિદ્વંદ્વીને પ્રાણથી મારશે. આ યુદ્ધમાં હાર થવી એટલે મૃત્યુ થવું જ સમજવાનું છે."

મેરવાનજીએ કહ્યું, " યુદ્ધ કરવાને તૈયાર છું. "

બહેરામજીએ કહ્યું, "વાહ, મારા ઘરમાં ઘણી તરવારો છે, તે-

માંની એક તમને આપું છું, અને એક હું લઉં છું. તરવાર વડે યુદ્ધ કરી આ બાગમાં આપણે એક બીજાનો જીવ લેવાની ચેષ્ટા કરશું. મારા બગીચાના એક ખુણામાં એક ખુલ્લી જગા છે; પહેલાં ત્યાં એક ઉંડો ખાડો હતો, કચરાપુંજા વડે એ ખાડો પૂરાઈ ગયો છે. ત્યાં આપણે સહેલાઇથી એક ખાડો ખોદી શકશું; આપણામાંથી જે જીવતો રહેશે, તે બીજાનાં શબને એ ખાડામાં નાખી ઉપર માટી વાળી દેશે."

મેરવાનજીએ કહ્યું, "ના હું એ સરતે યુદ્ધ કરવા તૈયાર નથી."

બહેરામજી ઉન્મત્તની માફક બોલ્યો. "બ્હીકણ, કાપુરૂષ, ત્યારે તો કોઇપણ રીતે તારો છુટકો થવાનો નથી; રાતના અગિઆર વાગવાને હજુ પાંચ મિનિટની વાર છે; એ પાંચ મિનિટ તને વિચાર કરવાની આપું છું, એ પાંચ મિનિટમાં જો મારા વિચારને અનુમોદન નહિ આપે તો હું તને નીચે ધસડી જઇ ગોળીથી ઠાર કરીશ."

મેરવાનજી મુંગો મુંગો ઉભો રહ્યો,—આ રીતે ત્રણ મિનિટ ચાલી ગઇ.

બહેરામજી હુંકારો નાખી બોલ્યો, "હવે માત્ર બે મિનિટનો વખત છે." એ મિનિટ પણ ચાલી ગઇ; ઘડિઆળમાં ટન્ ટન્ કરતા અગિઆર વાગ્યા. બહેરામજી મેઘ ગર્જના કરી બોલ્યો, "હવે વખત નથી; તારે જે કહેવાનું હોય તે કહે."

મેરવાનજી બોલ્યો, "આ અંધારી રાતે આપણે બંને યુદ્ધ કરશું, એ યુદ્ધમાં એક જણ નક્કી મરશે; જે જીવશે તે તેના હરીફને ખાડામાં નાખી માટી વાળશે; પરંતુ આ છૂપીવાત પાછળથી જાહેર નહિ થાય, એમ તમે કહી શકો છો? કદાચ તમે એમ કહો કે એવાં ભવિષ્યની હું પરવા કરતો નથી, પરંતુ મને એમ જણાય છે કે ભવિષ્યમાં આ ભેદ ફુટતાં જે બચશે તે ખૂનના અપરાધ સબબ કોરટમાં જશે; અને ન્યાયાસન આગળ અપરાધ સાબીત થયે ફાંસીનું લાકડું તેને માટે તૈયાર થશે. જો તમારે હાથે મારૂં મરણ થાય, તો મારો દેહ આ બાગમાં દટાયો છે, તે વાત જાહેર થવાનો સંભવ નથી, કારણકે બાગના માલિક છો; તમે અનાયાસે જોઇતી સાવચેતી રાખી શકશો. પરંતુ મારે હાથે જો તમારૂં મરણ થાય, તો સ્થિતિ તદ્દન જૂદી થઇ પડશે; બગીચામાંથી તમારૂં શબ ખોળી કાઢવાનું કામ પોલિસ અગર તમારા નોકરો માટે કઠણ નથી; તેથી મારા ઉપર ખૂનનો અપરાધ પડશે. ફાંસીને લાકડે લટકવાની મારી ઇચ્છા નથી."

એકાએક બહેરામજીને જણાયું કે આ દુર્ઘટનાની વાત એક આણુસ તો જાણી શકશેજ; જે વ્યક્તિએ મને નનામો પત્ર લખ્યો છે, તે તો કાલ સવારેજ આ બધો ભેદ જાણી શકશે. બહેરામજીએ ક્ષણભર વિચાર કરી પૂછ્યું, "તમારો વિચાર શો છે?"

મેરવાનજીએ કહ્યું, "યુદ્ધ શરૂ કરતાં પહેલાં આપણે બે પત્રો લખીશું, તેમાં એવી હકીકત જણાવવી કે આપણે અકસ્માત કંઈ કારણ સબબ દેશ છોડયો છે. જે મરે તેનો પત્ર હિંદની બહારથી કોઈ પણ બીજા દેશમાંથી ટપાલમાં તેના સગાંવહાલાં પર મોકલવો, પોલીસ અને માણુસોની આંખમાં ધૂળ નાખવાનો આ પ્રયત્ન કરવોજ જોઇએ."

બહેરામજી આ વિચારને મળતો થઇ બોલ્યો, "મારા બંગલાથી થોડે દૂર રસ્તા પર એક પહેરાવાળાએ મારો ઘોડો રાખ્યો છે; તેને પાંચ રૂપીઆ ઇનામ આપવાનું છે."

મેરવાનજી બોલ્યો, "જો તમારૂં મરણ થશે તો હું તમારા ઘોડાને અહિં રાખી જઇશ."

ત્યારબાદ બંને ઓરડો છોડવા તૈયાર થયા. અત્યારસુધીમાં ઇલિઝાને ભાન આવ્યું હતું; બંને હરીફોના વિચારો જાણી તે ગાંડાની માફક દોડી બહેરામના પગમાં પડી; તે ગભરાઇ જઇ બોલી, "ઇશ્વર જાણે છે કે હું નિરપરાધી છું, ખરેખર હું પવિત્ર છું. તમે મને કદી ચાહતા નથી તો મારે માટે શામાટે જીવ જોખમમાં નખો છો? જો હું અપરાધી જણાતી હોઉં, તો તમે મને કાઢી મૂકો; સવારથી હું તમને મારૂં મ્હોં બતાવીશ નહિ."

બહેરામજી વ્યંગ કરી બોલ્યો, "પરમેશ્વર આગળ પ્રાર્થના કરો કે આ લડાઇમાં તારો યાર જીતે. ભવિષ્યમાં નિષ્કંટક થઈ સુખભોગ ભોગવવાનો એ એકજ રસ્તો છે; હવે પગ મૂકી દે."

પરંતુ ઇલિઝાએ સ્વામીના પગને ન છોડયો, અશ્રુ પ્રવાહથી બહેરામજીના બંને પગો ભીંજાઈ ગયા.

બહેરામજી અધીરો થઇ એક લાતમારી ઇલિઝાને દૂર કરી મેરવાનજીનો હાથ પકડી દારૂડિઆની માફક લથડતો લથડતો નીચે ઉતર્યો.

---

# પ્રકરણ ૧૭ મું

## દ્વંદ્વયુદ્ધ

બહેરામજી નીચે આવી મેરવાનજીને લઇ એક ઓરડામાં ગયો, ત્યાં તેઓએ નક્કી કરેલાં લખાણુવાળા પત્રો લખ્યા ત્યારબાદ બહેરામજીએ બે તરવારો અને એક ફાનસ લઈ મેરવાનજી સાથે બગીચામાં પ્રવેશ કર્યો !

બહેરામજીએ ફાનસ એક ઝાડની ડાળે બાંધ્યું, ત્યારપછી બંને જણા બે કોદાળી લઇ એકદમ ખાડો ખોદવા લાગ્યા; એક માણુસ દાટી શકાય એવી ખાડ ખોદવાં લગભગ અરધો કલાક લાગ્યો.

છેવટે બહેરામજીએ કોદાળી ફેંકી અધીરભાવે તરવાર લઈ કહ્યું, " હવે વખત નથી, આત્મરક્ષા માટે તૈયાર થાઓ; ત્યારપછી ચાકરો આવી ચડશે તો બધું નકામું જશે. "

મેરવાનજી બહેરામજી તરફ શૂન્ય દૃષ્ટિથી જોઈ બોલ્યો, " હું તૈયાર છું; થોડીજ મિનિટમાં આપણામાંના એકને આલોક છોડવો પડશે. પરંતુ હું ઇશ્વરની પ્રતિજ્ઞા લઇ કહું છું કે તમારી સ્ત્રી સંપૂર્ણ નિરપરાધી છે. "

બહેરામજીએ કહ્યું, " એ વાત પ્રથમજ કહેવાઇ ગઇ છે, વારંવાર કહેવાની જરૂર નથી. મને લાગે છે કે તમે કાપુરૂષની માફક ડરો છો; જો કાપુરૂપ ન હોતો નકામી વાતો તજી હથિઆર પકડો. નહિં તો એક લાત મારી તમને હથિઆર પકડવાની ફરજ પાડીશ."

એ વાત સાંભળી મેરવાનજી ઉત્તેજિત ભાવે તરવાર હાથમાં લઇ ઉભો થયો, અને બહેરામજીના હલ્લા હઠાડવાને તરવાર તૈયાર કરી ઉભો. બીષણુ વેરથી બહેરામજીનું હૃદય પૂર્ણ થઈ ગયું હતું, મેરવાનજી વધૂ વખત તેનાં હલ્લા અટકાવી શકયો નહિં; લગભગ પાંચ મિનિટનાં યુદ્ધ પછી બહેરામજીની તરવાર જોરથી મેરવાનજીના ખભાપર પડી, મેરવાનજી તે ઘા નિવારી શકયો નહિ, તેનાં અર્ધાં કપાયલાં ગળાંમાંથી રૂધિરની ધાર નીકળી, તે બેભાન થઇ જમીનપર પડયો. તેજ વખતે બહેરામજીએ જોરથી તેની છાતીમાં તરવાર ખોસી દીધી. મેરવાનજીનો આત્મા કોઇ અજાણ્યા દેશમાં ચાલ્યો ગયો.

મેરવાનજીનાં મરણુ પછી બહેરામજીને એકાએક જ્ઞાન આવ્યું;

લગભગ દશેક મિનિટ તે તેજ સ્થિતિમાં મેરવાનજીનાં શરીર તરફ જોતો ઉભો. આ ખૂનની ખબર જો જાહેર થાય, તો પોતાની સ્થિતિ કેવી થઇ પડે તે યાદ લાવી તે કંપવા લાગ્યો. પરંતુ હવે કંઇ કરવાનો વખત નહોતો, તેણે મેરવાનજીનું શબ બંને હાથે ઉપાડી પેલા ખાડામાં નાખ્યું, ઉપર માટીવાળી ખાડો ભરી દીધો; ત્યારપછી તેનાપર કેટલુંક ઘાસ અને સુકાં પાંદડાં વેરી લોહીથી ખરડાયલી તરવાર ઉપાડી લીધી. ત્યારપછી ઝાડપરથી ફાનસ લેવા જતો હતો, એ વખતે થોડે દૂર ઝાડ નીચે કોઇનું માથું જણાયું.

બહેરામજી એક ફલાંગ મારી તે ઝાડ પાસે આવ્યો. ઝાડ નીચે એક સ્ત્રી ઉભી હતી; તેણે જાણ્યું કે હવે નાસવાનો રસ્તો નથી, બહેરામજી હાથમાં તરવાર લઇ તેની પાસે આવી ચડયો. તે સ્ત્રી બ્હીકથી આર્ત્તનાદ કરી બોલી, "મારૂં રક્ષણ કરો, મને મારશો નહિ."

બહેરામજી તે સ્ત્રીનો ચોટલો પકડી તેને ફાનસ પાસે લાવ્યો, અજવાળામાં મુખ જોતાં તેને જણાયું કે એ સ્ત્રી તેનીજ દાસી હતી, સવારે અને સાંજ બગીચો અને ઘરના માર્ગો વાળવાનું કામ તેને સોંપ્યું હતું. એ દાસીનું નામ હતું યમુના યમુનાની ઉમર વીસ બાવીસ વર્ષની હતી; જુવાની છતાં રૂપ નહોતું. તેના વાળ જાડા હતા, પહેરવાનાં વસ્ત્રો મેલાં હતાં, તેનાં શરીરપર મેલનો થર જામ્યો હતો, તેથી તે બહુજ કદરૂપી જણાતી હતી.

બહેરામજીએ કર્કશ અવાજે કહ્યું, "આજરાત્રે બધાં દાસ-દાસીઓને રજા મળી છે છતાં તું અહીં કેમ આવી?"

યમુના બોલી, "મારી પાસે ધોયેલાં લુગડાં નહોતાં, તેથી હું લવાહમાં જઇ શકી નથી."

બહેરામજીએ કહ્યું, "વારૂ, પણ આટલી રાતે તું ઘર છોડી બગીચામાં મરવા શા માટે આવી હતી?"

યમુના બોલી, "હું ઘેરજ હતી, પરંતુ બગીચામાં ફાનસનો પ્રકાશ જોઇ ચોર આવ્યા હશે એમ ધારી હું આ ઝાડ નીચે આવી ઉભી હતી. પરંતુ મેં જે જોયું તેથી બ્હીકના માર્યા મારા પગો ઉપડયાજ નહિ. બધું પૂરૂં થયે હું જતી રહેવાની તૈયારી કરતી હતી, તે વખતે હજુરે મને જોઇ."

બહેરામજીએ પૂછ્યું, "બગીચામાં આવી તેં શું શું જોયું? સાચું નહિ કહેતો ટકડા કરી નાખીશ."

યમુનાએ પહેલેથી તે છેલ્લે સૂધી જે જે જોયું હતું તે બધું જણાવ્યું, કંઇપણ છુપાવ્યું નહિં.

બહેરામજીએ પૂછ્યું, " જે માણુસ મારે હાથે માર્યો ગયો તેને તું ઓળખે છે ? તેં તેને કદી જોયો હતો ? "

યમુનાએ કહ્યું, " ના હજુર. "

બહેરામજી એક ક્ષણ વિચારમાં વિતાડી બોલ્યો, " જો તું આ બધી વાત તારી જિંદગીમાં કોઇને પણ નહિ જણાવે, તો હું તને એટલા બધા રૂપીઆ આપીશ કે તારે કંઇપણ કામ નહિ કરવું પડે. તારે કોઇનું દાસીપણું પણ નહિ કરવું પડે. "

યમુના બોલી, " મને કોઇ કાપી નાખશે તો પણ આ વાત કોઇને નહિ કહું. "

બહેરામજીએ કહ્યું, " તારૂં વતન ક્યાં છે ? "

યમુનાએ કહ્યું, " સિદ્ધપુરમાં. "

બહેરામજી બોલ્યો, " હું તને જે રૂપીઆ આપું તે લઇને તું દેશમાં ચાલી જા. કાલે ઇરાની તને જે કંઇ કરવાનું કહે તે કરજે; તેની વાત નહિ માને તો તારો છુટકો થવાનો નથી; આ તરવાર વડે તારૂં માથું કાપી નાખીશ. "

બહેરામજીની આજ્ઞા મુજબ યમુના કાંપતી કાંપતી ત્યાંથી ચાલી ગઇ, બહેરામજી સમજી ગયો કે મારી બધી આબરૂ આ દાસીનાં મુખનાં એક વચનપર લટકી રહી છે; કેવળ લાંચ આપી હું તેનું મુખ ક્યાંસૂધી બંધ કરી શકીશ ? તે પોતાનું વચન પાળશે, તેની ખાત્રી શી ? બહેરામજીએ વિચાર્યું કે આ છૂપી વાત ઓછામાં ઓછાં ચાર માણુસોથી અજાણી નહિ રહે; એક તો જેણે મને છૂપો પત્ર લખ્યો તેનાથી, ઇલિઝા અને યમુનાથી કંઇપણ વાત છૂપી નથી, ઇરાનીને પણ આ બધું કહેવું પડશે. જે છૂપી વાત ચારજણ જાણતાં હોય તે વાત જાહેર થઇ જવાની સંભાવના અધિક છે.

દારૂણ ચિંતાથી ઘેરાયલો બહેરામજી પોતાની સ્ત્રીનાં શયનગૃહમાં આવી પહોંચ્યો. ઇલિઝા તે વખતે મૂર્છામાંથી ઉઠી હતી; તેનું આંસુથી ભીંજાઇ ગયેલું મ્હોં દીલગીરીના અંધકારથી છવાઇ ગયું હતું.

બહેરામજી ભગ્ન સ્વરે બોલ્યો, " આજે મારા વંશના અપમાનનું વેર વળ્યું, મેં તારા યારને મારી નાખ્યો છે. "

આ વચનો સાંભળી ઇલિઝાનાં કપાળપરની એક નસ પણ કાંપી નહિ, તે જે રીતે બેઠી હતી તેજ સ્થિતિમાં બેઠી રહી; તેણે ચોકખા અવાજે કહ્યુ, " તમારી ભૂલ થઇ છે, મેરવાનજી મારો યાર નહોતો. તેની સાથે મારો કોઇપણ જાતનો અવૈધ સંબંધ નહોતો. "

બહેરામજીએ કહ્યું, " મેં જ્યારે તે વાત પૂછી નથી, ત્યારે નકામી જૂઠી વાત કહેવાનું કારણ શું ? "

સ્વામીનાં આ સુતીક્ષ્ણ વાક્યબાણે ઇલિઝાના મર્મસ્થળમાં પ્રવેશ ન કર્યો, તે ગભરાઇ નહિ; પહેલાંની માફક ધીરજ રાખી બોલી, "મેં જૂઠી વાત કહી નથી; પૃથ્વીપર જેને કોઇપણ આશા નથી, તે ક્યા લોભથી જૂઠું બોલે ? હું ખરૂં કહું છું તે સાંભળો; મેરવાનજી મારી સંમતિથી આજ પ્રથમજ અહિં આવ્યા હતા, હું પણ તેની રાહ જોતી હતી; એ વાત પણ ખરી કે મેંજ તેને માટે છુપું દ્વાર ઉઘાડું રાખ્યું હતું. "

" બહેરામજીએ કહ્યું, " વારૂ, પછી ? "

ઇલિઝા બોલવા લાગી, " તમે મારા ઓરડા આગળ આવ્યા, ત્યાર પહેલાં થોડી મિનિટેજ મેરવાનજી આવ્યા હતા, તે પહેલાં તેણે કદી મારાં શયનગૃહમાં પગ મૂકયો નહોતો. જો મારી ઇચ્છા હોત તો હું પકડાઇ ગઇ તે પહેલાંજ હું તમારૂં ઘર તજી નાસી ગઇ હોત, પણ હું અવિશ્વાસિની નથી. તમે આ ઓરડામાં આવ્યા તે પહેલાં મેરવાનજી મને નાસી જવાનું કહેતા હતા; મેં તેનું કહ્યું માન્યું હોત, તો આ રીતે તેને મરવું પડત નહિ. "

ઇલિઝા ક્ષણભર નિસ્તબ્ધ રહી, ત્યાર પછી ઊંડો નિસાસો નાખી બોલી, " અત્યારે મને લજ્જા, ભય કે સંકોચ કશું નથી, માટે હું બધી વાત ખુલ્લા દિલથી કહીશ. હું ખરેખર મેરવાનજીને ચાહતી હતી, તમારી સાથે ઓળખાણ થઇ તે પહેલાં મેં તેને મારો પ્રેમ આપ્યો હતો. હવે મને વિચાર થાય છે કે તમારી સાથે વિવાહ કરવાની સંમતિ મેં શા માટે આપી ? હું તેને ચાહતી હતી, મારા પર પ્રેમ રાખવા બદલ તેનો જીવ ગયો ! તમે પૃથ્વીપરથી તેનું અસ્તિત્વ વિલુપ્ત કર્યું છે, પરંતુ મારાં હૃદયમાંથી કદી પણ તેની સ્મૃતિ વિલુપ્ત કરી શકશો ? "

બહેરામજી ગુસ્સાથી લાલચોળ થઇ બોલ્યો, " જો તું સાવચેતીથી વાત નહિ કહે તો હું તને—"

બહેરામજીનો દંભ જોઇ ઇલિઝાને હસવું આવ્યું, તે હાસ્ય તિરસ્કાર પૂર્ણ હતું; તે બોલા "નહિ તો તમે મને મારી નાખશો ? સ્ત્રી હત્યા કરવા ઇચ્છો છો ? સારી વાત, જે તરવાર વડે તમે મેરવાનજીની છાતી વીંધી છે, તે લોહીથી ખરડાયેલી તરવાર લઇ આવો અને મારી છાતીમાં ઘુસાડી દો; તમારાં વીરત્વમાં હું આડ નહિ નાખું, આત્મરક્ષા કરવાનો પ્રયત્ન પણ નહિ કરૂં, પરલોકમાં હું મેરવાનજીનું અનુસરણ કરીશ; મરણથીજ મને શાન્તિ વળશે, મને જીવવાની જરા પણ ઇચ્છા નથી. જેટલી ઝડપથી મારો પ્રાણ લેશો તેટલી ઝડપથી હું શાન્તિ પામીશ, તેથીજ મારી દારૂણ જ્વાળા શાંત પડશે; હજુ પણ ત્યાં શા માટે ઉભા છો ? જૂઓ આ મારૂં માથું ધરી રહી છું, મહેરબાની કરી મારૂં માથું કાપી નાખો; આ જિંદગીમાં મેં જેને મેળવ્યો નથી, મરણ પછી તેની સાથે હું આનંદ કરીશ."

ઇલિઝાનાં વચનો સાંભળી બહેરામજી દિગ્મૂઢ બની ત્યાંજ ઉભો રહ્યો, તેની આંખો આગળ પૃથ્વી ફરવા લાગી, તેને પોતાના કાનનો વિશ્વાસ ન આવ્યો; આ શું ઇલિઝા ? તે સુશીલ, નમ્ર, નિરભિમાનિની મધુર હૃદયવાળી, મૂર્તિમતી ધૈર્યસ્વરૂપિણી ઇલિઝાનાં મુખમાં આ વચનો ! બહેરામજી બાહ્યજ્ઞાન ભૂલી જઇ ઇલિઝા સામું જોઇ રહ્યો; તે ઘનઘોર વર્ષાની મધરાતે, તે ઉજ્જવળ પ્રકાશવાળા ઓરડામાં તે મંત્ર મુગ્ધવત્ નિર્નિમેષ દૃષ્ટિથી ઇલિઝાનાં મુખ સામું જોઈ રહ્યો; ઇલિઝાનું રૂપ જાણે સોગણું વધી ગયું, તેનાં વિસ્ફારિતનયનો તારાની માફક સળગી ઉઠયાં, તેનાં ઘાટા વાળો જાણે સેંકડો કાળી નાગણની માફક ઉંચા થઈ ગયા; તેનું ગોળ, સુંદર, અશ્રુસિક્ત મુખડું શોક અને દુઃખનાં આવરણો ભેદી કોઇ અપાર્થિવ રાજ્યના પ્રકાશથી પ્રકાશવા લાગ્યું.

બહેરામજી સમજ્યો કે આજ સ્ત્રીનો પ્રેમ ! જે સ્ત્રી પોતાના પ્રિયતમને આટલી હદ સુધી ચાહે છે તેને મરણનો ભય નથી, તે આત્મવિસર્જન કરવામાં પણ સંકોચાતી નથી; પરંતુ ઇલિઝાનો પ્રેમ આમ તે મેળવી શક્યો નહોતો, અમિનાના હૃદયમાં પણ એવો પ્રેમ નહોતો. ત્યારે હવે આ દુનિયામાં તેનું સુખ શું ? તેણે શા માટે નકામા માણસ મારી હાથ ખરડયા ?

અનેક ક્ષણ વિચાર કર્યા બાદ બહેરામજીએ નક્કી કર્યું કે જો ભૂતકાળની સ્મૃતિ ભૂલી શકાતી હોય તો હું તે બળપૂર્વક ભૂલી નાખીશ અને આ સુંદરી; મનોમોહિની, અને ખરી પ્રેમીને લઇ સંસા-

રમાં સુખા થવાનો પ્રયત્ન કરીશ; અગ્નિના જહાનમમાં જાય ! બહે-રામજી બંને હાથ પહોળા કરી ઇલિઝાની પાસે આવી બોલ્યો, " ઇ-લિઝા ! ઇલિઝા ! "

આ વખતે ઇલિઝા વિદ્યુત્વેગે ઉઠી ઉભી થઈ, બે હાથ પાછી હઠી જઇ કંપતી કંપતી બોલી, " દૂર જાઓ, તમારા લોહિઆળા હાથે મારો સ્પર્શ કરતા નહિ, હવેથી તમે મને બોલાવતા નહિ. "

બહેરામજી નવાઇ પામી પોતાનાં હાથ સામું જોઇ રહ્યો; લોહીથી તેની હથેળીઓ રંગાઈ ગઇ હતી.

ઇલિઝાએ દૃઢ સ્વરે કહ્યું, " મારી આગળથી ચાલ્યા જાઓ; મારાવડે તમે કોઇ પણ વિપત્તિમાં આવી પડશો નહિ, પરંતુ હત્યારા માણસનો હું વિશ્વાસ રાખી શકીશ નહિ, તેનો અપરાધ હું કદી ક્ષમા કરીશ નહિ. "

બહેરામજી બોલ્યો, " હું તારો પતિ છું એ તું ભૂલી ગઈ ! જ્યાં સુધી તું જીવશે ત્યાં સુધી તારે સ્મૃતિનાં દહનથી બળવું પડશે પશ્ચાત્તાપની આગથી તારાં બધાં પાપ બળી જશે, હવે હું જાઉં છું."

બહેરામજી ઇલિઝાનો ઓરડો તજી પહેરાવાળા પાસેથી ઘોડો લઈ તેજ રાતે દાદર ચાલ્યો ગયો, ત્યાં જઈ પહોંચી ઘડિઆળમાં જોતાં જણાયું કે ત્રણ વાગ્યા છે, પ્રભુભક્ત નોકર ત્યાં સુધી જાગતો બેઠો હતો !

બહેરામજીએ ઘોડા પરથી ઉતરી હરાનાને કહ્યું " ઘોડો રાખી તું જલદી મારાં શયનગૃહમાં આવ, એક અતિશય જરૂરી કામ છે. "

---

## પ્રકરણ ૧૮ મું

### એકનો દોષ બીજા માથે

બહેરામજી ઇલિઝા પાસેથી તેજ રાત્રે દાદર ચાલ્યો આવ્યો, ઇલિઝા એકલીં થાકી લોથ થઇ પડી. દાસ–દાસીઓ હજુ ઘેર આવ્યાં નહોતાં; આકાશમાં વાદળાં એકઠાં થયાં હતાં, રાતપુરી થવા વખતે ભારે જોરથી વરસાદ આરંભાયો; આકાશના એક છેડાથી બીજા છેડા સુધી વિજળી ચમકવા લાગી, સેંકડો ગર્જનાથી મકાનની જાળીઓ કાંપવા લાગી. ઇલિઝાએ મહેલ જેવાં વિસ્તીર્ણ મકાનમાં

પોતાના એકાંત ઓરડામાં બેડી બેડી રડવા લાગી; ક્ષોભ અને અનુતાપથી તેનું હૃદય ચિરાવા લાગ્યું. મેરવાનજીનાં આ શોચનીય ખૂન માટે તે પોતાને જવાબદાર ગણવા લાગી.

તે રાત્રે એકવાર પણ આંખો મીચી શકી નહિ, આખી રાત પથારીમાં પડી પડી આળોટવા લાગી; પથારી કંટકમય લાગી અને અને તે ઓરડામાં હવા વિષવાળી જણાવા લાગી, બીજે દિવસે સવારમાં તેની મોટી દાસી તેનાં શયનગૃહમાં આવી તેનો દેખાવ જોઈ દિગ્મૂઢ થઇ ગઇ! એક રાતમાં ઇલિઝાની આકૃતિ એવી ફરી ગઈ હતી કે તેની ઉંમર દસ વરસની વધી ગઇ જણાતી હતી! તેની આ અવસ્થા જોઇ તે સમાચાર એક નોકરે દાદરમાં બહેરામજીને પહોંચાડયા!

બહેરામજી તરતજ મુંબાઇ આવ્યો. ઇલિઝા દારૂણ જ્વર વડે પીડા પામવા લાગી. બહેરામજીએ હોશિયાર ડૉકટરોને ઈલિઝાની ચિકિત્સા માટે રોકયા હતા; તાવનું જોર વધવા લાગ્યું, સાથે સાથે સન્નિપાત થયો. સન્નિપાતમાં ઇલિઝા બબડવા લાગી; એ બબડાટમાં પોતે એકલો ઈલિઝાની પથારી પાસે બેસી તેની ચાકરી કરવા લાગ્યો; છુપી વાત જાહેર થઇ જવાની બીકથી તે પોતાનો બધો સમય અત્યંત ચિંતામાં ગાળવા લાગ્યો.

તે દિવસે સાંજરે ઇરાનીએ તેને છુપી રીતે જણાવ્યું કે "યમુનાને પાંચહજાર રૂપીઆ આપી સિદ્ધપુર પહોંચાડી દીધી છે; તે ત્યાં રહેઠાણ કરી રહે, તેનો પણ બંદોબસ્ત કર્યો છે. તે સિવાય મેં એક માણસને તૈયાર કરી રાખ્યો છે તે આજેજ મેરવાનજીનો પત્ર લઇ અમેરિકા જશે; એક પત્ર એડનથી અને એક જાપાનથી ટપાલમાં નાખવાની ગોઠવણ કરી છે. આ કામ માટે તેને જે મહેનતાણું આપવાનું છે, તેથી સહેલાઇથી કામ સરશે."

ઇલિઝાની અવસ્થા ત્રણ દિવસ એક સરખી રહી, ચોથે દિવસે તાવ ઉતર્યો. બહેરામજી તેની પથારી પાસે બેસી વિચારવા લાગ્યો, તેણે વિચાર્યું કે "આટલા દિવસોમાં એક દિવસ પણ અમિના ઈલિઝાને જોવા આવી નથી. તેનું કારણ શું? તે કંઇ પણ સમજી ન શકયો, છેવટે તેણે અમિનાને ઈલિઝાનાં મંદવાડના સમાચાર જણાવી તેને જોઇ જવા માટે એક ચાકર સાથે કહેવરાવ્યું."

થોડા કલાક પછી બહેરામજીને જવાબ મળ્યો કે " અમિના

તેજ રાત્રે પોતાના પતિ સાથે સિલોન જવાની છે, એટલે ઇલિઝાને મળવા આવવાની તેને ફુરસદ નથી. ”

અમિનાનો પત્ર વાંચી બહેરામજી દિગ્મૂઢ બની ગયો ! જેને માટે તે સંસારનાં સુખ તજવાને તૈયાર થયો હતો તે પણ તેને તજી ગઇ ! બીજા પાંચેક દિવસ પછી ઈલિઝા વધુ સાજી થઇ; ડોકટરે જણાવ્યું કે હવે કશી બ્હીક નથી. બહેરામજીએ તેજ દિવસે ડોકટર પાસેથી સાંભળ્યું કે ઇલિઝાને ગર્ભ રહે ત્રણચાર માસ થયા છે.

ઇલિઝાએ આ સંબંધમાં બહેરામજીને કંઇ કહ્યું નહોતું. તેના મનમાં એક નવો સંદેહ પેદા થયો; તેણે વિચાર્યું કે આ સંતાનનો જન્મદાતા કોણ ? છેવટે મારી પત્નીનાં જારજ સંતાનને મારા પુત્ર તરીકે સ્વીકારવો પડશે ? શત્રુના પુત્રને સ્નેહ અને યત્ન પૂર્વક ઉછેરી મોટો કરી પોતાની અપાર સંપત્તિનો વારસ કરવો ? આનાં કરતાં વધુ શરમ, કલંક અને અપમાન બીજું કયું ? ”

બહેરામજી ઉન્મત્તની માફક બોલી ઉઠયો, “ના, તેમ થશે નહિ; ઈલિઝાના ગર્ભથી પુત્ર થાય કે પુત્રી થાય, ગમે તે હોય પણ તેનો જીવ લઇશજ; હું એ કલંક જીવતું રાખી શકીશ નહિ, મારા વંશમાં એ અપમાન અસહ્ય છે. ”

એજ વખતે મેરવાનજી શાપુરજીના ગુસ્સે થવા સબબ મુંબાઇમાં ભારે ચર્ચા ઉઠી, ચારે તરફથી તેની શોધ ખોળ થઇ; અને જો કે કેટલાંક અઠવાડિયાં પછી ઇરાનીએ મોકલેલા માણસે મેરવાનજીના બે પત્રો તેમનાં સગાંપર મોકલાવ્યા, તો પણ તે પત્રપર પોલિસ અથવા તેના સંબંધીઓને વિશ્વાસ ન આવ્યો, જુદાં જુદાં કારણોથી મેરવાનજીનું અકસ્માત પરદેશ ગમન તેને મન અવિશ્વાસ કરવા યોગ્ય જણાયું.

થોડા દિવસ પછી મેરવાનજીની વાત દબાઇ ગઇ. બહેરામજી જરા શાંત થયો ખરો, પરંતુ લાંબા સમય સુધી નવી નવી ચિંતાઓનાં કઠણ અઘાતોથી તેનું મન તદ્દન ઉદાસીન થઇ ગયું, જુવાનીનો ઉત્સાહ જતો રહ્યો; મોજ શોખ પ્રતિ તેનો આગ્રહ ન રહ્યો; જુવાનીમાં તે જરાગ્રસ્ત થઈ ગયો.

કેટલાક મહિના પછી ઇલિઝાનો પ્રસવકાળ પાસે આવ્યો, ત્યારે બહેરામજીએ તેનાં સંતાનને મારી નાખવાનો વિચાર પડતો મુકી એક બીજો વિચાર કર્યો; તેણે નક્કી કર્યું કે ઈલિઝાનાં સંતાનને જન્મતાંવેંત કોઇ અનાથાશ્રમમાં મોકલી; બીજા કોઇ માણસનાં તરવનાં

જન્મેલ બાળકને ખરીદી તેને સંતાન રૂપે ગ્રહણ કરવું. કોઇ પણ અપરિચિત વ્યક્તિનું સંતાન પોતાનું વારસ થાય તેની તેને ચિંતા નહોતી; પરંતુ જે નરાધમે પોતાના પવિત્ર કુળમાં કલંક લેપ્યું છે. પોતાનાં જીવનને વિડમ્બનાપૂર્ણ અને વિષમય કરી મૂક્યું છે, તેનાં સંતાનને તો કદી પણ પુત્રવત્ પાળવું પોષવું નહિજ.

કેટલાક દિવસમાં ઇરાની સાથે બધી વાત નક્કી થઇ ગઇ. પ્રસવ વખતે ઇલિઝાને એજ ઘરમાં રાખવાથી કદાચ આ તરકટ જાહેર થઇ જાય, એ ભયે તેણે ઇલિઝાને મુંબાઇથી થોડે દૂર આવેલાં વાંદરાં નામનાં પરાંમાં મોકલી દીધી.

પ્રસવકાળ પાસે આવ્યો એટલે બહેરામજી ઇલિઝા સાથે વાંદરામાંનાં એક સુંદર મકાનમાં રહેવા લાગ્યો, પતિ-પત્ની એકજ ઘરમાં રહેતાં હતાં. છતાં બહેરામજીએ કદી પણ ઇલિઝાને બોલાવી નહિ, ઇલિઝાને કોઈ બાબતની જરૂર હોય તો તે તે બાબતમાં તે પત્ર લખી બહેરામજીને જણાવતી, બહેરામજી પણ પોતાનો મનોભાવ તેજ રીતે ઇલિઝાને જણાવતો હતો,

વાંદરામાં આવ્યા પછી ઇલિઝા પોતાને સંપૂર્ણ અસહાય માનવા લાગી, કોઇ પણ બાબતમાં તેને લગાર પણ સ્વાધીનતા આપવામાં આવી નહોતી, પોતાના મનની વાત કહી શકે તેવી એક સ્ત્રી પણ ત્યાં નહોતી. એ બનાવ બન્યા પછી અકસ્માત્ રેડિમનિ સાહેબ મરણ પામવાથી ઇલિઝાને પોતાના પિતા તરફથી મળતી મદદ પણ બંધ થઇ પિતાનાં મરણથી ઇલિઝા અત્યંત દુઃખી થઈ.

આવી અવસ્થામાં એક દિવસ ફાગણમાસની ગંભીર રાત્રે ઇલિઝાએ એક પુત્રને જન્મ આપ્યો. ઇરાનીએ તેજ રાત્રે તે બાળકને સ્થાનાન્તરિત કર્યું. ઇલિઝાએ અશ્રુ પ્રવાહે જમીન પલાળી સ્વામીને લખ્યું કે, " મારો કંઇ દોષ નથી, દયા કરો, મારાં બાળકને આપો, મારો પ્રાણ બચાવો. "

તે સંતાનનું શું થયું, તે જાણવું કઠણ છે, છતાં એતો નક્કી કે ઇરાની તે બાળકને પાલઘાટનાં અનાથાશ્રમમાં મૂકી ગયો હતો. અને પાલણ પોષણ માટે જેટલી રકમ જોઈએ તેટલી રકમ પણ તે અનાથાશ્રમના વ્યવસ્થાપકને આપી ગયો હતો. તેને સંપૂર્ણ ખાત્રી હતી કે આ બાળકનો પિતા બહેરામજી સિવાય બીજાું કોઇ નથી; પરંતુ પ્રભુ ભક્ત નોકરે પોતાની ઇચ્છાવિરૂદ્ધ છતાં પોતાના શેઠની આજ્ઞા પાળી હતી.

---

# પ્રકરણ ૧૯ મું.

## છૂપી સલાહ

જમશેદજીએ જે છૂપા કાગળો આરદેશરને વાંચવા આપ્યા હતા, તે અહિં પુરા થઇ ગયા; આરદેશર કાગળો વાળી ધીમેથી પૂછવા લાગ્યો, "આ પછી શું થયું? આ ઘટનાનો ઉપસંહાર આ કાગળોમાં નથી."

આ અપૂર્વ આખ્યાન વાંચતાં અરદેશરને ત્રણ કલાક લાગ્યા હતા પરંતુ એ ત્રણ કલાક અર્ધા કલાકની પેઠે જલદી વીતી ગયા! આ અદ્‌ભુત કહાણી સાંભળતાં સાંભળતાં ડોક્ટર લલ્લુભાઇ અને વકીલ બમનજી કદી ભયથી કદી સંદેહથી કંપતા હતા; જમશેદજી સ્થિર બેઠો હતો, કારણ કે આ ઇતિહાસ તેનાથી અજાણ્યો નહોતો.

ડોક્ટર લલ્લુભાઇએ પ્રથમ વાત કરી, તેણે કહ્યું, "અદ્‌ભુત નવલકથા જેવી આ બાબત છે!"

બમનજી બોલ્યો, "મનુષ્યનું જીવન જટિલ પ્રશ્નોથી ભરપુર છે: જીવનમાં જે કંઈ બને છે, તેનું પ્રતિબિંબ આપણે નવલકથામાં જોઇએ છીએ."

જમશેદજી મૃદુહાસ્ય કરી બોલ્યો, "બમનજી આ નવલકથાનો રસ આપણામાંના બધા કરતાં વધૂ અનુભવે છે; કારણ કે તે બહેરામજીનો પગારી વકીલ છે. ખરી રીતે જોતાં તે પોતાના આબરૂદાર અસીલનાં કુટુંબનાં છુપાં રહસ્યો સંબંધી ઘણું જાણે છે, છતાં તે એ બધી વાત આપણને જણાવતા નથી. મારે કહેવું જોઇએ કે આ છૂપી વાતો લખવામાં મારે કલ્પનાનો જરા પણ આશરો લેવો પડયો નથી; જે જે બનાવ બન્યા છે, તે જૂદા જૂદા જાસૂસો પાસેથી મેળવીને કાગળ પર ઉતારતાં આ અદ્‌ભુત નવલકથા રચાઈ છે! હું આ છૂપી વાત પર આધાર રાખી જે સુવિશાળ મહેલ ખડો કરવા માગું છું, તેનો પાયો કાચો નથી. અમિના અતિશય બુદ્ધિશાળી અને હુશીઆરી છે, પરંતુ અત્યંત હુશીઆર માણસોની પણ ભૂલ થાય છે. અમિનાએ બહેરામજી પાસેથી પોતાના જે પ્રેમપત્રો પાછા મોકલ્યા હતા, તે તેણે એકઠા બાંધી પોતાની લોઢાની તેજુરીમાં રાખ્યા હતા પરંતુ સામાન્ય પ્રયત્ને તે મેં હાથમાં લીધા છે; ઉસ્તાદ ફરદુનજી પણ મારે વશ થયો છે."

બમનજી નવાઈ પામી બોલ્યો,"એ શું! ઉસ્તાદ હજી જીવતો છે?"

જમદેશજી બોલ્યો, "હા, જીવતો છે, " પણ તે અતિશય વૃદ્ધ થયો છે, ધર્મની બ્હીક પણ થોડી થોડી ઉપજી છે; પરંતુ પૈસાનો લોભ હજુ પણ તજી શકયો નથી; આથી એ વાતને જરાપણ વીસરી શકયો નથી; આપણાં કાર્ય માટે તે પુરતું છે."

ડૉકટર લલ્લુભાઇએ કહ્યું, "આ નવલકથાને સત્ય તરીકે જણાવતાં થોડી થોડી સાબિતિની જરૂર છે, અમિનાની ચિઠ્ઠીઓ વિના બીજી સાબિતિઓ એકઠી થઈ શકે તેમ છે?"

જમદેશજીએ કહ્યું," બહેરામજી સાથે મેરવાનજીને જે યુદ્ધ થયું હતું. તથા તેનું જે પરિણામ આવ્યું હતું, યમુના તેની સાક્ષી છે; યમુનાને જે રૂપીઆ મળ્યા હતા, તે તેણે ટુંક મુદ્દતમાં વેડફી માર્યા; તેથી નિરૂપાય થઇ થોડા જ દિવસમાં તે મુંબઇ આવી, અને બહેરામજી પાસેથી પાછી સહાયતા માગી. બહેરામજીએ પોતાની છુપી વાત જાહેર થઇ જવાની બ્હીકે ફરીથી તેણે ઘણા રૂપીઆ આપ્યા મારા જાસૂસો પાસેથી મને ખબર મળી છે કે યમુનાને જરૂર પડતાં જ બહેરામજી પાસેથી રૂપીઆ માગે છે. જ્યારે ત્યારે બહેરામજી યમુનાને આમ રૂપીઆ શા માટે આપતો હશે, એ ભેદ મારા જાસૂસથી ન જણાયો, એટલે એક દિવસ યમુનાને દારૂના નિશામાં ચકચુર કરી એનો ભેદ કઢાવી લીધો. પરંતુ હજી આપણે નિચિંત થયા નથી; યમુના હજી મુંબાઈમાં જ છે; નોકરી માટે તે મારી ઑફીસમાં આવજા કરે છે. તે જો કોઇ દિવસ બહેરામજી પાસે જઈ તેનું છુપું રહસ્ય જાહેર થઇ જવાનું કહે તો બહેરામજી વધુ સાવચેત રહેશે, અને આપણા કાર્યોદ્ધારમાં વિલંબ થશે; પરંતુ બ્હીક રાખવા જેવું કશું નથી. બહેરામજી અને અમિના બન્ને મારી મૂઠીમાં આવી ગયાં છે, બહેરામજીના બગીચાના જે ભાગમાં મહેરવાનજીનું શબ દાટેલું છે, તે ભાગ મારાથી અજાણ્યો નથી, તેમાં પણ મેરવાનજીનું હાડપિંજર ઓળખાવું પણ કઠણ નથી. કારણ કે મેરવાનજી જ્યારે એકાએક ગુમ થયો, ત્યારે તેનાં ખીસાંમાં એકસો ગીની હતી, પોલીસના કાગળોથી આ વાત સાબિત થયેલી છે; મેરવાનજીનાં અસ્થિ-કંકાલ પાસે, સમાધિના ઉંડાણમાં એ ગીનીઓ અત્યારે પણ મળી શકશે. વારૂ, આ વિચિત્ર વાર્તાનો ઉપસંહ-ર હજુ થયો નથી; બાકીની વાત હુંજ સંક્ષેપમાં જણાવું છું, અત્યારે બહેરામજી અને તેની સ્ત્રી જે રીતે દિવસો ગાળે છે, બાહેરના લોકો

જાણી શકશે નહિ તેની ચારે તરફ વિપુલ ઐશ્વર્ય, અનંત વિલાસ-વૈભવ છે, પરંતુ રસ્તાપરનાં ઝાડનીચે પડી રહેતા ભિખારી પણ તેનાં કરતાં વધુ સુખી છે. તેઓ જીવતાં છતાં મૂએલાની માફક જીવે છે, પરંતુ તેને જન સમાજમાંતો પોતાના સુખની સીમા નથી એમ બતાવવું પડે છે! આવી સ્થિતિ કોઈ પણ માણુસ માટે અસાધ્ય છે. રાત દહાડો આમ રહેવું એ બહુજ કષ્ટકર છે. તે માટેજ ઇલિઝાને અત્યારે પચાસ વર્ષ પણ થયાં નથી છતાં તે ઘરડી ડોસી થઇ ગઇ છે, તેનું સ્વાસ્થ્ય બગડી ગયું છે. બહેરામજીની અવસ્થા પણ તેવીજ છે."

બમનજીએ પૂછ્યું " અમિનાની સ્થિતિ કેવી છે ? "

જમશેદજી બોલ્યો, " સ્ત્રીઓનું હૃદય આવું પાષાણમય હોઈ શકે, વેરની વૃત્તિ આવી લાંબા વખત સુધી રહેતી હશે, સ્ત્રીનો સંકલ્પ આવો અચળ હશે, તે હું પહેલાં જાણતો નહોતો. અમિનાએ બહેરામજીનું બધું બગાડયું છે, બહેરામજીનાં મનની શાન્તિ પણ નષ્ટ કરી છે, પરંતુ એ અમિનાનું કાર્ય છે, તે બહેરામજી જાણી શકયો નથી, અરે તેની કલ્પનામાં પણ એ વાત આવી નથી; પરંતુ અમિના બહેરામજીને એ વાત જણાવવાનો લોભ છોડી શકી નહિ! સિંહલદ્વીપથી પાછા આવ્યા બાદ તેણે એક દિવસ બહેરામજીને પોતાને ઘેર બોલાવી આ બધી વાત ખુલ્લી રીતે કહી દીધી."

ડોકટર લલ્લુભાઇએ કહ્યું, " આ બધી વાત સાંભળ્યા છતાં બહેરામજી અનાયાસે સ્થિર રહી શકયો ? "

જમશેદજીએ કહ્યું, " તે સિવાય બીજો ઉપાય શો હતો ? અમિનાને ગુસ્સે કરવાની શકિત તેનામાં નહોતી; અમિના એવી નિર્લજ છે કે જરૂર પડતાં બહેરામજી પાસે રૂપીઆ ઉધાર માગતા પણ શરમાતી નથી અને તે દેણું કદી વાળવાનું છે તેવો પણ તેને સંદેહ નથી. "

ડોક્ટર લલ્લુભાઇએ પૂછ્યું, " ઇલિઝાના સદ્યજાત બાળકને બદલે જે બાળકને બહેરામજીએ લાવી પોતાના પુત્રની પેઠે લાલન-પાલન કર્યું હતું, તેનું શું થયું ? "

બમનજી બોલ્યો, " તે પુત્ર બનાવટી છે, તે હું જાણતો નહોતો; વળી તેને જોઈ એવો શક પણ ઉપજે તેમ નહોતું; છોકરો હૃષ્ટ પુષ્ટ અને રૂપાળો હતો, પરંતુ નાનપણમાંજ તેનું મરણ થયું. "

જમશેદજીએ કહ્યું, " એ છોકરો જો જીવતો રહેત, તો નક્કી એ જરા વંશનું નામ બોળત હલકા માણસોના જેવોજ તેનો સ્વભાવ હતો.

બહેરામજી તેના વ્યવહારથી અતિશય દુઃખી થતો હતો; લગભગ બે વરસ પહેલાં એ છોકરાનું મરણ થયું, એટલે બહેરામજી અને ઇલિઝા બંનેએ એક બીજાને ક્ષમા કરી છે, તેઓના મનમાંથી બધો ખટકો નીકળી ગયો છે. બંને સમજ્યા છે કે આપણાંજ પાપથી પરમેશ્વરે આપણને આ દુઃખ આપ્યું છે. એ બાળકનાં મરણ પછી એ-જરા વંશને નિર્વંશ જતો જોઈ બહેરામજી ઇલિઝાના ખરા પુત્રને ખોળી પોતાનો વારસ બનાવવા માટે તૈયાર થયો; પરંતુ તે બાળક તે વખતે શોધવો મુશ્કેલ થઈ પડયો. શોધ ખોળ કરતાં જણાયું કે તે બાળક બાર વરસની ઉમર થયા સુધી તે અનાથાશ્રમમાંજ હતો, ત્યાર પછી એક દિવસ તે એકાએક જતો રહ્યો છે; તેનો પત્તો નથી ઘણો પયત્ન કર્યા છતાં એ બાળકનો પત્તો ન મળ્યો, ત્યારે બહેરામજીએ ઘણા પૈસા ખરચી છેલ્લો પાસો નાખવાનું ધાર્યું, અને તેણે પોલીસની મદદ લીધી; પરંતુ કંઇ પરિણામ ન આવ્યું. છેવટે બહેરામજીએ મુંબાઇના પ્રખ્યાત ડિટેક્ટિવ બહાદુરશાહના હાથમાં આ બધું કામ સોંપ્યું છે. ”

બહાદુરશાહનું નામ સાંભળતાંજ લલ્લુભાઇ ખુરશી પરથી ઉભો થઇ ગયો જાણે અકસ્માત તેના પગે સર્પાઘાત થયો ન હોય! તે બ્હી જઇ બોલ્યો, “ જો બહાદુરશાહે આ કામ હાથમાં લીધું હોય તો મને આ કાર્યમાંથી મુક્ત કરો હું તમારી સાથે હવે કોઇ પણ જાતનો સંબંધ રાખી શકીશ નહિ. ”

જમશેદજી હસતો હસતો બોલ્યો, “ એકાએક બ્હી જવાનું કારણ શું છે ? હું નક્કી કહી શકું છું કે બહાદુરશાહ બહેરામજીનાં સંતાનને કદી પણ શોધી શકશે નહિ. અત્યારે પ્રયત્ન કર્યા વિના બેઠો છે. આથીજ બહેરામજીને બમનજીની મદદ લેવી પડી છે; આપણે પણ તેના પુત્રને તેના હાથમાં સોંપવા તૈયાર છીએ. ”

બમનજી બોલ્યો, “ જમશેદજી, તમારી બુદ્ધિ તીક્ષ્ણ છે, તમારૂં પડ્યંત્ર અતુલનીય છે; તમે અરદેશરને અતુલ સંપત્તિનો અધિકારી બનાવવા જે તરકટ રચ્યું છે તે ભેદી શકે તેવું કોઈ નથી, પરંતુ આ કાર્યમાં એક મહાન્ વિઘ્ન છે, તે દૂર કરવું કઠણ છે. ”

જમશેદજીએ કહ્યું, “ શું ? ”

બમનજીએ જમશેદજીને કાનમાં કાંઇ કહ્યું, જમશેદજીએ તરતજ અરદેશરને જુદા ઓરડામાં જવાની આજ્ઞા કરી.

અરદેશરના ગયા બાદ બમનજી બોલ્યો, "અરદેશર બહેરામજીનો પુત્ર છે કે નહિ, તે બરાબર તપાસી જોવા માટે તે અરદેશરને કપડાં ઉતારાવી એક ચિન્હની તપાસ કરશે; અરદેશરનાં શરીરપર જો તે ચિન્હ નહિ હોય તો સ્વયં ભગવાન આવી બહેરામજીને કહે કે આ તારો પુત્ર છે, તોપણ તે તે વચનમાં વિશ્વાસ કરશે નહિ."

બમનજીની વાત સાંભળી જમશેદજી ક્ષણવાર સુધી હતબુદ્ધિ થઈ રહ્યો, ત્યાર પછી આત્મસંવરણ કરી બોલ્યો, "તમે શું કહો છો? બહેરામજીના ગુમ થયેલા પુત્રને શરીરે એક ચિન્હ હશે, એ તો મારી કલ્પનામાં નહોતું, તમે તો એ સંબંધમાં કોઇ દિવસ મને કંઇ કહ્યું નથી."

બમનજી બોલ્યો, "જે રહસ્ય તમારાથી તદ્દન અજાણ્યું છે. તે મને પ્રથમથીજ જાણીતું છે, શોધ કરવામાં સગવડ મળે એ ઇરાદાથી બહેરામજીએ મને એ વાત કહી દીધી છે. મેં અત્યાર સુધી એ વાત તમને ન કહી, કારણકે તમારૂં આ તરકટ સફળ થશે કે નહિ તે બાબત મને શંકા હતી; પરંતુ હવે જણાય છે કે તમે અદ્‌ભુત માણસ છો, તમારાથી છુપું કંઇ રાખીશ નહિ."

જમશેદજી અને ડોકટર લલ્લુભાઇ એકી સાથે બોલી ઉઠ્યા, "એ ચિન્હ કેવું છે, તે જલદી કહો."

બમનજી બોલ્યો, "બહેરામજીના પુત્રની ઉમર જ્યારે સાતેક દિવસની થઇ હતી, ત્યારે તેના જમણા ખભા નીચે ઉકળતાં તેલનું ટીપું પડ્યું હતું; તેથી તેની પીઠપર તે ઠેકાણે એક મોટો ફોલ્લો થઇ જબરો ખાડો પડયો હતો, તે ખાડો કદી પણ જવાનો નથી; અરદેશરની પીઠપર મને લાગે છે કે એવું કંઇ ચિન્હ નથી."

જમશેદજી હતાશ થઇ ડોકટર સામે જોઇ બોલ્યો, "લલ્લુભાઇ, હવે કંઇ ઉપાય?"

ડોકટરે થોડીવાર વિચાર કરી કહ્યું, "આવી સામાન્ય અડચણથી આપણું તરકટ કદીપણ નકામું થઇ જશે નહિ; કોઇપણ યુક્તિ કરવી જોઇએજ, હું અરદેશરને મારે ઘેર લઈ જઇશ, ત્યાં એક છુપા ઓરડામાં સુવાડીશ; તે ઉંઘી જશે એટલે હું તેની પીઠપરનાં કપડાં કાઢી લઇ જે સ્થાને ચિન્હ હોવું જોઇએ, તે ઠેકાણે એક અર્ક મિશ્રિત ફ્લેનલનો કકડો બાંધી દઇશ; તેથી થોડીવારમાં તે સ્થળે એક જબરો ફોલ્લો થશે, ત્યારપછી તે ઠેકાણે દવાની પટ્ટી લગાવી

દઇશ એટલે તે આરોગ્ય થઇ જશે, પરંતુ પેલું ચિન્હ તો તેની જિંદગી સુધી નહિ જાય. "

જમશેદજીએ પૂછયું, " પણ તે ચિન્હ અસલ જેવું થતાં કેટલા દિવસ લાગશે? હવે વખત તો પૂરો થવા આવ્યો છે. "

લલ્લુભાઇ બોલ્યો, " એ માટે હું માત્ર બેમાસ લઇશ; તે વખત દરમિયાન ચિન્હ એવો આકાર ધારણ કરશે કે બહેરામજી તો શું પણ હોશિયાર ડોકટરો પણ એ ચિન્હને નવું માની શકશે નહિ. તમે બંને વિચારી જુઓ કે હું જે કામ કરવાનું માથે લઉં છું તે જેમ કઠણ છે તેમ જરૂરનું પણ છે; લાભ થશે ત્યારે મારો ભાગ ઓછો આંકશો તો આ કાર્ય હું હાથમાં નહિ લઉં; હું જે કરીશ તે તમારા બંનેથી થાય તેમ નથી. "

જમશેદજી બોલ્યો, " એ તમે શા માટે બોલો છો? આપણા માંનાં દરેક જણે જેજે કામ કર્યું છે, તે એક બીજાથી અસાધ્ય હતું, માટે કોઇનું કાર્ય ઉપેક્ષા કરવા યોગ્ય નથી, આથી અમારા ભાગ સરખાજ થવાના બધી વાત તો ઠીક, પણ બહેરામજીના વિશ્વાસુ નોકર હરિનીએ છોકરાને અનાથાશ્રમમાં મુકવા જતી વેળાં બીજું કંઇ ચિન્હ જોયું હશે તો? જો તેમ થયું હશે તો તેની આંખમાં ધૂળ નાખવાનું કામ કઠણ થશે. "

અમનજીએ કહ્યું, " હરિની અત્યારે ઘણો ઘરડો થઇ ગયો છે, તેની સ્મરણ શક્તિ પણ તીક્ષ્ણ રહી નથી; વળી તરતનાં જન્મેલાં બાળકનાં શરીર પર બીજું કંઈ ચિન્હ હોય, તો પણ આટલા બધા વખત પછી તે તેનો નિશ્ચય કરી શકશે નહિ. એ માટે કંઇ ચિંતા રાખવા જેવું નથી; પરંતુ બ્હીકની વાત તો એ છે કે અરદેશરને બહેરામજીના પુત્રરૂપે પરિચિત કર્યા પછી જો તેને કોઇ ઓળખી શકે, અથવા તેનાં ભૂતકાળનાં જીવન સંબંધી કોઇ જાણતું હોય તો આપણે ભવિષ્યમાં વિપત્તિમાં આવી પડીએ. "

જમદેશજીએ કહ્યું, " તે બાબત કંઇ ચિંતા નથી. અરદેશર સાથે અહિં એક યુવતી આવી હતી, તેને મેં એવી સફાઇથી દૂર કરી છે, કે તે કદી પણ અરદેશરને મળી શકશે નહિ આ બાબતમાં તમે કામાસાહેબને સારી સલાહ આપી આપણાં અભીષ્ટની સિદ્ધિની બાબતમાં જોઇએ તેટલી સહાયતા કરી છે. વચમાં મને એક ચિંતા થઇ હતી, કારણ કે અરદેશરને એક મુરબ્બી મળ્યો હતો; શોધ

કરતાં જણાયું કે એ મુરબ્બી મેતાસાહેબ પોતેજ હતા મેતાસાહેબ જાણતા હતા કે મેં મારે હાથે દાદાચાનજીનું ખૂન કર્યું છે. માટે મારે તેના પુત્રનું પાલણપોષણ કરવાની જરૂર છે. તેથી તેણે એ બધો ભાર લીધો હતો, પરંતુ અરદેશરને તેણે કદી જોયો નથી."

ડૉકટર લલ્લુભાઇએ કહ્યું, "ત્યારે આપણી નૌકા કિનારાની છેક નજીક આવી લાગી છે, હવે કશી બ્હીક નથી."

જમદેશજીએ કહ્યું, "ના બ્હીકનું કશું કારણ જણાતું નથી; પરંતુ હજી એકાદ બે કામ બાકી છે, પ્રથમ માણેકજી ફરમાનજીની કન્યા નાથુરા સાથે અરદેશરનો વિવાહ કરી નાખવો પડશે, નહિતો આપણે તેને સંપૂર્ણ તાબે કરી શકશું નહિ. કર્ણેલિયાની સાથે પેસ્તનજીનો વિવાહ જેમ બને તેમ જલદી થઇ જાય તેનો પણ પ્રયત્ન કરવો પડશે. આપણા ઠરાવ મુજબ હીરાની ખાણની કંપની પણ જેમ બને તેમ જલદી કાઢવી પડશે. કારણ કે રૂપીઆની બહુ જરૂર છે.

વાચકોને ખબર છે કે અરદેશર થોડા વખત પહેલાં પાસેના ઓરડામાં ગયો હતો, વાતચીત પૂરી થયે ડૉકટર લલ્લુભાઇએ તેને ત્યાં બોલાવ્યો. પરંતુ અરદેશરે કંઇ જવાબ ન આપ્યો, એટલે જમદેશજી અને ડૉકટર તે ઓરડામાં ગયા ત્યાં અરદેશર મૂર્છા ખાઇ પડયો હતો!

ડૉકટરની સારવારથી થોડા વખતમાં અરદેશરની મૂર્છા વળી ડૉકટરે કહ્યું, "તમને એકાએક મૂર્છા આવવાનું કારણ શું?"

અરદેશરે કહ્યું, "મેં આપની બધી વાતો સાંભળી છે; આપનું તરકટ વ્યર્થ જશે, મેં મારી નજરે તેને જોયો છે."

જમશેદજીએ વ્યગ્રભાવે પૂછ્યું. "કોને જોયો છે?"

અરદેશરે કહ્યું, "બહેરામજી એજરાનો પુત્ર જીવતો છે, હું તેને ઓળખું છું."

જમશેદજીએ કહ્યું:—"તું શું કહે છે? આમ બકે છે શું? તારી પાસે કશી સાબિતિ છે?"

અરદેશરઃ—"આપની છૂપી વાત સાંભળી મને બહુ સંદેહ થવા લાગ્યો: હું એક યુવકને ઓળખું છું, તે મારી જેટલીજ ઉમરનો છે તે પાલઘાટનાં અનાથાશ્રમમાંજ મોટો થયો છે; બાર તેર વરસે તે ત્યાંથી નાસી આવ્યો છે; આપે જે ક્ષતની વાત કહી તે ચિન્હ પણ બરાબર તેના જમણા ખભા નીચે છે."

જમશેદજીની આંખો અકસ્માત દીપ્તિહીન થઇ ગઇ, તેણે વ્યાકુળ થઇ પૂછ્યું, "તે કોણ ? શું કરે છે, તેનું નામ શું ?"

અરદેશરઃ—"તે ચિત્રકારનું કામ કરે છે, તેનું નામ નવરોજી."

જમશેરજી ગુસ્સાથી ગર્જના કરી બોલ્યોઃ–"આ ત્રણવાર, આ ત્રીજીવાર એ હતભાગી માણસે મારી સંકલ્પસિદ્ધિમાં પથરો નાખ્યો છે; હવે તેનો બચાવ નથી. રસ્તામાંથી કાંટો દૂર કરવો પડશે."

ડોકટર નવાઇ પામી પૂછ્યુંઃ–"તમે શું કરવા ધાર્યું છે ?"

જમશેદજી ધીરેથી બોલ્યોઃ–"હું કંઇજ નહિ કરૂં; હું જાણું છું કે નવરોજી મોટી મોટી હવેલીઓપર ચઢી ચિત્રામણ કાઢે છે; કોઇ પણ એક હવેલી પરથી તે પડી જઇ એક ક્ષણમાં તેના દેહના ચુરેચુરા થઇ જશે, તેને આપણા માર્ગમાંથી દૂર કરવા માટે બીજું કશું કરવું નહિ પડે."



## પ્રકરણ ૨૦ મું



### યોગ્ય પુત્ર.



નવરોજી પર જમશેદજીને અત્યંત ગુસ્સો ચઢયો હતો; સહાય સંપત્તિ વિનાનો એક ચિત્તો પોતાના જેવી મહા શક્તિમાન વ્યક્તિની ઇચ્છાને ધૂળ ભેગી કરી નાખવાનો વ્યર્થ પ્રયત્ન કરશે, તેની તેને કલ્પના પણ નહોતી, તેણે ધાર્યું કે એક સામાન્ય ફુંકથી જેમ દીવો હોલાઈ જાય, તેમ હું તેનું જીવન પણ એક ફુંક મારી ઉડાડી મેલીશ.

બીજી તરફ નવરોજીના મનનો સંદેહ પણ પ્રબળ થઈ ગયો હતો; જે દિવસ પોતાના હૃદયની આનંદ સ્વરૂપિણી પ્રેમિકા કણેલિયાએ તેને જણાવ્યું કે આ જીવનમાં હવે મેળાપની આશા નથી, જેમ બને તેમ જલદી મારે બીજા સાથે વિવાહ કરવો પડશે, તેજ દિવસથી નવરોજી સમજી ગયો કે મારાં જીવનનો હેતુ વ્યર્થ કરવાને એક જબરૂં તરકટ ચાલી રહ્યું છે ત્યાર પછી જે દિવસ રાત્રે દસ્તુર સાહેબે પોતાનાં ઘરમાં રમલાબાઇ અને નવરોજી સાથે મસલત કરી, તે દિવસે તેને સ્પષ્ટ જણાયું કે કેવળ મારી વિરૂદ્ધજ નહિ

પણ મેતા સાહેબ અને તેની પત્ની વિરૂદ્ધ પણ તે ભાપણુ તરકટ વધ્યું છે. પરંતુ પેસ્તનજી શાપુરજી સિવાય કોઇ પણ આ તરકટનો નાયક હશે, એમ તેણે ધાર્યું નહોતું. નવરોજી સમજ્યો કે વિપત્તિનાં વાદળાં મારા માથા પર એકઠાં થતાં આવે છે, જો તેના એકલાપર આ દુઃખ આવી પડયું હોત તો તે આટલો મુઝાત નહિ, પણ કોર્નેલિયાનું સુખ પણ આ તરકટમાં પિસાઇ જશે, તેનું જીવન પણ વ્યર્થ જશે, એ વિચારથી નવરોજી અધીરો થઇ ગયો, અને પોતાની બુદ્ધિપર આધાર ન રાખતાં આ બાબતમાં તેણે દસ્તુર સાહેબની સલાહ લીધી.

દસ્તુર સાહેબે કહ્યું:–"કેટલાંક ભયંકર માણસો પોતાનો હેતુ પાર પાડવા છુપું તરકટ કરે છે તે તો સ્પષ્ટ જણાય છે; પરંતુ તેઓ કોણ છે, તેનો હેતુ શો છે, તે હજુ પણ સમજાતું નથી; આવી સ્થિતિમાં પોલિસની મદદ લેવાથી કંઈ વળવાનું નથી વળી આ તરકટમાં કેટલાંક આબરૂદાર સ્ત્રી–પુરૂષોની આબરૂ સંડોવાયલી છે, કાયદાની મદદ લેવાથી એનાં કાર્યો જાહેર કોરટમાં ખુલ્લાં થશે, તે કોઈ પણ રીતે ઇચ્છવા જોગ નથી મને ખાત્રી થઇ છે કે કોઇ વિશેષ કારણથી આપણા શત્રુઓ મેતા સાહેબ અને તેની સ્ત્રીને આપણી વિરૂદ્ધ ઉશ્કેરે છે, આવી સ્થિતિમાં સાવચેતી રાખવી એજ આપણું પહેલું કર્તવ્ય છે; અત્યારે આપણે ચારે બાજુએ નજર રાખવી પડશે; તમે હંમેશાં ધ્યાનમાં રાખજો કે અંધારી રાતે કોઇ પણ નિર્જન ગલ્લીમાં છુપા મારાઓની તીક્ષ્ણધાર છરી તમારાં હૃદયને વીંધી નાખી શકે છે. શત્રુઓએ આપણી હિલચાલ પર બારીક નજર રાખી છે, તમારી સાથે મેળાપ કરવો એ પણ આપણે માટે સારૂં નથી".

નવરોજીએ કહ્યું:–"પરંતુ આવી અવસ્થામાં આપણે મસલત કરવાની દરરોજ જરૂપ પડશે, ચિઠ્ઠી લખતા તે શત્રુઓના હાથમાં જવાનો સંભવ છે."

અનેક વાતચીત પછી નક્કી થયું કે નવરોજી કામા સાહેબનાં જે મકાનપર કામ કરતો હતો, તેનાથી થોડે દૂર આવેલી હોટલમાં નાસ્તાને બહાને બંને જણાએ મળવું. દસ્તુર સાહેબે નવરોજીને પેસ્તનજીની તરફ તીક્ષ્ણ નજર રાખવાનું જણાવ્યું:

નવરોજીને જણાયું કે પારકાં કામમાં મારો આખો દિવસ ચાલ્યો જાય છે, પેસ્તનજીની ગતિવિધિપર નજર રાખવાનું કામ બની શકે તેમ નથી; શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. અનેક વિચાર કર્યા પછી તેણે નક્કી કર્યું કે વૃદ્ધ કામા સાહેબની મદદ લેવી. કામા સાહેબ તેને ચાહતા હતા, તેના જેવા શક્તિશાળી માણુસની મદદથી કંઇ ને કંઇ થઇ શકે, તે તે સમજતો હતો; તે વિચાર મુજબ નવરોજી બીજે દિવસે સવારે કામા સાહેબને ઘેર ગયો.

વૃદ્ધ કામા સાહેબ નવરોજીને આવતો જોઈ પૂછવા લાગ્યાઃ–" શા સમાચાર છે, સારૂં તો છે ને ? "

નવરોજીએ કહ્યુંઃ–" બધું સારૂં છે, એમ તો કહી શકતો નથી. "

કામા સાહેબે કહ્યું, " શી ખબર છે ?

નવરોજી બોલ્યો, " મારૂં બુરૂં થવામાં હવે વિલંબ નથી, મારાપર ભારે દુઃખ આવી પડયું છે, એટલુંજ નહિ પણ મારૂં જીવન પણ જાય, એવો સંભવ છે. "

કામા સાહેબે કહ્યું, " તું શું કહે છે ! એકાએક આવી સ્થિતિ થવાનું કારણ ? કહે, હું તને મારી શક્તિ મુજબ સહાય કરીશ. "

નવરોજી કૃતજ્ઞ દૃષ્ટિએ કામા સાહેબ તરફ જોઇ બોલ્યો, " હું આપની પાસે મદદ મેળવવાની આશાથીજ આવ્યો છું; મારા જેવાને આપના જેવા મુરબ્બી એકેય નથી, કેવળ આપજ મારૂં રક્ષણ કરી શકશો. "

કામા સાહેબે કહ્યું, " વારૂ ! મારાપર તને આટલો બધો વિશ્વાસ છે ? તું મને જે કહીશ તે મદદ કરવાને તૈયાર છું. હું વૃદ્ધ થયો છું, પરંતુ તારા જેવો ભલો છોકરો મેં એકેય જોયો નથી. "

નવરોજી બોલ્યો, " મારા કેટલાક શત્રુઓ મને દુઃખમાં નાખવાની પ્રતિજ્ઞા લઇ બેઠા છે, તેઓ મને ક્યારે અને કેવી રીતે ફસાવશે તેની મને ખબર નથી; તેઓના તરફ નજર રાખવાની જરૂર છે, તે માટે હું આપના કામની જવાબદારી બીજા કોઇને આપવા ઇચ્છું છું; અવશ્ય, આપનું કામ જેથી સુંદર રીતે પૂરૂં થાય, તે માટે હું જવાબદાર છું; બીજાના હાથમાં કામની જવાબદારી આપવાથી મને જરા નવરાશ મળશે. "

કામા સાહેબે કહ્યું, " એતો અતિ સામાન્ય વાત છે, જેટલા દિવસ જરૂર હોય, તેટલા દિવસ તું બીજા માણસની મદદ લે જે,જો રૂપીઆની જરૂર પડે, તો તે પણ ખુશીથી માગજે;મારે પૈસાનો તોટો નથી. સંસારમાં જહાંગીરજી સિવાય મારે કોઈ સગું નથી; પરંતુ તું મારા પુત્રના ગુણુથી અજાણ્યો નથી, એને લીધે હું તો સળગી રહ્યો છું."

નવરોજી બોલ્યો, " આપનો પુત્ર હજુ જુવાન છે; તેની દુર્બળતા માફ કરજો."

કામા સાહેબ બોલ્યા, " હા તે જુવાન છે, પરંતુ કુકર્મમાં તો પ્રવીણ થઇ ગયો છે. એવું એકેય પાપ નથી, કે જેમાં તે અજાણ્યો હોય. હવે હું તેને તે કાર્યમાંથી કેવી રીતે ફેરવું, તે વિચારી શકતો નથી. પુત્ર સ્નેહને વશ થઇ અત્યાર સુધી હું સાવચેત ન રહ્યો, તેનું ફળ અત્યારે ભોગવું છું; કોણ જાણે ક્યાંથી તેને એક વેશ્યા મળી છે કે જેનાં મનોરંજન માટે તે મારૂં બધું વેડફી મારવા તૈયાર થયો છે! હું હવે ક્યાંસુધી જીવવાનો છું? મારાં મરણ પછી એ અભાગીઓ લુટાઈ જશે. મેં તેની રખાતને થોડા દિવસ માટે ક્યાંય સંતાડી રાખી છે, પરંતુ જહાંગીરજી મને બ્હીક બતાવે છે કે જો હું એ છોકરીને નહિ છોડી દઉં તો તે આપઘાત કરશે. આપઘાત કરવામાં તો કશું બાકી નથી; તું બુદ્ધિશાળી છે, એ છોકરો જરા સુધરે તેવું કંઇ કરી શકશે ? "

નવરોજીએ કહ્યું; " આ બાબતમાં હાલમાં તો હું આપને આશા આપી શકતો નથી. એક વખત હું જહાંગીરજીને મળી જોઉં, તેના મનના વિચારો પહેલાં જાણી લઉં."

જહાંગીરજી સાથે નવરોજીને પહેલેથીજ મિત્રતા હતી, વૃદ્ધ પાસેથી રજા લઇ નવરોજીએ જહાંગીરજીની મુલાકાત લીધી.

જહાંગીરજી નવરોજીને જોઇ આનંદથી બોલી ઉઠયો, " પધારો, પધારો સાહેબ! પિતાજી પાસે કંઇ કામે આવ્યા છો ? "

નવરોજી બોલ્યો, " હા, તેમની પાસેજ આવ્યો હતો, આપ કેમ છો ? "

જહાંગીરજી બોલ્યો, " મારૂં રહેવું કે ન રહેવું સરખુંજ છે, પિતાજીનાં જુલમથી મને જીવવાની ઇચ્છા થતી નથી; તમારી પાસે મારે ઘણી વાતો કરવાની છે, પિતાજીએ મારૂં બધું ખર્ચ રોક્યું

કરી દીધું છે, રૂપીઆને બદલે એક પૈસો પણ મળતો નથી. તેણે જાહેર કરી દીધું છે કે મારાં દેવા માટે તે જવાબદાર નથી. તમે તો ઘણા પૈસા કમાઓ છો, મને થોડા રૂપીઆ ઉધારે આપી શકશો? ઉમર લાયક થયે હું તો આપને વ્યાજ સહિત વીસહજાર રૂપીઆ આપીશ. એક માણસ પાસેથી કરજે રૂપીઆ લઈ હું ભારે મુસ્કેલીમાં આવી પડયો છું, ફક્ત બેજ દિવસમાં તેના પૈસા આપવા પડશે."

નવરોજીએ પૂછયું, "કોની પાસેથી રૂપીઆ લીધા છે?"

જહાંગીરજી બોલ્યો, "મ્યુચ્યુઅલ લોન સોસાયટિના મેનેજર આદમજી પાસેથી થોડા દિવસ પહેલાં રૂપીઆ લીધા હતા, રૂપીઆ મારે પોતાને નામે લેવાની સગવડ નહોતી મેં દસ્તાવેજમાં બીજાનું નામ લખી રૂપીઆ લીધા છે."

નવરોજી નવાઇ પામી બોલ્યો, "આપે બનાવટી સહી કરી છે?"

જહાંગીરજી બોલ્યો, "બનાવટી શું? હું તો તેને છેતરવાનો નથી કે તમે તેને તરકટ કહી શકો. જો છેતરવાનો હેતુ હોય તો તમે તેને તરકટ કહી શકો; રૂપીઆ સહેલાઇથી મેળવવાની આશાથી મેં દસ્તાવેજમાં મારા નામ સાથે બીજાનું નામ લખ્યું છે. ગુલબાઇના દાગીના માટે ઝવેરી બાપુભાઇને એ રૂપીઆ આપ્યા હતા, રૂપીઆ બે દિવસમાં નહિ આપી શકું તો મારે ભારે વિપત્તિમાં આવી પડવું પડશે; પરંતુ પિતાજી તો એક પૈસો પણ આપવાના નથી, એટલુંજ નહિ પણ તે તો મારૂં બધું ડૂબાડવા બેઠા છે, મારી ગુલબાઇને તેણે કોણ જાણે ક્યાં સંતાડી છે કે તેનો પત્તોજ મળતો નથી. બુઢ્ઢાની બુદ્ધિ ફરી ગઇ છે! તમે જાણતા નહિ હો કે સ્ત્રીજાતપર મને બહુ શ્રદ્ધા નથી, પણ ગુલબાઇની વાતજ જૂદી છે; એવી સુંદરી આ બાગમાં કોઈ નથી, તે મને બહુજ ચાહે છે, પરંતુ પિતાજીના જુલમ આડે તેની સાથે મોજ કરવાની પણ મને ફુરસદ નથી. પિતાજીએ જ્યારથી તેને દૂર કરી છે, ત્યારથી હું નમાયાં છોકરાંની માફક ટળવળું છું, મારાં જીવનમાં સુખ નથી; મને જીવવાની ઇચ્છા નથી—"જહાંગીરજીએ ખીસાંમાંથી રૂમાલ કાઢી આંખો લૂછી; નિદારૂણ વિરહયંત્રણાથી તેનું હૃદય ચિરાતું હતું."

આ કરૂણ દૃશ્ય જોઇ નવરોજીએ મહા મહેનતે હસવું ખાળ્યું, તે સહાનુભૂતિ દર્શાવતો બોલ્યો, "આપ આટલા બધા હતાશ થશો નહિ, વિપત્તિમાં ધૈર્ય રાખવું એજ આપણું કર્તવ્ય છે."

જહાંગીરજી બોલ્યો, "તમે તો માસ્તરની પેઠે ઉપદેશ આપી છુટશો, મારૂં મન અસ્થિર થઇ ગયું છે. પિતાજી મૂસાબાદ ગુલબાઇ સાથે વિવાહ કરી હું સુખી થઇ શકત, પરંતુ યમરાજા પણ પિતાજી તરફ નજરે નાખતો નથી; બુઢાનાં પાકાં હાડકાં તરફ તેની રૂચિ લાગતી નથી! કેવળ પિતાજીનો દોષ નથી, કોણ જાણે ક્યાંથી એક વકીલ આવી ચડયો છે; હું જાણી શક્યો છું કે એ વકીલની સલાહથીજ પિતાજીએ ગુલબાઇને સંતાડી છે."

નવરોજીએ પૂછ્યું, "એ વકીલનું નામ શું છે?

જહાંગીરજીએ કહ્યું, "તેનું નામ બમનજી છે; ભારે તરકટી માણસ છે! એક દિવસ અંધારામાં તેને પકડી ખૂબ માર્યો હોય તોજ મારો ગુસ્સો જાય"

આટલી વાતચીત થયા પછી કામાસાહેબે નવરોજીને બોલાવ્યો.

નવરોજીએ જહાંગીરજીને કહ્યું, "હું એક વખત આપના પિતાને મળી આવું; તેની સાથે આપના સંબંધમાં વાતચીત કરીને નક્કી થશે તે આપને જણાવી જઇશ."

નવરોજીએ કામા સાહેબ પાસે આવી કહ્યું, "આપે મને પૈસાની મદદ આપવા મરજી બતાવી છે, તો અત્યારે મારે કંઇ જરૂરી કામ સબબ દશહજાર રૂપીઆની જરૂર છે; મારાપર વિશ્વાસ રાખી આપ એ રૂપીઆ કરજે આપી શકશો?"

વૃદ્ધ બોલ્યો, "તને ન આપું, એવું કશું નથી, રૂપીઆ લઇ જા; પરંતુ તને હું વિનતિ કરૂંછું કે જો તું જહાંગીરજીને ઉપદેશ આપી સારે રસ્તે ચડાવશે તો મારાપર તારો બહુ ઉપકાર થશે."

નવરોજી બોલ્યો, "હું ખૂબ પ્રયત્ન કરીશ, એ માટે હું તેને પાછો મળું છું."

રૂપીઆ લઇ નવરોજી પાછો જહાંગીરજી પાસે આવ્યો. તેને જોતાંજ જહાંગીરજી બોલ્યો, "બુઢાએ શું કહ્યું?"

નવરોજીએ કહ્યું, "તમારાપર તેમને બહુ ગુસ્સો છે. પરંતુ મેં તેને નરમ પાડયા છે."

જહાંગીરજીએ કહ્યું, "નરમ થયે મારૂં શું વળે, તે ગુલબાઇને છોડી દેશે?"

નવરોજીએ કહ્યું, "હા, પરંતુ આપને કબૂલ કરવું પડશે કે

આપ હવેથી ખરાબ રસ્તે ચઢશો નહિ, નકામા રૂપીઆ ઉપાડશો નહિ; એટલુંજ નહિ પણ આપ તેનું વચન પણ પાળશો આવી કબૂલાત આપી હું આપને માટે દશહજાર રૂપીઆ લાવ્યો છું."

જહાંગીરજી બોલ્યો, "રૂપીઆ લાવ્યા છો? બહુ સારૂં કામ કર્યું છે! રૂપીઆ લાવો."

નવરોજી બોલ્યો, "રૂપીઆ તો આપના માટેજ લાવ્યો છું, પરંતુ જ્યાં સૂધી દસ્તાવેજો મારા હાથમાં ન આવે, ત્યાં સુધી તે રૂપીઆ આપને દઇ શકતો નથી."

જહાંગીરજી ગુસ્સાથી બોલ્યો, "એ બુઢાએ તમને એ સલાહ આપી લાગે છે; વારૂ ચાલો, મારા શાહુકાર આદમજી પાસેજ આપણે જઇએ."

જહાંગીરજી પોશાક પહેરી મ્યુચ્યુઅલ લોન સોસાયટીની ઑફિસ તરફ ચાલ્યો.

મુંબાઈ શહેરની બેંકસ્ટ્રીટપર આ સોસાયટીની ઑફિસ છે, શરાફી ધંધો કરવો એજ એ મંડળીનો હેતુ હતો; પરંતુ સોસાયટીનો મેનેજર આદમજી ઘણા ઉછરતા ધનવાન યુવકો પાસે મોટી રકમના દસ્તાવેજો લખાવી લઇ થોડા રૂપીઆ કરજે આપતો. જહાંગીરજી આદમજીના ફોળીઆમાં ઝંપલાઈ પડયો હતો.

## પ્રકરણ ૨૧ મું

### બનાવટી દસ્તાવેજ

નવરોજી અને જહાંગીરજી બંને બેંકસ્ટ્રીટમાંની મ્યુચ્યુઅલલોન સોસાયટીની ઑફિસે આવી મેનેજરની શોધ કરવા લાગ્યા એક કારકુને કહ્યું કે, "મેનેજર સાહેબ પોતાની ઑફિસમાં તેમના મિત્ર પેસ્તનજી શાપુરજી સાથે વાતચીત કરે છે; આપ જરા બેસો."

નવરોજી પેસ્તનજી શાપુરજીનું નામ સાંભળી ચંચળ થઈ ગયો; તેને યાદ આવ્યું કે આ પેસ્તનજી જ તરકટ કરી કર્ણેલિયાને વરવા તૈયાર થયો છે; કોઇપણ યુક્તિ વડે તેણે મેતાસાહેબ અને અમિનાને પોતાના પક્ષમાં લીધાં છે; અને તેનાં કરતુકો ઉઘાડાં પાડવા માટેજ પોતે દસ્તુરસાહેબ અને રમલાબાઇ સાથે મસલત કરી છે. પેસ્તનજી

ક્યા હેતુથી, કોનું બુરૂં કરવા અહીં આવ્યો છે, તે તે જાણી શક્યો નહિ.

જહાંગીરજી, નવરોજી તરફ ધ્યાન ન આપતાં એક ખુરશીપર બેઠો બેઠો ચિરૂટ ફુંકવા લગ્યો, તેણે નવરોજીને પૂછ્યું, "તમે પેસ્તનજી શાપુરજીને ઓળખો છો?"

નવરોજીએ જવાબ ન આપ્યો.

જહાંગીરજીએ વિચાર્યું કે નવરોજી તેને ઓળખતો નહિ હોય માટે ચૂપ રહ્યો છે; તે જરા ઉચ્ચ અવાજે બોલ્યો, "તમે કેવા માણસ છો? પેસ્તનજી શાપુરજીને ઓળખતા નથી? તે મારો જૂનો દોસ્ત છે; અમે બંનેએ સાથે જુગાર ખેલી કેટલાય પૈસા ઉઠાવ્યા છે. તેની પાસેથી અત્યારે પણ મને ઓછામાં ઓછા બેહજાર રૂપીઆ મળશે."

અકસ્માત નવરોજીનું મુખ પ્રફુલ્લ થઈ ગયું; તે વિચારતો હતો કે મારે કેવી રીતે પેસ્તનજીપર લક્ષ રાખવું; જહાંગીરજીનાં વાક્યો સાંભળી તેને એક વિચાર સૂઝ્યો; તેણે નક્કી કર્યું કે આ બાબતમાં મારે જહાંગીરજીની મદદ લેવી. તે ઉત્સાહપૂર્વક બોલ્યો, "પેસ્તનજી શાપુરજી આપનો જુનો દોસ્ત છે?"

જહાંગીરજીએ કહ્યું, "તે મારો ભયંકર મિત્ર છે! મને તેની જરેજર ઓળખાણ છે. એક બીજી વાત તમે નહિ જાણુતા હો, એક યુવતી સાથે પ્રેમ કરવા જતાં એ બિચારો વહન લેવાઇ ગયો છે! પ્રેમમાં ને પ્રેમમાં તેનાં માથાના વાળપણ વેચાઈ ગયા છે; એના જેવો લંપટ દુનિયામાં બીજો કોઇ નથી."

જહાંગીરજીનો આ વાક્યસ્રોત ક્યાં સુધી ચાલત તેનું ઠેકાણું નહોતું, પરંતુ એકાએક તેનાં વાક્યો બંધ પડ્યાં; સામેનું એક બારણું ઉઘાડી પેસ્તનજી શાપુરજી આદમજી સાથે તે ઓરડામાં આવ્યો. પેસ્તનજીનાં લુગડાં અતિશય મુલ્યવાન હતાં, હાથમાં હથીદાંતની નકશીવાળી લાકડી હતી, મુખમાં સુગંધી ચિરૂટ હતી.

નવરોજીએ એક વખત વાંકી નજરે પેસ્તનજીને પગથી તે માથાં સુધી જોઇ લીધો; એવો જોઇ લીધો કે વીસવરસ પછી પણ તે તેની આબેહુબ છબી આંકી શકે. પેસ્તનજીની નાની અને ચંચળ આંખો જોઈ તે સમજી ગયો કે હંમેશાં તેના મનમાં કોઇ વિપત્તિની બ્હીક છે. તેણે એ પણ જોઇ લીધું કે દરરોજ મદ્યપાનથી, રાતનાં જાગરણુથી, ઉત્તેજનના જનક નાના પ્રકારનાં વ્યસનોથી, અને અપરિમિત ઇંદ્રિયપરાયણતાથી તે અકાળે વૃદ્ધ થયો છે.

જહાંગીરજીની સાથે પેસ્તનજી શાપુરજીની નજર જતાંજ પેસ્તનજી એક કુદકો મારી જહાંગીરજી પાસે આવી ચડયો અને તેના બંને હાથ પકડી હલાવતો હલાવતો કહેવા લાગ્યો, "કેમ છે યાર? ઘણા દિવસથી મળ્યા નથી."

જહાંગીરજીએ કહ્યું, "જુએ છે તો ખરો કે હજુ હું મરી તો નથી ગયો; બુઢો થઇ તારી સ્ફુર્તિ તો વધતી જણાય છે!"

પેસ્તનજી તે વાતમાં ધ્યાન ન આપતાં આદમજી તરફ જોઇ ધીમેથી બોલ્યો, "ત્યારે હવે કશી ગોલમાલ નથી, તમે જેમ બને તેમ જલદી માણેકજી ફરામજી અને જમશેદજીને મળશો; આજેજ મળશે તો ઘણું સારૂં."

આ વાત નવરોજીના કાનમાં પહોંચી કે તરત તે ચમકયો; તેણે માણેકજી ફરામજી અને જમશેદજીનું નામ પહેલાં સાંભળ્યું હતું; તેને સંદેહ આવ્યો કે આ તરકટમાં તેઓપણ ભેળાયા છે. તેનું હૃદય ચિંતામાં પરોવાયું.

આદમજી બોલ્યો, "આજ સવારે હીરાજી મારી પાસે આવ્યો હતો, તેણે મને કહ્યું હતું કે આજ સાંજરે ચાર વાગે તમે મારા શેઠને મળશો, તમે પણ આવશો કે નહિ?"

પેસ્તનજી બોલ્યો, જો વખત મળશે તો આવીશ, હવે જાઉં છું."

પેસ્તનજી ગયો, જતી વખતે તેણે જહાંગીરજી તરફ જોઈ માથું નમાવ્યું, નવરોજી જેવાં ક્ષુદ્ર માણસને તે જોઇ પણ શકયો નહિ! પેસ્તનજીના ગયા પછી નવરોજી અને જહાંગીરજી આદમજીની ઑફિસમાં ગયા, ખુરશી પર બેઠા પછી જહાંગીરજીએ પૂછયું "તમે મને કેટલાક રૂપીયા આપ્યા છે, તે તમને યાદ છે?'

આદમજી બોલ્યો, "હા, આપ શું હજુ રૂપીઆ માગો છો?"

જહાંગીરજી બોલ્યો, "આપની બહુ કૃપા થઇ? રૂપીઆ આપી આપે મારા પર બહુ ઉપકાર કર્યો છે, પણ હવે વધુ ઉપકારની જરૂર નથી. હું આપની મિલ્કત પાછી આપવા આવ્યો છું; મારા દસ્તાવેજ મને પાછા આપી રૂપીઆ લઇ લો, "

એક ક્ષણમાં આદમજીનું મુખ ફીકું પડી ગયું, તે તરતજ આત્મસંવરણ કરી બોલ્યો "દેવું વાળવા માટે આપ આટલા બધા ઉતાવળા શા માટે થાઓ છો? આપે તો રૂપીઆ લીધાં એક માસ પણ થયો નથી."

જહાંગીરજી બોલ્યો, " એવી કંઇ સરત નહોતી કે એક માસ પૂરો ન થાય ત્યાં સુધી હું મારૂં દેવું ન વાળી શકું ! તમને તો હું વ્યાજ છોડી દેવાનું કહેતો નથી, રૂપીઆ લાવ્યો છું. દસ્તાવેજ લાવો. "

આદમજી બોલ્યો,"અત્યારે તે દસ્તાવેજ તમને આપી શકીશ નહિ."

જહાંગીરજીએ પૂછ્યું, " કેમ ? " આદમજી ક્ષણવાર આનાકાની કરી બોલ્યો, " દસ્તાવેજો મારી પાસે નથી."

જહાંગીરજી અત્યંત ગુસ્સે થઈ બોલ્યો, "એ કેવી વાત ! મારા દસ્તાવેજો બીજાને આપવાનો શો હેતુ છે ? "

આદમજીએ કહ્યું "મારે રૂપીઆની જરૂર પડવાથી એ દસ્તાવેજો વેચી નાખ્યા છે. "

આ વાત સાંભળી જહાંગીરજીનાં વિસ્મયની સીમા રહી નહિ; તે ઉત્તજિત થઇ બોલ્યો, " મારા એ દસ્તાવેજો સાધારણ દસ્તાવેજો જેવા નહોતા, એ બીજા પાસે વેચતાં આપે ભારે અન્યાય કર્યો છે; વારૂ, તમે તે ગમે ત્યાં વેચ્યા હોય, ત્યાંથી મને અત્યારેજ લઇ આપવા પડશે. "

આટલીવાર પછી નવરોજી બોલ્યો, " જહાંગીર સાહેબ સાચી વાત કહે છે, આપે તેને પાંચ હજાર રૂપીઆ કરજે આપ્યા હતા, તેમાં કંઇ વાંધા જેવું નહોતું; પરંતુ એટલી નજીવી રકમ માટે આપે તેને ખોટી સહી કરવાની સલાહ આપી, તે આપના જેવા માણસને યોગ્ય નહોતું. "

આદમજીના માથે આકાશ તૂટી પડયું; તે વિસ્મય પામી બોલ્યો, " આપ શું કહો છો સાહેબ, તે દસ્તાવેજમાં જહાંગીરજી સાહેબે ખોટી સહી કરી હતી, એની મને ખબર નહોતી. મેં જહાંગીરજી સાહેબને કહ્યું હતું કે આપ હજુ આપની પિતાની મિલ્કતના ખરા ધણી નથી, અમારી સોસાઇટી તેવા માણસોને પૈસા આપતી નથી, આપ જો દસ્તાવેજમાં આપની સહી સાથે બીજા કોઈ આબરૂદાર માણસની સહી કરાવી આવે તો આપને રૂપીઆ આપવામાં કંઈ અડચણ નથી. એ વાત સાંભળી તેણે દસ્તાવેજમાં પોતાની સહી કરી, માણેકજી ફરામજીની સહી પણ કરાવી લાવી રૂપીઆ લઇ ગયા; આમાં ક્યું કામ ખોટું થયું છે, તે હું જાણી શકતો નથી. "

અત્યાર સુધી જહાંગીરજી બન્નેની વાત સાંભળતો હતો, આ બધું સાંભળી તે સ્થિર રહી શક્યો નહિ, તે ગર્જના કરી બોલ્યો, " તારી કેવી વાત છે રાસ્કલ? મેં જ્યારે રૂપીઆ માટે દસ્તાવેજ લખી આપવાનું કહ્યું, ત્યારે તેં મને કહ્યું કે, " આપ ઉમર લાયક નથી, અત્યારે આપના દસ્તાવેજની કંઇ કિંમત નથી, આપ આ દસ્તાવેજની નીચે એક બીજું નામ લખી આપશો, તો રૂપીઆ આપવામાં કંઇ અડચણ નડશે નહિ "—એમ કહી તેં કોણ જાણે ક્યાંથી માણેકજી ફરામજીની સહી લાવી મને બતાવી કહ્યું, " આપનાં નામની નીચે આ નામ બરાબર આ રીતેજ લખો, મેં ધાર્યું કે એમાં કંઇ દોષ નથી; તેથી મેં તે નામ પણ લખી આપ્યું. અત્યારે તું નિર્લજ્જની માફક કહે છે કે હું તો કંઇ જાણતો નથી, તમે તમારી ઇચ્છા પ્રમાણે બનાવટી સહી કરી છે! જુગારી, બદમાસ! "

આદમજી લાલચોળ મુખ કરી બોલ્યો, " સાહેબ, આ વેશ્યાનું ઘર નથી. પણ આબરૂદાર ગૃહસ્થની ઑફિસ છે, કંઇપણ કહેવું હોય તો ગૃહસ્થ માણસની પેઠે કહો. "

જહાંગીરજી બોલ્યો, " તમારો વ્યવહાર જોઇ મને લાગે છે કે તમે તો શું પણ તમારી કોઇ પેઢી ગૃહસ્થ માણસ જેવી થઇ નથી, મારી સાથે તમે છેતરપીંડી કરી છે, તેનું ફળ તમારે ભોગવવું પડશે. "

નવરોજી બોલ્યો, " આપ જાણતા હતા છતાં શા માટે એ દસ્તાવેજ બીજાને વેચ્યા? આપે અત્યંત વિશ્વાસઘાત કર્યો છે. એ દસ્તાવેજ જો કોઇપણ રીતે માણેકજી ફરમાનજીના હાથમાં જઇ પડે તો તે જહાંગીર સાહેબને કેટલા હેરાન કરી શકે, તેનું આપને ભાન છે?"

આદમજી બોલ્યોઃ—"તે માટે જહાંગીર જવાબદાર છે, બીજાને નામે તરકટી સહી કરતી વખતે તેણે એ વિચાર કરવો હતો. "

નવરોજી બોલ્યોઃ—" હવે તર્ક કરવાથી શો ફાયદો; દસ્તાવેજો શી રીતે પાછા મળશે તે કહો. આપે તે કોને વેચ્યા છે? "

આદમજી બોલ્યોઃ—" તે મને યાદ આવતું નથી. "

નવરોજ ઉત્તેજિત ભાવે બોલ્યો, " ઘડપણથી આપની સ્મરણશક્તિ અત્યંત કમી થઇ ગઇ છે; આપની સ્મરણશક્તિ જેથી પ્રબળ થાય, તેટલી લાતો આપને મારવી પડશે. "

આદમજી બોલ્યો, " આપ શું મને બ્હીક બતાવો છો? "

નવરોજી બોલ્યો, " અમે ગમે તે ઉપાયે દસ્તાવેજો લઇશું તે

પછીજ આપને છોડીશું."

આદમજી કંઇ પણ વાત ન કહેતાં ખુરશી પરથી ઉઠયો અને બહાર જવા લાગ્યો.

નવરોજી તેનો હેતુ જાણી જઈ બારણાં વચ્ચે ઉભો રહી ઉશ્કેરાઈ જઇ બોલ્યો:—"પ્રથમ મારી વાતનો જવાબ આપો, તે પછી અહિંથી જઈ શકશો. કોઇપણ રીતનો શોરબકોર કરશો તો અહિં જ આપને બેઈજત થવું પડશે."

આદમજીએ જોયું કે આ યુવક આગળથી જતું સહેલું નથી, તે પોતાનાં વચનો ખરાં પાડે તેવો છે. તે જરા નરમ થઈ ને બોલ્યો:—"દસ્તાવેજો કોને વેચ્યા છે, તે મારી નોંધ જોયા સિવાય કહી શકાય નહિ."

નવનોજી બોલ્યો, "ત્યારે આપ નોટ જોઈ અમને કહો પરંતુ અમારા પશ્નોનો જવાબ આપ્યા સિવાય જઇ શકશો નહિ."

આદમજીએ તે ઓરડામાંના એક કબાટ ઉઘાડી એક ચોપડી બહાર કાઢી; ચોપડીનાં પાનાં ફેરવી બોલ્યો:—"એ દસ્તાવેજો મેં બાપુભાઇ મોતીવાળા નામના ઝવેરીને વેચ્યા છે."

આ વાત સાંભળી નવરોજીનો સંદેહ પ્રબળ થઇ ગયો; આ એક ભયંકર તરકટનું પરિણામ છે, એ તે સ્પષ્ટ જાણી ગયો. તેણે પૂછયું, "બાપુભાઇ પાસે દસ્તાવેજો છે કે ?"

આદમજી બોલ્યો:—"તે વાત હું કહી શકતો નથી."

નવરોજી બોલ્યો:—"વારૂ અમે તેની શોધ કરીએ છીએ; પરંતુ આપ નક્કી જાણજો કે આ બાબતમાં કંઇપણ ગોલમાલ થશે તો આપ સહેલાઇથી છટકી શકશો નહિ."

નવરોજી જહાંગીરની સાથે આદમજીની ઑફીસમાંથી બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૨૨ મું

---

### ડાહ્યે ડાહ્યાનો મેળાપ.

રસ્તા પર આવી નવરોજીએ જહાંગીરને કહ્યું:—"આદમજીના મનમાં કંઈ બુરો હેતુ છે, તેણે કહ્યું કે દસ્તાવેજો મોતીવાળા પાસે વેચ્યા છે, તે ખરૂં છે કે નહિ તે જાણવું જોઇએ."

જહાંગીર બોલ્યો:—"ત્યારે ચાલો, મોતીવાળાની દુકાને જઇએ."

બંને મોતીવાળાની દુકાને પહોંચ્યા, મોતીવાળો કોઇ સાથે વાત ચીતમાં રોકાયો હતો; એટલે તેઓ દુકાનમાં ભમવા લાગ્યા. તે વખતે કેટલીક આબરૂદાર પારસી સ્ત્રીઓ દુકાનમાં હીરા મોતીનાં આ-ભુષણો તપાસતી હતી. સ્ત્રીઓમાં રમલાબાઇ સાહેબાને જોઈ નવરોજીના આશ્ચર્યની સીમા રહી નહિ; થોડા રોજ પહેલાં મોતીવાળાએ તેને ફરી હેરાન કરી હતી, તે નવરોજીથી અજાણ્યું નહોતું; તે રમલાબાઇને મળવું કે ન મળવું તેના વિચારમાં હતો; પરંતુ તેવામાં રમલાબાઇની નજર નવરોજી પર પડી, અકસ્માત આંખ મળતાંજ રમલાબાઈ શરમાઇ ગઈ; તેણે મહામહેનતે પોતાની લાગણી છુપાવી એક બે ડગલાં આગળ વધી નવરોજીને સલામ કરી પૂછ્યું, " આપ અહિં ક્યાથી ! "

નવરોજી બોલ્યો:—"જરા કામે આવ્યો છું, આપની સાથે અહિં મેળાપ થશે તે મેં ધાર્યું નહોતું."

રમલા બોલી:—" આપ મને અહિં જોઇ નવાઈ પામ્યા હશો. આપને નવાઇ પામવાનું કારણ હશે; પરંતુ આપ જાણતા નહિ હો કે મને શરમ કે માન-અપમાન જરાપણ નથી. આપની સાથે મારે જરા વાત કરવાની છે; અહિં ઘણા લોકો ફરેછે, જરા આગળ ચાલો. "

દુકાનના જે ભાગમાં લોકોની આવજા બહુ નહોતી, ત્યાં બંને આવી પહોંચ્યાં રમલાએ નવરોજીને કહ્યું " દીનશાના કહેવાથી આપનાં કંઇ કામ સબબ મેં મોતીવાળાને માફી આપી છે, અને તે માટે હું અહિં આવી છું, દીનશા પેસ્તનજી શાપુરજીના સંબંધમાં કેટલુંક જાણી શકી છું; મેતા સાહેબ એવા માણસને કન્યા આપવા તૈયાર થયા છે. તેનું કારણ નક્કી કરવું કઠણ છે, છતાં એટલું તો નક્કી છે કે કોઇ તેના કાન પકડી આ કામ કરાવે છે! આપણે પણ એ અભાગીઆ પેસ્તનજીનો કાન પકડી એક ગૃહસ્થનું બુરૂં કરતાં નહિ અટકાવીએ તો બહુજ ખરાબ થવાની વકી છે. ; આથી ઘણા આબરૂદાર ગૃહસ્થોનું બુરૂં થશે.

નવરોજીએ ધીમેથી કહ્યું:-" મેં તેના પર નજર રાખી છે."

રમલા બોલી કેવળ નજર રાખવાથી શું થાય ? તેનું આવરણ કાઢી નાખવું પડશે. તે જાણે છે કે તેમને માટે હું ખુબ પ્રયત્ન કરૂં છું! કાલે હું તેને મેતા સાહેબને બંગલે લઇ જઇશ."

નવરોજી કંઇ પણ ન બોલતાં રમલા સામું જોઇ રહ્યો.

રમલા બોલવા લાગીઃ–" એક દિવસ હું મેતા સાહેબને ઘેર ગઈ હતી; પહેલાં તો સ્વામી સ્ત્રી વચ્ચે બોલચાલનો પણ સંબંધ નહોતો, પણ અત્યારે તો બંને હેત હેતના ટુકડા બની ગયાં છે ! આ અતિ પ્રેમનું લક્ષણ સારૂં નથી. મને લાગે છે કે બંને કોઈ પણ અતર્કિત વિપત્તિની શંકાથી પરસ્પર સહાયના કરી આત્મરક્ષા કરવા માગે છે. પરંતુ તેના હાવભાવ પરથી જણાય છે કે તેઓનાં હૃદયમાં બિલકુલ શાન્તિ નથી; એટલુંજ નહિ પણ કર્ણેલિયાનું સરલ મુખડું જોઈ મને તો આંસુ આવે છે, તેઓ પણ કન્યાનાં મુખ સામું જોઇ શકતાં નથી. આ ઉપરથી હું અનુમાન કરૂં છું કે કોઇ વિપત્તિ માંથી છુટકો મેળવવા માટે તેઓ પોતાની પુત્રીનું બળિદાન આપવા માગે છે ! "

નવરોજીએ દીલગીર થઇ પૂછ્યું:–" કર્ણેલિયાના વિચારો કેવા છે ? "

રમલા બોલીઃ–" એવી છોકરી મેં કદી જોઈ નથી. કેવો અદ્ભુત આત્મત્યાગ, છતાં તે સાથે કેવું ધૈર્ય ! તે હૃદયમાં દારૂણ દુઃખ ભોગવે છે; પરંતુ તે પોતાનો મનોભાવ પોતાનાં માબાપને જણાવા દેતી નથી, તે તો પહેલાંનીજ માફક જ ગંભીર જણાય છે. વિદ્રોહી અંતઃકરણ સાથે લડાઇ કરી કરી તે બહુજ દુબળી બની ગઈ છે; તે કંઇ દરદ છે કે નહિ, તે જાણવા માટે એક વખત મેં તેના શરીરપર હાથ મૂક્યો, મારો હાથ દાઝી ગયો ! કર્ણેલિયાની દાસી ઈસુબાઇએ કહ્યું:–" કર્ણેલિયા ધીમે ધીમે આત્મહત્યા કરે છે ! "

નવરોજીએ આ બધી વાતો સાંભળી, તેની આંખોમાં આંસુ ભરાયાં.

થોડી મિનિટ પછી બાપુભાઇ મોતીવાળાએ જહાંગીરજી પાસે આવી કહ્યું:–" આપ ક્યારે આવ્યા ? આપને જોઈ બહુ આનંદ થયો. આપ આપની પ્રિયતમા ગુલબાઈ માટે કંઇ ખરીદવા આવ્યા લાગો છો ? "

નવરોજીએ જહાંગીરજીને કંઈ પણ બોલાવવાનો વખત ન આપતાં કહ્યું:–" અમે એક બીજાં જરૂરી કામે આવ્યા છીએ. મારા મિત્ર જહાંગીરજી કંઇ કામ સબબ થોડા વખત માટે બહારગામ

જવાના છે. અહિંથી જતાં પહેલાં તેઓ પોતાનું દેણું ચૂકતે કરી જવા માગે છે, મેં સાંભળ્યું છે કે તેના કેટલાક દસ્તાવેજો આપની પાસે છે."

મોતીવાળાએ કહ્યું:–" મને મ્યુચ્યુઅલ લોન સોસાયટી પાસેથી જહાંગીરજી સાહેબ અને માણેકજી ફરામજીની સહીનો પાંચ હજાર રૂપીઆનો દસ્તાવેજ મળ્યો હતો."

જહાંગીરજી આગ્રહપૂર્વક બોલ્યો:–" એ બધા દસ્તાવેજો હાલ કયાં છે ?"

મોતીવાળાએ કહ્યું:–" ઝવેરાતની કિંમત બદલ મેં તે ભીખાજી માણેકજી નામના ઝવેરીની હેડ ઑફિસમાં મોકલાવી દીધા છે, તેની હેડ ઑફિસ અમદાવાદમાં છે; થોડાજ દિવસમાં તે બધા દસ્તાવેજો દસ્તાવેજને બદલે રૂપીઆમાં બદલાવવાને માટે માણેકજી ફરામજીની દુકાને આવશે. મારે જરા જરૂરનું કામ છે, તે માટે અહિં વધુ થોભી શકતો નથી, તસ્દી માફ કરશો."

હવે ત્યાં રહેવાથી કંઈ ફાયદો થવાનો નથી એમ જાણી તેઓ બંને મોતીવાળાની દુકાનેથી ચાલ્યા ગયા; રસ્તામાં આવી નવરોજીએ જહાંગીરજીને કહ્યું:–" મને લાગે છે કે આપ તરતમાંજ વિપત્તિમાં આવી પડશો; આપે અવિલંબે આત્મરક્ષા કરવાને તૈયાર થઈ રહેવું પડશે."

સ્થૂળ બુદ્ધિવાળા જહાંગીરજીએ પૂછ્યું:–" કેમ ?"

નવરોજીએ કહ્યું:–" એ બધા દસ્તાવેજો નક્કી માણેકજી ફરામજીના હાથમાં ગયા છે; આપે તેના નામની ખોટી સહી કરી છે, તેથી તે અનાયાસે આપને જેલમાં પુરાવી શકે; અને જો તે તેમ નહિ કરે તો તે આપની પાસે માણસ મોકલી કહેવરાવશે કે 'તમે મારા નામની ખોટી સહી કરી છે, જો પાંચ હજાર રૂપીઆ આપશો, તો હું તમને છોડી દેવા તૈયાર છું, નહિ તો તમારૂં શું થશે તે તો જાણતાજ હશો."

આ વાત સાંભળી જહાંગીરજી અતિશય ગુસ્સે થઈ ગયો, "જે મારી પાસે આમ લાંચ માગશે તેને હું મારમારી કાઢી મૂકીશ; ત્યાર પછી તે મારા પિતા પાસે ભલે જાય, હું એ બુઢ્ઢાની પરવા કરતો નથી."

નવરોજી બોલ્યોઃ–" તમે પરવા ન રાખો, પણ ત્યાર પછી તે ફરિયાદ કરશે અને અદાલતમાં ખોટી સહી સાબિત થશે, ત્યારે આપ છૂટી શકશો નહિ."

જહાંગીરજીએ પૂછ્યુંઃ—"ફરિયાદ કરતાં હું હારૂં તો શું થાય?"

નવરોજી બોલ્યોઃ–" અંગ્રેજોની અદાલતમાં ખોટી સહિને માટે ફાંસી પણ થઇ છે, ઇતિહાસમાં એવું વાંચ્યુ છે."

આ વખતે જહાંગીરજી અત્યંત બીજાઇ બોલ્યો, " એકેવારે ફાંસી? જીવતાં માણસને ગળે દોરી બાંધી લટકાવી દેશે?"–

જહાંગીરજી ભયથી પોતાનાં ગળાંપર હાથ દાબવા લાગ્યો; ત્યાર પછી કાતર ભાવે બોલ્યોઃ–' ના, ના, હું ફાંસી જઇ શકીશ નહિઃ તેનાં કરતાં આપઘાત કરવો એ સારૂં છે."

નવરોજી બોલ્યોઃ–" આપ શું આપઘાત કરી શકશો?"

જહાંગીરજી બોલ્યોઃ–' એવું સાહસ મારામાં બહુ છે, તમને વિશ્વાસ ન હોય તો કહો, જુઓ, હું અત્યારેજ અહિં ઉભો ઉભોજ આપઘાત કરતો હતો. પરંતુ આમ રસ્તામાં કરવો એ ઠીક નથી. એમ માની મેં ધાર્યું છે કે ઘેર જઇ આપઘાત કરીશ તોએ ચાલશે. ક્યાં ઉતાવળ છે."

નવરોજીએ અતિ કષ્ટે હસવું ખાળ્યું. તેણે કહ્યુંઃ-" ના, ના, હાલમાં તો તમારે એ સાહસ બતાવવાની જરૂર નથી, આપઘાત કર્યા સિવાય આ બાબતની મીમાંસા થઇ શકે તેમ છે; પરંતુ આપ અતિશય ચંચળ છો,તે માટે મને બ્હીક લાગે છે હું આ વિપત્તિમાંથી આપને બચાવીશ; પરંતુ આપને જે વખતે જે કરવાનું હું કહું, તે વખતે તે પ્રમાણે કરશો આ ઠરાવમાં આપ સંમતિ આપો છો?"

જહાંગીરજી બોલ્યોઃ–" હા, બહુજ ખુશી છું, પરંતુ મારી ગુલ-બાઇ નાસી ન જાય."

નવરોજી બોલ્યોઃ–" એ બાબતમાં આપ નચિંત રહો હું કાલેજ તેની શોધ કરીશ; હવે હું જાઉં છું, મારે ઘણું કામ છે."

નવરોજી અધવચમાં ગાડીમાંથી ઉતરી ગયો.

નવરોજીને એકાએક યાદ આવ્યું કે પેસ્તનજીએ આદમજીને ચાર વાગે જમશેદજીને મળવાનું કહ્યું હતું. તરતજ તે આદમજીની પાછળ જવા પગ પાળો મ્યુચ્યુઅલ લોન સોસાયટીની ઑફિસ તરફ ચાલ્યો;

તે સમજ્યો હતો કે જમશેદજી આ તરફ તરકટનો એક નાયક છે, માટે જમશેદજી કોણ છે, તેનું ઠેકાણું કયું છે, તેનો હેતુ શો છે, તેની શોધ કરવી એ તેને અતિશય જરૂરનું કામ લાગ્યું.

ચાર વાગ્યા પહેલાં તે મ્યુચ્યુઅલ લોન સોસાયટીની ઑફિસ પાસેની એક હોટલમાં આવી પહોંચ્યો, અને ત્યાંથી એક પ્યાલો ચાહ અને કંઇક ખાવાનું લઇ જાળી પાસે ખાવા બેઠો. તે દરમિયાન આદમજી પોતાની ઑફિસમાંથી નીચે ઉતર્યો.

આદમજી લગાર દૂર ગયો એટલે નવરોજી થોડે દૂર રહી તેની પાછળ ચાલવા લાગ્યો, આદમજી છેવટે જમશેદજીનાં દાસાશ્રયમાં આવી પહોંચ્યો. નવરોજીએ મકાન ઓળખી રાખ્યું; પરંતુ તરતજ તે પાછો ફર્યો નહિ, દૂર એક ગલીને નાકે ઉભો રહ્યો.

લગભગ અરધા કલાક પછી જમશેદજી આદમજી અને ડોકટર લલ્લુભાઇ દાસાશ્રયમાંથી બહાર આવ્યા. નવરોજીએ તે ભાગમાં રહેતા અકાદ બે માણસોને પૂછ્યું. જમશેદજી અને ડોકટરને ઓળખી લીધા.

નવરોજી આ ત્રણે માણસો પાછળ જવું કે નહિ, તેનો વિચાર કરતો હતો, એ વખતે તેની પીઠે કોઇનો હાથ પડયો; તેણે પાછું જોયું તો તેના પરમ મિત્ર દસ્તુર સાહેબને હસતા હસતા ઉભેલા જોયા!

નવરોજીની નવાઇ દૂર થાય, તે પહેલાં દસ્તુર સાહેબે કહ્યું, "હું અરધો કલાક થયાં તમારી રાહ જોતો હતો; ત્યાર પછી ફરતો ભાગ્યજોગે આ તરફ આવી ચડયો; અહિં તમે શા માટે ઉભા છો તે પૂછીશ નહિ; પરંતુ ચાલો, અહિંથી દૂર જતા રહીએ."

બંને થોડે દૂર ગયા એટલે દસ્તુર સાહેબે કહ્યું:-" પેસ્તનજી શાપુરજીના સંબંધમાં મને ઘણી ખબરો મળી છે; તેના જેવો નરાધમ પૃથ્વીપર કોઇકજ હશે. તેણે કર્ણેલિયા સાથે વિવાહ કરવાને એક મંડળ બાંધ્યું છે; તોપણ સૌભાગ્યનો વિષય એ છે કે તે તમને ઓળખતો હોત તો તે તમારે ગળે છરી ફેરવવાને પણ અચકાત નહિ."

નવરોજી બોલ્યોઃ-" મને ઓળખે છે કે નહિ, તે હું બરાબર કહી શકતો નથી, કારણ કે રસ્તે ચાલતાં ચાલતાં ઘણી વખત મને લાગે છે કે કોઇએ મારો પીછો પકડયો છે. તેઓ મને ઓળખતા હોત, તો કદી પણ મારી પાછળ જાસુસ ભટકતા ન હોત."

દસ્તુર સાહેબે કહ્યું:-" તમારી વાત ખરી હોય, તો તમારે

બહુજ સાવચેતી રાખવાની છે; તમારાં પગલે પગલે કદાચ તમારી પાછળ એમનાં માણસો ફરશે. બરાબર આજ ક્ષણે તેમનાં કોઈ માણુસે આપણા પર લક્ષ રાખ્યું છે કે નહિ તે કોણ કહી શકે તેમ છે?" દસ્તુર સાહેબે તીક્ષ્ણ દૃષ્ટિથી એકવાર ચારે તરફ જોયું, ત્યારે રાતનો ગાઢ અંધકાર ચારે બાજુ ફેલાતો જતો હતો, તેણે કોઇને ન જોયું.

બંને જણા થોડાં આગળ જઇ એક ભાડુતી ગાડીપર ચડયા. દસ્તુર સાહેબે હસતાં હસતાં કહ્યું:–"શત્રુના કોઇપણ જાસુસોએ આપણી પૂઠ પકડી હશે, તો હવે તેને છેતરવા પડશે; અહિં આ એક કરતાં વધૂ ભાડુતી ગાડી નથી."

ગાડી ફરતી ફરતી ચર્ચગેટ સ્ટ્રીટમાંની 'ઇટેલિઅન રેસ્ટરેન્ટ' નામની પહેલા દરજ્જાની હોટલ આગળ આવી ઉભી. ગાડી ઉભી રહેતાંજ દસ્તુર સાહેબને જણાયું કે કોઈ એક માણુસ ગાડીની પાછળથી એકદમ ઉતરી જઈ પાસેની ગલીમાં જતુ રહ્યું છે."

દસ્તુર સાહેબે ગાડી પરથી ઉતરી તરતજ ગાડીની પાછળનાં બેસવાનાં સ્થળે હાથ મૂકી જોયો, તે સમજી ગયો કે અત્યાર સુધી એક માણુસ ત્યાં ઉભો ન હોય તો જગ્યા આટલી બધી ગરમ ન હોય.

દસ્તુર સાહેબે નવરોજીને કહ્યું:–"આટલો પ્રયત્ન કર્યાં છતાં શત્રુઓના જાસુસોની નજર ખસેડી શકયા નથી! તેણે તો આપણી ગાડીપર ચઢી આપણીજ પૂઠ પકડી હતી."

નવરોજી કોચમેનને બોલાવી પૂછવા લાગ્યો:–"તારી ગાડીની પાછળ કોઈ ઉભું હતું?"

કોચમેન બોલ્યો, "કોઇને જોયું નથી હજુર! કોઈ એવું હતું કે નહિ તે કહી શકતો નથી, પરંતુ તે જો ઉભું હોત તો મારી નજર પડયા સિવાય રહેત નહિ."

નવરોજીએ મૌન ગ્રહી દસ્તુર સાહેબ સાથે હોટલમાં પ્રવેશ કર્યો, અને બંનેએ અત્યંત ગભરાટમાં ભોજન લઇ લીધું. રાત્રે દસ વાગ્યા વખતે દસ્તુર સાહેબ નવરોજીને અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાંનાં તેનાં મકાન આગળ પહોંચાડી પોતે પોતાને ઘેર ગયા.

---

## પ્રકરણ ૨૩ મું

### હીરાજીનું હાત્ય.

અમિનાબાઇએ જે દિવસે ડૉક્ટર લલ્લુભાઇ પાસેથી સાંભળ્યું કે, તમારા છૂપા પત્રો તમારી તેજુરીમાંથી અદશ્ય થયા છે, તે દિવસ તેણે તેજુરી ઉલટપાલટ કરી પણ પત્રો ન મળતાં તે કેટલી ડરી ગઇ હતી તે વાચકોથી અજાણ્યું નથી; તે અત્યંત ડરી ગઈ હતી, છત તે વાત તેના સ્વામીને જણાવવાનું સાહસ તેનામાં નહોતું; અનેક વિચાર કર્યા પછી તેણે બહેરામજીને એક પત્ર લખ્યો; બહેરામજીએ કંઇપણ જવાબ ન મોકલાવ્યો. અમિના એમ હારે તેમ નહોતી. તેણે ઉપરાઉપરી ત્રણ પત્રો લખ્યા. છેલ્લા પત્રના જવાબમાં બહેરાજીએ લખ્યું કે, "જે અસ્ત્ર તમે મારી છાતી પર ફેંકવા માટે મહા પ્રયત્ને છૂપાવી રાખ્યું હતું, તે તમારી છાતીપર પડવા તૈયાર થયું છે તે જોઇ તમે મારે આશરે આવ્યાં છો! મારા પ્રતિ તમે જે વ્યવહાર ચલાવ્યો છે, તેવો વ્યવહાર માણસ તરફ કદી ચલાવે નહિ; તમે મહા પાપિષ્ઠ છો, તમારૂં પાપ મારા કરતાં પણ મોટું છે. પરમેશ્વર તમારાં પાપનો યોગ્ય બદલો આપશે; મારી પાસે આર્તનાદ કરવાથી શું વળે?"

આ પત્ર મળતાં આમનાની બધી આશા નિર્મૂળ થઇ ગઇ; તે પરમેશ્વર પાસે ક્ષમા માગવા લાગી; તે સમજી ગઇ કે મારા સ્વામી પાસે આ વાત જાહેર કર્યા સિવાય હવે છૂટકો નથી.

છેવટે એક દિવસ સંધ્યાકાળે તેણે પોતાના સ્વામી પાસે આવી ચોરીની બાબત બધી હકીકત જણાવી; એટલું તો ખરૂં કે પોતાનો જેટલો બચાવ થાય, તેટલો બચાવ કરવાને તે ચૂકી નહિ; પરંતુ બુદ્ધિમાન મેતાસાહેબ અમિનાની પાસેથી જેટલું જણાયું તેટલાં પરથીજ ખરી હકીકત જાણી ગયા. મેતાસાહેબે તેજ દિવસે સહુ પહેલાં પેસ્તનજી શાપુરજીના મોટા ભાઈ મેરવાનજીનાં ગુમ થવાનો ભેદ જાણ્યો; અને અમિનાજ વૃદ્ધ એજરા સાહેબનાં મરણનું કારણ છે, તે પણ સમજી ગયા.

બધી વાત સાંભળી લીધા પછી મેતા સાહેબ ઘણીવાર સૂધી સ્તબ્ધ થઈ બેઠા રહ્યા, તેની વાત કરવાની શક્તિ જાણે ચાલી ગઈ; તેનાં હૃદયમાં ઉથલપાથલ મચી રહી. પોતાની સ્ત્રી અમિના કલંકિની

છે. વિશ્વાસઘાતિની છે, એવો સંદેહ તેને ઘણીવાર [illegible] હતો; પરંતુ અમિનાએ એક અજ્ઞાન યુવકને [illegible] કરવા ઉશ્કેર્યો હતો, અને એક બીજા યુવકનાં મરણનું કારણ પણ અમિનાજ હતી, તે તેની કલ્પનામાં પણ આવ્યું નહોતું, તે એટલું પણ સમજ્યા કે વિવાહ પહેલા અમિના બીજા પર પ્રેમ રાખતી હતી એટલું જ નહિ, પણ વિવાહ પછી પણ તેણે સ્વામી તરફનું કર્તવ્ય ભૂલી બીજાપર પ્રેમ રાખ્યો હતો.

આ બધી વાત વિચારતાં મેતા સાહેબ ક્રોધથી ભાન ભુલી ગયા, તે ઉઠી દારૂડિઆની પેઠે લથડતા લથડતા તે ઓરડો છોડી બહાર ગયા.

મેતા સાહેબ અને અમિનાએ ધાર્યું હતું કે કર્ણેલિયા ઉંઘમાં છે; તેઓએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું કે એ બધી વાત તેણે છૂપી રીતે સાંભળી છે. આ કઠણ આઘાતથી પિડાતી કર્ણેલિયા સન્નિપાતમાં આ બધી વાતમાંનાં વાક્યો બકી ગઇ હતી, તે પરથી તેઓ સમજ્યાં કે આપણી છાની વાત કર્ણેલિયાથી અજાણી નથી.

કર્ણેલિયા ધીરે ધીરે સાજી થઇ; તે સમજી ગઈ કે મારાં માબાપની આબરૂ જાળવવી હોય, તો મારે જિંદગીભર નવરોજીનું નામ પણ તજી દેવું પડશે, હૃદયમાંથી પ્રેમનો ઝરો મૂળથીજ ઉખેડી નાખવો પડશે, બધી સ્મૃતિ ભુલી જવી પડશે; આ બહુ દુઃખની વાત હતી; પરંતુ ભાગ્યમાં ગમે તે હોય, પિતા માતાનું રક્ષણ કરવુંજ જોઇએ. આ જીવન કેટલાક દિવસ માટે છે? મારાં સુખને માટે શું મારે હાથે મારાં માબાપને કલંકસાગરમાં ડુબાડવાં? તેમ કદી થશે નહિ.

ઘણો વિચાર કર્યા પછી પોતાના પિતાને છૂપી રીતે મળી તેણે કહ્યું, “ પિતાજી, મારે લીધે આપને ભારે વિપદમાં આવી પડવું પડે છે; આપની વિપદની વાત હું જાણી શકી છું. આપ કંઇપણ ચિંતા કરશો નહિ. આપ મને ગમે તેના હાથમાં સોંપશો, તોપણ હું જરા પણ ના નહિ કહું. દસ્તુર સાહેબની સાથે મારો વિવાહ નહિ થાય, તો હું દુઃખી થઇશ, એમ ધારશો નહિ. ”

મેતા સાહેબ કર્ણેલિયાને મુખે આ વાત સાંભળી જરાપણ નવાઇ પામ્યા નહિ; કર્ણેલિયાના વિવાહ સંબંધમાં તેણે શું નક્કી કર્યું છે, તે પણ તેણે જણાવ્યું નહિ.—આ પ્રમાણે થોડા દિવસ વીતી

ગયા, ડોકટર લલ્લુભાઇએ એક દિવસ પણ અમિના સાથે મેળાપ કર્યો નહિં; જમશેદજી પણ બીજીવાર મેતાસાહેબ પાસે આવ્યો નહિ. એથી સ્વામી સ્ત્રી બંને બહુ ચિંતાતુર થયાં. પરંતુ ડોકટર લલ્લુભાઈ અથવા જમશેદજી તેને ન મળ્યા, તેનું એક કારણ હતું, ત્યારે તેઓ બીજાં કામમાં ગુંથાયલા હતા. જમશેદજી, અરદેશરને બહેરામજીના પુત્ર તરીકે ઓળખાવવા માટે નાના પ્રકારની તૈયારીઓ કરતો હતો.

જમશેદજીનું તરકટ જણાઈ જવા આવ્યું, એટલે એક દિવસ જમશેદજીનો દૂત હીરાજી, પોતાનો હંમેશનો મેલો, ફાટેલો પોશાક પહેરી મેતાસાહેબના દરવાજા પાસે આવી ઉભો. તેણે પોતાના ખી-સામાંથી જમશેદજીના નામનું એક કાર્ડ કાઢી દરવાનના હાથમાં આપ્યું, અને દરવાનને કહ્યું:—"આ કાર્ડ તમારા સાહેબને આપો, નહિ આપો તો ભારે નુકસાન થશે."

દરવાને કાર્ડ એક નોકરના હાથમાં આપી મેતાસાહેબને પહોંચાડયું.

મેતા સાહેબ કાર્ડ જોતાંજ કંપી ઉઠયા, તેનો ચહેરો ફીકો પડી ગયો, તેણે નોકરને કહ્યું, "દરવાજા પર જે માણસ આવ્યો છે, તેને લાઇબ્રેરીમાં બેસાડ." ચાકર ચાલ્યો ગયો.

મેતા સાહેબે કાર્ડ લઇ પોતાની સ્ત્રીના ઓરડામાં પ્રવેશ કર્યો, અને કંઇપણ શબ્દ ન બોલતાં કાર્ડ અમિનાના હાથમાં આપ્યું.

અમિના બોલી:—"સમજી, હવે કંઇ ઉપાય ?"

મેતા સાહેબનું ફીકું મ્હોં અધિક ફીકું થઇ ગયું; તે બોલ્યા, "હવે કશો ઉપાય નથી, આપણાં પાપનાં પ્રાયશ્ચિતનો દિવસ પાસે આવ્યો છે."

અમિના વ્યાકુળ થઈ ગોઠણીઆભર થઇ બોલી, "કર્ણુલિયાને બચાવો, હું બહુજ હતભાગિની છું; મારાં પાપ માટે હું હજુપણ મોટો દંડ ખમવાને તૈયાર છું, પરંતુ મારા અપરાધને લીધે પુત્રીનું સત્યાનાશ ન વળે !"

મેતા સાહેબ હતાશ થઇ બોલ્યા:—"અમિના બહુ વિલંબ થયો છે, હવે કંઇ ઉપાય નથી."

અમિના બંને હાથ સ્વામીના ચરણોપર મૂકી બોલી, "મારાં ભાગ્યમાં જે થાય તે ખરૂં, પણ તમે કર્ણુલિયાને બચાવો; એક તિરસ્કારવા યોગ્ય વર્ણુકવાળા નર-પ્રેત સાથે વિવાહ કરી તેનું જીવન

દુઃખ સાગરમાં ન ડૂબાડો.”

બરાબર તેજ ક્ષણે કર્ણેલિયાએ તે ઓરડામાં આવી કહ્યું, “મા,તમે આટલા બધા શા માટે અકળાઓ છો? પસ્તનજી શાપુરજી અતિ હીનચરિત્રના છે, તે મેં સાંભળ્યું છે; પરંતુ ભવિષ્યમાં તેનું ચરિત્ર નહિ સુધરે એમ કેમ ધાર્યું; અતિનરાધમ પણ દેવતા થાય છે; તમારે હતાશ થવાનું કંઇ કારણ નથી; તમારૂં મુખ જોઇ મારૂં હૃદય ફાટી જાય છે.”

અમિના કન્યાને કંઈ કહી શકી નહિ; મેતા સાહેબ નિસાસો નાખી બોલ્યાઃ–“ કર્ણેલિયા, તું દેવી છે, અમારા મુખ સામું જોઇ તું સ્વચ્છાપૂર્વક દુઃખ વહોરી લે છે; તારા પ્રતિ અમારૂં જે કર્તવ્ય છેઃ તે અમે પાળી શકતાં નથી આ દુઃખ જીવનમાં ભૂલાશે નહિ, જોઉં છું જો કંઇ પણ ઉપાય થઇ શકે છે કે નહિ.”

મેતા સાહેબ પત્નીના ઓરડામાંથી લાઈબ્રેરી તરફ ચાલ્યા. તે વિસ્તીર્ણ લાઇબ્રેરીમાં એક કિંમતી ખુરશીપર બેસી હીરાજી એકી નજરે ઘરની શોભા જોતો હતો. મેતા સાહેબે બારણાં પાસે આવી જોયું કે એક મેલાં, ફાટેલાં લુગડાં પહેરી એક વૃદ્ધ ખુરશીપર બેઠો છે? આ તો જમશેદજી નથી તે તીક્ષ્ણ દૃષ્ટિથી હીરાજીને જોવા લાગ્યા.

મેતા સાહેબને જોતાંજ હીરાજી અદબસર ઉભો થયો, અને ડાબે હાથે પોતાની ટોપી ઉતારી જમીન સુધી નીચા વળી તેણે મેતા સાહેબને સલામ કરી”

હીરાજીએ ટોપી ઓઢી, તે પહેલાં મેતા સાહેબે શુષ્ક સ્વરે પૂછ્યું, “ થોડીવાર પહેલાં જે કાર્ડ મળ્યું, તેજ તમે?”

હીરાજી બોલ્યા, “ ના હજુર, હું તે માણસ નથી; તોપણ મેંજ મારા શેઠ જમશેદજી સાહેબના નામનું કાર્ડ મોકલ્યું હતું મારૂં નામ હીરાજી છે; જમશેદજી સાહેબ કોઇ ખાસ કામમાં રોકાયલા હોવાથી જાતે આવી શકયા નહિ, તેથી તેણે મને મોકલ્યો છે”

મેતા સાહેબે ઓરડામાં આવી બારી બારણાં બંધ કર્યાં, ત્યાર પછી બોલ્યા, ” તમારા શેઠ સાથે મારે જે વાત થઇ હતી, તે તેના કોઈ નોકર પાસે બોલવામાં મને અડચણ છે, આવી સ્થિતિમાં તમારી સાથે કેવી રીતે વાત કરી શકું?”

હીરાજી બોલ્યો, “ તે માટે આપ ચિંતા કરશો નહિ; મારા શેઠની કોઇપણ છુપી વાત મારાથી અજાણી નથી, અને મારી સલાહ

લીધા વિના તે કંઇપણ કામ કરતા નથી. આપની સાથે કંઇ વાત કરવાની છે, તે હું જાણું છું. આપના મિત્રબહાદુર બેજનજી પટેલ સાહેબની ડાયરીના પાના મારા કબજામાં છે; કેવળ એટલુંજ નહિ પણ આપની સ્ત્રીની છુપી પ્રેમ-પત્રિકાઓ બાબત પણ હું જાણું છું; માટે મને લાગે છે કે મારી સાથે વાત કરવામાં આપને કંઇ અડચણ નહિ હોય."

મેતા સાહેબ થોડીવાર ચૂપ રહી બોલ્યાઃ-"બેસો."

હીરાજી અત્યાર સુધી ઉભો હતો, તે હવે ખુરશીપર બેઠો. તે બોલ્યોઃ-"ચોરાઉમાલ મારી પાસે છે, તે કબુલ કરૂં છું. ઇચ્છા હોય તો આપ મને પકડાવી શકો છો."

મેતા સાહેબે કહ્યુંઃ-"તમારા જેવા ચોર લોકોને તો જેલમાંજ મોકલવા યોગ્ય છે, પરંતુ એ છુપી વાતો જાહેર કરવાની મારી ઇચ્છા નથી."

હીરાજી બોલ્યોઃ-"ત્યારે હું કામની વાત ઉપાડું."

મેતા સાહેબ ગુસ્સે થઈ બોલ્યોઃ-"તમારે જે કહેવાનું હોય તે ટુંકાણમાં જણાવો, તમારી સાથે વધુ વાત કરવાની મને ફુરસદ નથી.

હીરાજીએ કહ્યુંઃ-મને પણ બહુ વખત છે,એમ આપ મારા આ લુગડાં પરથી ધારતા નહિ, હું ટુંકાણમાંજ બધી વાત કહીશ. મારા શેઠનું કહેવું એમ છે કે આપ આપની કન્યાને એક માસમાં પેસ્તનજી શાપુરજીના હાથમાં સોંપશો, અને પહેરામણી દાખલ તેને પાંચ લાખ રૂપીઆ આપશો. આવતી કાલેજ પેસ્તનજી સાહેબ આપને ઘેર આવશે આપ તેને આદરમાન આપી વિવાહની વાત નક્કી કરી લેજો. વિવાહ ની રાત્રે કન્યા પરણાવતી વખતે ખાન બહાદુરની ડાયરીનાં પાનાં અને આપની સ્ત્રીના છુપા પત્રો આપના હાથમાં સોંપવામાં આવશે."

ગુસ્સાથી મેતા સાહેબનું મુખ લાલચોળ થઇ ગયું, અતિકષ્ટે ક્રોધ સમાવી તેણે ધીરે ધીરે કહ્યુંઃ-"ધારો કે મેં તમારા કહેવા મુજબ મારી કન્યાનો વિવાહ કર્યો, પરંતુ તમે તમારી કબુલાત પાળશો, ચોરાઇ માલ મને આપશો તેનું પ્રમાણ શું? ચોરની વાતમાં શી રીતે વિશ્વાસ રાખવો?"

હીરાજીએ કહ્યુંઃ-"હું આપને ઘેર આવ્યો છું, અત્યારે મારૂં અપમાન કરવું સહેલું છે, પરંતુ તેથી આપને કશો લાભ થવાનો નથી.

મારી વાતમાં આપને વિશ્વાસ ન હોય, તો પછી આપ મરજી મુજબ વર્તશો. અમારો સંકલ્પસિદ્ધ થયે આપના છુપા કાગળો શા માટે રાખવા જોઇએ ? ”

મેતા સાહેબે કહ્યું:–“ તે પ્રશ્નનો જવાબ તમેજ સારી રીતે આપી શકો. તમારી માગણી બહુ છે ; પરંતુ પાંચ લાખ રૂપીઆ એ ચિઠ્ઠીઓ કરતાં ઘણા વધારે છે છતાં, હું તે આપવા તૈયાર છું; તોપણ પેસ્તનજી સાથે મારી કન્યાનો વિવાહ કરવાનો હઠ શા માટે કરો છો ? તમે આ માગણી નાહ તજો કે ? ”

હીરાજી બોલ્યો:–“ ત્યારે તો અમારી સહુથી મોટી માગણીમાં જ તમને હરકત છે ; આવી સ્થિતિમાં કંઈ બની શકે નહિ. ”

મેતા સાહેબે કહ્યું:–“ હું બીજા એક લાખ રૂપીઆ વધુ આપવા તૈયાર છું, પેસ્તનજી સાથે મારી કન્યાને પરણવાનો ઇરાદો મૂકી દો. ”

હીરાજી બોલ્યો:–“ સાહેબ આ સંબંધમાં દુકાનદારી કરવાથી કંઇ ફાયદો નથી; પેસ્તનજી સાહેબ કાલે જ આપને ઘેર આવશે, આપ તેમની સાથે બધી વાત નક્કી કરી લેવી જોઇએ. આપના કોઇપણ વ્યવહારથી તે અપમાન પામશે, તો તેનું પરિણામ સારૂં આવવાનું નથી, એ વાત આપને જણાવવાની મને ફરમાસ થઇ છે. ”

મેતા સાહેબ બીજી વાર ક્રોધ દબાવી ધીમેથી બોલ્યા:–“ દુકાનદારી કરવાની ટેવ મારા કરતાં તમારા શેઠની વધુ છે, તે મને બરાબર જણાય છે ; મને હાથમાં રાખી તે મારી સાથે જે વ્યવહાર ચલાવે છે. તેની બરાબર સજા આપવાની શકિત મારામાં નથી, એમ ધારતા નહિ ; પરંતુ હું તમારી સાથે ટંટો કરવા ઇચ્છતો નથી, કારણ કે તેથી મને ઘણું નુકશાન થવાનો સંભવ છે. હું અને મારી સ્ત્રી, મારી કન્યાને પેસ્તનજી સાથે પરણાવવાને તૈયાર થઇએ, પણ મારી કન્યાની તે બાબતમાં ના હોય તો, કારણ કે તે અજ્ઞાન બાલિકા નથી. ”

હીરાજી બોલ્યો:–“ આપની કન્યાની એ બાબતમાં અડચણ હોય, તો તેની સાથે એક વખત મેળાપ થતાં જ દૂર થશે. ”

મેતા સાહેબ બોલ્યા:–વિવાહને માટે મારી કન્યાને કોઇપણ વાત કહેવી એ તમારે માટે અનધિકાર ચર્ચા છે ; તેની સાથે મેળાપ કરી તમે શું કહેવા ઇચ્છો છો ! ”

હીરાજી બોલ્યો:–“ તેને પૂછી શકે, ‘તમે જે યુવકના પ્રેમમાં મુગ્ધ થયાં છો, તેના કરતાં પેસ્તનજી કયા અંશે ઉતરતા છે ?’ ”

હીરાજીની આ વાત સાંભળી મેતા સાહેબ ક્રોધ અટકાવી શક્યા

નહિ, તે ગુસ્સાથી ટેબલ પર હાથ પછાડી બોલ્યાઃ–" મારા ઘરમાં બેસી તમે મારૂં અપમાન કરો છો! મારી નિષ્કલંક કન્યા પર જે આવું કલંક નાખવાનું સાહસ કરે છે. તેને લાત મારવાનું ઇનામ આપવું જોઇએ." મેતા સાહેબ હીરાજીને ઇનામ આપવા ખુરશી પરથી ઉઠયા.

હીરાજીએ તરતજ પોતાના ખીસામાંથી એક નાની પિસ્તોલ કાઢી મેતા સાહેબ સામે રાખી કહ્યુંઃ–" સાહેબ સાવચેત થાઓ."

આ મારાં શરીરને સ્પર્શ કરશો કે તરત આ બંદુકની ગોળી માથાંમાં પેસીજ જશે. આપ નકામો ગુસ્સો કરો છો; હું શું આપને જુઠું કહું છું ? મારી વાત ખોટી હોય; તો હું એકવાર તો શું, પણ સેંકડોવાર આપની લાતો ખાવાને તૈયાર છું. પરંતુ મારી વાત તદ્દન ખરી છે; આપની કન્યાએ એક અજાણ્યા મજુરને પોતાનો પ્રેમ આપી લજ્જા–શરમને જલાંજલી આપી છે. આપ એ યુવકનું નામ જાણવા ઇચ્છો છો ? તેનું નામ નવરોજી છે, તે રંગ કામનો મિસ્ત્રી છે, માણસોના ઘરપર ચિત્રામણ કાઢી ગુજરાન ચલાવે છે."

મેતા સાહેબ ઉનાળાની સાંજે વરસવા તૈયાર થયેલાં વાદળાંની પેઠે અત્યંત ગંભીર મુખ કરી બોલ્યાઃ–" તમે મારી કન્યા વિરૂદ્ધ અત્યંત ગલિચ ફરિયાદ ઉભી કરી છે, તમારી કથા સત્ય છે, તેનું કંઇ પ્રમાણ છે ?"

હીરાજી બોલ્યોઃ–" આપ શું એમ ધારો છો કે પ્રમાણ મેં ખીસામાં પુરી રાખ્યાં છે! પાંચ–સાત દિવસનો સમય આપતા હું આપને જોઇએ તેટલી સાબીતિઓ આપી શકીશ, પરંતુ આપનું કૌતુહલ નિવારવાને માટે એટલો વખત પણ રાહ જોવી નહિ પડે; મારી વાત ખરી છે, તે આપ લગાર પ્રયત્ન કરવાં જ જાણી શકશો,........નં અબ્દુલરહેમાન સ્ટ્રીટમાં નવરોજીને ઘેર જઇ તેના ઘરમાં લુગડું ઢાંકેલું એક ઓઇલ પેઇન્ટીંગ જોઇ શકશો ; એ ચિત્ર આપની કન્યા કર્ણેલિયાનું છે. ચિત્રકારે ચિત્ર આપની કન્યાને સામે બેસાડી ચિતર્યું છે, તે આપ તે ચિત્ર જોવાં જ જોઇ શકશો."

મેતા સાહેબે કહ્યુંઃ–" વારૂ, મારા મકાનમાંથી અત્યારેજ ચાલ્યા જાઓ."

હીરાજી તે પહેલાંજ તે ઓરડો છોડી સિડીપર આવી ગયો

હતો ; તે ત્યાંથીજ બોલ્યો; "નવરોજીનાં મકાનનો નંબર યાદ રાખશો; રસ્તામાં કુતરાં નસાડવા પહેલાં ઘરની હાંડી સાવચેત રાખવી એજ ગૃહસ્થનું કર્તવ્ય છે."

હીરાજી જતો રહ્યો, મેતા સાહેબ પોતાની છાતી પર બંને હાથ રાખી અત્યંત ઉશ્કેરાયલા ચિત્તે લાયબ્રેરીમાં ભમવા લાગ્યા.

---

## પ્રકરણ ૨૪ મું

---

### નવીન તરકટ.

---

હીરાજી મેતા સાહેબનાં મકાનમાંથી નીકળી ઉતાવળો ઉતાવળો એક ગલીનાં નાકે આવ્યો: ત્યાં તેણે ધીમેથી ઘાંટો પાડયો. "ભિખા-ભિખા," તેણે જેને બોલાવ્યો હતો, તે એક ઉછરતો જુવાન હતો. થોડે દૂર ઉભો રહી તે પોતાના સોબતી સાથે વાત કરતો હતો; હીરાજીની વાત તેણે સાંભળી નહિ.

હીરાજીએ આ વખતે જોરશી બૂમ પાડી; ત્યારે ભિખો હીરાજી પાસે આવી બોલ્યો, "શું કોઇ સાથે વાત નહિ કરવા દો; કેવળ રાત દહાડો બોલાવ્યાજ કરશો ?"

હીરાજી લગાર નરમ થઇ બોલ્યો:–"આટલો બધો ગુસ્સો કેમ થાય છે ભાઈ? તું બહુ કામનો છે, માટે તને વારંવાર બોલાવું છું." ભિખો વધુ ગુસ્સે થઈ બોલ્યો:–"હું બહુ કામનો માણસ છું, પરંતુ પગાર આપતી વખતે તો તે વાત મનમાં રહેતી નથી ! હું હવે તમારૂં કામ કરીશ નહિ. દિવસ નહિ, રાત નહિ, ને કોણ કોની સાથે છુપી રીતે વાત કરે છે, કોઇ રસિક પુરૂષ કોઇ સ્ત્રીનાં ઘરમાં એકાદ બેક્ષણ આનંદ કરવા જાય, તો તેની ખબર મેળવી તમને ખબર આપવી પડે; આવાં નમાલાં કામ હવે હું કરીશ નહિ."

હીરાજી બોલ્યો:–"મિજાજ ભારે ગરમ થઇ ગયો લાગે છે ! બીજે કહી નોકરી મળી છે કે શું ?"

ભીખો બોલ્યો:–"ના, હવે હું આવી ગુલામી કરીશ નહિ; દારૂની દુકાન આગળ ચાની દુકાન ખોલવાથી બે પૈસા ઉપજે તેમ છે."

હીરાજી બોલ્યોઃ—" વાહ, તારો ગુસ્સો ખરો છે; જમશેદજીને કદર નથી, તેની પાસે ટકે શેરભાજી ટકેશેર ખાજાં જેવું છે; હું તેનું કામ કરતાં કરતાં બુઢો થયો, પરંતુ આ મારો ફાટેલો ડગલો તો ગયો નહિ; ખરેખર, જમશેદજીને કદર નથી."

આ વખતે ભીખો ખુશી થઇ બોલ્યોઃ—" તમારો મત આજ ફર્યો લાગે છે! નહિ તો જમશેદજીના કોઇ પણ દોષની વાત કહેતાંજ તમે મારવા દોડતાઃ પણ આજે કહો છો કે જમશેદજીને કદર નથી, તમારો હેતુ શો છે?"

હીરાજીએ કહ્યુંઃ—" મારો હેતુ બહુ સારો છે; જમશેદજીનું કામ કરવું હવે પરવડે તેમ નથી; હું ભારે દુઃખ વેઠી પૈસા મેળવું છું, અને જમશેદજી તે બેઠો બેઠો ખાય છે, આવું હું જોઇ શકતો નથી. એક સારો વિશ્વાસુ માણસ મળે, તો તેની સાથે અરધો અરધો ભાગ રાખી કંઇ વેપાર કરવાનું ધારૂં છું. હમણાંજ એક કામ માટે મેં પાંચસો રૂપીઆ ઠરાવ્યા છે, તેમાંના અઢીસો રોકડા મળ્યા છે; એ કામ જો મને એક ચતુર માણસ મળે, તો જમશેદજી પાસે ન જતાં હું કરી શકું તેમ છું. જો તું એ કામ કરી શકશે, તો આ અઢીસો રૂપીઆ સહેલાઇથી તને મળશે; એક રાતે અર્ધો કલાક મહેનત કરતાં અઢીસો રૂપીઆ મળશે! શું કહે છે?"

હીરાજીની વાત સાંભળી ભીખાની નાની આંખો લોભથી ચમકવા લાગી; તેણે પૂછ્યું. "શું કામ છે? બહુ કઠણ તો નથી ને?"

હીરાજી બોલ્યોઃ—" બહુ સાધારણ કામ છે, તો પણ લગાર બુદ્ધિ તો જોઇએજ; એક ઘરનાં ત્રીજે માળ ચઢી એક કરવત વડે એક લાકડું કાપી આવવાનું છે."

ભીખો બોલ્યો કરવતના શબ્દથી કોઇને ખબર પડે તો?"

હીરાજી બોલ્યોઃ—" કરવતને ચરબી લગાડવાથી શબ્દ થશે નહિ. તારે પકડાઇ જવાનો ભય રાખવો નહિ; જો તું કરી શકે, તો આ રૂપીઆ બીજાને આપવા નહિ પડે."

ભીખો બોલ્યોઃ—" હું કરી શકીશ; રોકડા અઢીસો રૂપીઆ મળતા હોય, તો હું માણસનું ઘર સળગાવતાં પણ અચકાઉં નહિ; તો પછી લાકડું કાપવાનું કામ તો સાધારણ છે! રૂપીઆ રોકડા આપશો? આવાં કામમાં હું કંઈ પણ વાયદા કરવા રાજી નથી."

હીરાજીએ કંઇ પણ વાકય ન કહેતાં ખીસામાંથી નોટોનું બંડલ કાઢી ભીખાજીને સામે ઉંચું ધર્યું.

એ નોટોનું બંડલ જોઇ ભીખો લોભ અટકાવી શકયો નહિ; તે વ્યગ્ર ભાગે બોલ્યો:-" શું કરવાનું છે તે કહો; સુતારનાં કારખાનામાં મેં ઘણા દહાડા કરવત ખેંચી છે, એ કામ મને બહુ ગમે છે."

હીરાજી ભીખાનો હાથ પકડી તેને દૂર લઇ ગયો, કામાસાહેબનું જે મોટું મકાન નવરોજીની તપાસ નીચે ચિતરાતું હતું, હીરાજીએ ભીખાને તે મકાન પાસે ઉભો રાખી કહ્યું, " આ ઇમારતનો એક ચિતારો મારા મિત્રનો શત્રુ છે, મારા મિત્રની કન્યાને તેણે હાથમાં લીધી છે, તેથી એ ચિતારાને કબજે કરવા માટે તેણે મને આ રૂપીઆ આપ્યા છે."

ભીખો બોલ્યો:-" ત્યારે કેમ કહો છો કે, કરવતવડે લાકડું કાપવાનું છે? શું કરવત વડે ચિતારાનું માથું વેરવાનું છે! કરવતવડે લાકડાં તો વેર્યાં છે, પરંતુ જીવતાં માણસનું માથું વેરવાનો પ્રયોગ તો કદી કર્યો નથી."

હીરાજી બોલ્યો:-" ગાંડાની માફક શું બકે છે? પ્રથમ મારી વાત સાંભળ! મારા મિત્રના એ શત્રુએ આ મકાન ચિતરવાનું માથે લીધું છે, આજ કાલ તે આ ત્રીજા માળના કઠેડા પર ઉભો રહી ચિતરે છે; એ કઠેડાનાં ઉપલાં અને નીચલાં લાકડાંને કરવત વડે એવી છુપી રીતે કાપવાં પડશે કે તે કઠેડાનાં લાકડાંપર હાથ મૂકી ઉભો રહે કે તરત કઠેડા સાથે—કેવી મજા, હવે સમજ્યો કે?"

ભીખો હસી બોલ્યો:-" હવે તો ન સમજું? જેવો તે કઠેડાનાં લાકડાં પર ભાર મૂકશે, કે તરત પચાસ હાથ ઉંચેથી કઠેડા સહિત રસ્તા પર પડી બિચારાને ચત્તાપાટ થવું પડશે! અત્યાસુધી ઘણી રમતો કરી છે, પરંતુ આવી ભયંકર મજા કદી પણ કરી નથી."

હીરાજી બોલ્યો:-" કેવળ રમત નહિ, પણ રમત ઉપર અઢીસો રૂપીઆ રોકડા! પરંતુ હવે વિલંબ કરવો યોગ્ય નથી, આજ રાત્રે જ આ કામ કરવું જોઇએ આજેજ તું એક સારી કરવત ખરીદી જા, કરવતપર ચરબી લગાડવાનું ભૂલતો નહિ વળી ત્યાં લગાર

પણ વેર જણાય નહિ, તેની સંભાળ રાખજે, ઉપરથી જોતાં કોઇને ખબર ન પડે કે લાકડું કપાયલું છે; કેમ કરી શકશે કે?"

ભીખો બોલ્યોઃ–"આટલી બધી ઉતાવળ કેમ કરે છે? પ્રથમ બધી વાત સાંભળ એક બીજું પણ કામ કરવાનું છે, કાલ દસ વાગ્યા વખતે આ કઠેડા નીચે ઉભા રહી તારે બૂમ પાડવી કે, "નવરોજી હું કર્ણેલિયા છું, મને બચાવો."

ભીખો નવાઇ પામી બોલ્યોઃ–"નવરોજી તો તમારા મિત્રના દુશ્મનનું નામ હશે; પણ હું તો કર્ણેલિયા નથી."

હીરાજી બોલ્યોઃ–"અરે મૂર્ખ, તું કર્ણેલિયા છે એમ કોણ કહે છે? કર્ણેલિયા તે છોકરીનું નામ છે; કે જે મારા મિત્ર પાસે અપમાન સહન કરી નવરોજીનો આશરો લેવા આવી છે, આ રીતે તારે પોકાર કરવો પડશે."

ભીખો બોલ્યોઃ–"ત્યારે શું છોકરીનો વેશ લેવો પડશે?"

હીરાજી બોલ્યોઃ–"હવે તું સમજ્યો; તું એટલું કરીશ કે તરત નવરોજી કર્ણેલિયાને જોવા પડે કઠેડા પર આવી લાકડાં પકડી ઉભો રહેશે, તેનું ફળ શું થશે, તે તો તું જાણે છે."

ભીખાએ હાથ લાંબો કરી કહ્યું:–"બધું સમજ્યો, રૂપીઆ આપો."

હીરાજીએ પોતાના હાથમાંની નોટોમાંથી દસ દસની દસ નરો ભીખા હાથમાં મૂકતાં કહ્યું:–"આ એકસો રૂપીઆ પહેલાં આપું છું, બાકીના દોઢસો રૂપીઆ કામ પૂરૂં થયે મળશે."

ભીખો બોલ્યોઃ–"કરવત અને ચરબીના પૈસા."

ભીખાને થોડા બીજા પૈસા આપી હીરાજી અરદેશરના ઘેર આવ્યો; દરવાજા આગળજ અરદેશરની દાસીને જોઇ તેણે પૂછ્યું, "તમારા નવા શેઠના શા સમાચાર છે?"

દાસી બોલીઃ–"ઠીક છે. કંઇ વધારે ચિંતા કરવા જેવું નથી; ડાક્ટરે તેને ખાવા પીવાની ઘણી ચીજો મોકલી છે; એકાદ બે દિવસમાં તે ઠરી જશે. પરંતુ કાલે એક માણસ આવી અરદેશરને કંઇ પૂછતો હતો."

હીરાજી ભમર ચઢાવી બોલ્યોઃ–"શું કહે છે? તેનો ચહેરો કેવો હતો?"

દાસી બોલીઃ—" મેં તેની છબી તો ઓછી આંકી રાખી છે? માણસના જેવોજ ચહેરો હતો; બહુ લાંબો નહોતો તેમ બહુ ટુંકો પણ નહોતો; જાડો નહોતો, તેમ પાતળોએ નહોતો; મુછો હતી, દાઢી નહોતી; પોશાક સારો હતો."

હીરાજી બોલ્યોઃ—" તેં તેને સારીરીતે ઓળખી રાખ્યો નથી."

આ વખતે દાસી ગુસ્સે થઇ બોલીઃ—" મારી આંખો શું ફુટી ગઇ છે કે તેને ન ઓળખું? તેને જોતાંજ ઓળખી શકું. તેની આંખપર સોનાની ફ્રેમવાળાં ચશ્માં હતાં, છાતીપર સોનાની ચેન હતી તે જાડી ઘણ્ચા જેવી હતી."

એ માણસ કોણ હશે, હીરાજી તે સમજી શકયો નહિ.

હીરાજી અરદેશરના ઓરડા આગળ આવી ઉભો, બારણાં અંદરથી બંધ હતાં; તેણે બે ત્રણવાર સાંકળ ખખડાવી. ત્યારે એક યુવતીએ અંદરથી સાંકળ ઉઘાડી, તેને જોતાંજ હીરાજીની આંખ ફાટી રહી! તે અસ્ફુટ ચીત્કાર કરી ઉઠયો.

એ યુવતી તે અરદેશરની ભવિષ્યની પત્ની નાથુરા હતી, નાથુરા બાઇએ હીરાજીને પૂછ્યુંઃ—" તમે અહિં કોને શોધવા આવ્યા છો?"

હીરાજીનાં મુખમાંથી કશી વાત નીકળી નહિ. નાથુરાબાઇએ તીક્ષ્ણદૃષ્ટીથી હીરાજીનું આખું શરીર તપાસી જોયું; તેને લાગ્યું કે મેં આ માણસને ક્યાંક જોયો છે; મ્હોંડું પરિચિત છે, પરંતુ કયાં જોયો છે તે તેને યાદ ન આવ્યું.

હીરાજી ભગ્ન સ્વરે બોલ્યોઃ—" હું અરદેશરનો મિત્ર છું, તેને મળવા આવ્યો છું."

નાથુરાબાઈ બોલીઃ—" વારૂ, તમે અંદર આવો."

હીરાજીએ તે ઓરડામાં જઈ જોયું, અરદેશર પથારીપર સુતો છે, તેની પીઠપર એક મોટો ફોલો ફુટી ઘા જેવું થઇ ગયું છે, સાધારણ રીતે દાઝી જતાં જેવો ફોલ્લો પડે છે, તેવો જ આ ફોલ્લો હતો; એ ફોલાની વેદનાથી અરદેશર દુઃખ પામે છે, ડૉકટર લલુભાઈ અત્યંત મનોયોગ સાથે તે ક્ષત તપાસે છે.

હીરાજીને જોઈ અરદેશર બોલ્યોઃ—" ડૉકટર સાહેબે મારી કેવી દશા કરી છે, તે જુઓ."

હીરાજીએ કહ્યુંઃ—" આ ક્ષત કેટલા દિવસે સુકાઇ જશે? કેટલા દિવસમાં એ જુના જેવો જણાશે?"

ડૉકટર લલુભાઇએ કહ્યું:-" એક માસમાં હું અરદેશરને બહેરામજી એજરા આગળ હાજર કરીશ."

ડૉકટરે અરદેશરને પટ્ટી બાંધી સુવાનું કહ્યું, હીરાજીએ પૂછ્યું. " આ યુવતીને અહિં કોણ લાવ્યું ?"

અરદેશર બોલ્યો:-" તે મારી વાગદત્તા પત્ની છે, મારી પીડાની વાત મેં તેને લખી હતી, તેથી તે મને મળવા આવી હતી."

હીરાજી ગુસ્સો છુપાવી શકયો નહિ, તે ઉશ્કેરાઇ જઇ બોલ્યો, " બધું નકામું ગયું, નાથુરાબાઇ અહિં આવવાથી આપણો બધો હેતુ વ્યર્થ જશે." હીરાજી વધુ બોલવા જતો હતો, પરંતુ ડૉકટર લલ્લુભાઇએ તેને વધુ બોલવા ન દેતાં બીજા ઓરડામાં આવવાનું કહ્યું.

---

## પ્રકરણ ૨૫ મું

---

### છેતરપિંડીનું વિજ્ઞાપન પત્ર.

અરદેશરે હીરાજીને કદી પણ આમ બીનેલો જોયો નહોતો; નાથુરા તેને ચાહે છે, તેની સાથે વિવાહ નક્કી થઈ ગયો છે, એવી સ્થિતિમાં અરદેશરની પિડાના સમાચાર જાણી તે તેને જોવા આવે, તેમાં હીરાજીને આટલો બધો ડર તે શાનો ?

અરદેશરની શારીરિક સ્થિતિ તે વખતે શોચનીય થઇ પડી હતી, છતાં પાસેના ઓરડામાં ડૉકટર લલ્લુભાઇની સાથે હીરાજી શી વાતો કરે છે તે સાંભળવા માટે તે તૈયાર થયો; પરંતુ તેનો પ્રયત્ન સફળ થયો નહિ, તેનું શયનગૃહ અને પાસેના ઓરડા વચ્ચેની દિવાલ એવી જાડી હતી કે તેઓની વાતચીતનો એક શબ્દ પણ અરદેશર સાંભળી શકયો નહિ."

ડૉકટર લલુભાઇએ હીરાજીને કહ્યું:-" તમે આમ સહેજમાં કેમ ગુસ્સે થઇ જાઓ છો; મને લાગે છે કે, તમને નકામી બ્હીક લાગી છે. અરદેશર બાળક છે, તદ્દન અણુસમજુ છે, તેના તરફથી કંઈ બ્હીક રાખવાની નથી."

હીરાજી ધીમેથી બોલ્યો:-" અરદેશર અભાગિઓ છે, તદ્દન મૂર્ખ છે; તે નાથુરાને ચાહતો નથી, તે તેના પિતાના પૈસાને માટે પ્રેમને માટે પ્રેમનો અભિનય કરે છે. પરંતુ નાથુરા તેને ખરેખર ચાહે છે;

તે પોતાના પિતાનાં મુખ તરફ ન જોતાં પોતાના પ્રેમીને મળવાને માટે વ્યાકુળ થઈ અહિં દોડી આવી! મને ાનાં નસીબમાં દુઃખના પહાડ લાગે છે! હું તેને કંઇ કહીશ નહિ; તમે તેને કોઇ પણ યુક્તિથી અહિંથી વિદાય કરી શકશો? જો તે કોઇને અરદેશરની આ પિડાનું કારણ જણાવશે તો આપણી નૌકા કિનારે આવી ડુબશે."

ડૉકટર લલુભાઇએ કહ્યું:-"હું ગમે તેમ કરીને નાથુરાને ઘેર મોકલું છું; પરંતુ તેના કરતાં મને તમારી જ વધુ બ્હીક લાગે છે; તમે એવા બે ફિકર થઇ ગયા છો કે, તમારાં જ મુખમાંથી કંઇ વાત નીકળી જાય, એવી મને બ્હીક લાગે છે."

હીરાજી બોલ્યોઃ-"મારે માટે તમે ચિંતા કરશો નહિ; જાઓ, અત્યારે જ નાથુરાને વિદાય કરી દો."

ડૉકટર લલુભાઇ અરદેશરનાં શયનગૃહમાં આવી ઉભો, નાથુરાએ તેને પૂછયું:-"આપ હજુ અહિં છો? હું ધારતી હતી, કે આપ આપના હાથમાંના રોગીની ભવયંત્રણા દૂર કરવા માટે બહાર ગયા હશો."

લલ્લુભાઇ ગંભીર સ્વરે બોલ્યો,:-"તમારી સાથે મારે જરૂરી વાત કરવી છે, તમે શાંત થઇ સાંભળો આજ તમારી વર્તણુંકથી મને ઘણુ દીલગીરી થઇ છે; તમે આબરૂદાર વેપારી માણેકજી ફરામજીની પુત્રી છો, તમારી આબરૂની સીમા નથી; તમે તમારા પ્રેમીને જોવા અહિં આવતાં લગાર પણ ન અચકાયાં! આ શું તમારે યોગ્ય કાર્ય થયું છે? તમે આટલાં બધાં અજ્ઞાન છો, તે મેં કદી ધાર્યું નહોતું."

નાથુરા બોલીઃ-"આપ મોટા વિચારકના જેવી વાત કરો છો, પરંતુ હું આપના જેવા વિચારો કરવા જેટલી યોગ્યતા ધરાવતી નથી; હું તો મને જે સારૂં લાગે છે, તે કરૂં છું."

ડૉકટરે કહ્યુ:-"તમે શું એમ કહેવા માગો છો કે આ કામ મેં સારૂં કર્યું છે?"

નાથુરા બોલીઃ-"મેં શું ખરાબ કામ કર્યું છે. સાહેબ? મારા પિતાની તેજુરીમાં ઘણા રૂપીઆ છે, એટલે શું હું જેને ચાહતી હોઉં તેને મળવા પણ ન આવું? પૈસો શું પ્રેમથી વધુ મૂલ્યવાન છે? અહિં અરદેશરનાં કોઈ સગાંવહાલાં નથી, તેનાં દુઃખના સમયમાં કોણ તેની સંભાળ લે તેમ છે? વળી બે દિવસ પછી જેની સાથે તેનો વિવાહ

થવાનો છે, તે સ્ત્રી તેને જોવા ન આવે, તેની સેવા ચાકરી ન કરે, ત્યારે બીજાું કોણ કરશે ? ”

ડૉકટર લલ્લુભાઇએ કહ્યું:–“ નાથુરા, મારી વાત સાંભળ; માણુસ જોતાં જોતાં હું ઘરડો થવા આવ્યો છું, સંસાર સંબંધી મારો અનુભવ થોડો નથી; તમે અહિં આવ્યાં છો, એ વાત માણસો જાણે, તો એનું પરિણામ કેવું આવે, તે જાણો છો ? તમારા વિવાહને બીજે જ દિવસે, એટલું જ નહિ પણ તે પહેલાં પણ લોકો છુપી રીતે વાત કરશે કે તમે અરદેશરને ચાહતાં હતાં, અને તેને પ્રથમથી જ તમારૂં શરીર સોંપી દીધું હતું, તેથી બીજો ઉપાય ન જોતાં તમારા પિતા ભલે અરદેશર જેવા તદ્દન મૂર્ખ અને ગરીબને પોતાની દીકરી આપે. ”

ડૉકટર લલ્લુભાઇની વાત સાંભળી નાથુરા લગાર શરમાઇ જઇ બોલી:–‘ આપે જ્યારે અરદેશરની ચાકરીનો ભાર લીધો છે, ત્યારે હવે હું અહિં નહિ હોઉં તો પણ ચાલશે; હું હમણાં જ ઘેર જવા તૈયાર છું; પરંતુ તે પહેલાં અરદેશર સાથે મારે થોડી વાતો કરી લેવાની છે ”

લલ્લુભાઈ બોલ્યો:–“ તમારે જે કહેવું હોય, તે ખુશીથી કહી લો, હું બહાર હીરાજીને મળી આવું. ”

લલ્લુભાઈ હીરાજી પાસે આવી બોલ્યો:–“ નાથુરા હમણાં જ ચાલી જશે, તે અહિં આવી હતી, અને તેણે અરદેશરની પીઠે ફોલ્લો જોયો હતો, એ વાત પણ તે બનતાં સુધી જાહેરમાં લાવશે નહિ; તે અહિં આવી એ બહુ ખરાબ કામ થયું છે, એમ મેં તેને સમજાવી દીધું છે; તે બહુ શરમાઇ ગઇ છે ”

હીરાજીએ ડૉકટરને કહ્યું:–“ વિવાહ જેમ બને તેમ જલદી કરી દેવો પડશે; કઈ દિશાએથી વિપત્તિ આવી પડશે, તેનું અનુમાન થતું નથી. આવતી કાલે જ આપણો મોટો શત્રુ પૃથ્વી પરથી અદ્દશ્ય થઈ જશે, અને થોડા જ દિવસમાં અરદેશર એજરા સાહેબની અતુલ સંપતિનો વારસ ગણાશે; આજ રાત્રે જ ભીખો મેતા સાહેબની કન્યાના પ્રણયીને માટે મહાપ્રસ્થાનનો રસ્તો ખુલ્લો કરી રાખશે.

ડૉકટર લલ્લુભાઇએ કહ્યું:–“ તમે શું કહો છો ? ભીખાનો મને લગારે વિશ્વાસ નથી, કોઈ પણ કારણથી તે આપણો શત્રુ થઇ ઉભો રહેશે, તો આપણા દુઃખનો પાર રહેશે નહિ; સાવચેત રહેવાથી બહા-

રના શત્રુના હાથમાંથી બચાવ કરી શકાય; પણ ઘરનો શત્રુ અતિ ભયંકર છે. આપણી ઘણી છુપી વાતો ભીખો જાણે છે."

હીરાજી બોલ્યોઃ—"પરંતુ હું પણ કંઈ બાળક નથી, એક કાંકરે બે પક્ષી મારવાની મેં વ્યવસ્થા કરી છે; નવરોજી ત્રીજા માળ પરથી જમીન પર પડી મરી જશે, એટલે પોલિસ આ અકસ્માતનું કારણ શોધવામાં પ્રયત્નની ખામી નહિ રાખે; કોણે લાકડાં કાપ્યાં હતાં, તેની ખોળ પણ થશે. હું એવી યુક્તિ કરીશ કે પોલિસ સહેલાઈથી ભીખા ને પકડી શકશે; માટે તેના વડે આપણી છુપી વાતો ફુટવાનો કંઈ ભય નથી."

ડૉકટર લલ્લુભાઈએ કહ્યું:—"તમે ગાંડાની માફક બકો છો! પોલિસ ભીખાને પકડશે તો તે તમને ન બતાવતાં બધાં ગુન્હા પોતે સ્વીકારશે એવી તમને ખાત્રી છે?"

હીરાજી બોલ્યોઃ—"તે બાબતમાં મને કશો શક નથી; મેં તેને રૂપીઆ આપી આ કામ કરવાનું કહ્યું હતું, તે પોલિસના હાથમાં પકડાતાં જ તે કહી દેશે; અને કદાચ જમશેદજીને પણ આ બાબતમાં તે સપડાવશે, પરંતુ પોલિસ શોધ કરતાં છતાં મને પકડી શકશે નહિ; હીરાજી અને જમશેદજી બંને તે પહેલાં અદ્રશ્ય થઈ જશે."

તે દરમિઆન નાથુરા અરદેશરની રજા લઈ ત્યાં આવી પહોંચી; લલ્લુભાઈએ એક ગાડી બોલાવી તેને ઘેર મોકલી દીધી.

આ બનાવ બન્યા પછી થોડા કલાકબાદ પેસ્તનજી શાપુરજી જમશેદજી સાથે પેલી કંપની સંબંધમાં વિચાર કરવા આવ્યો. વકીલ બમનજી પણ ત્યાં હાજર હતો. આ કંપનીનું જે વિજ્ઞાનપત્ર લખાયું, તેનો કંઈક ભાગ આવો હતો:—

ઉત્તર બ્રહ્મદેશમાં હીરાનો વેપાર.

મુખ્ય કારખાનું—મગધ જિલ્લામાં.

મેસર્સ શાપુરજી ફ્રેન્ડસ્ એન્ડ કંપની

કેપિટલ રૂપીઆ ૫૦૦૦૦૦૦ (પચાસ લાખ.)

"આવતા જાનેવારી માસની બીજી તારીખથી મગધ જિલ્લામાં આ નવી ખાણ ખોદાવાનું કામ શરૂ થશે; અત્યારસુધીમાં ચાલીશ લાખ રૂપીઆના શેર વેચાઈ ગયા છે, બાકીના દસ લાખ રૂપીઆના શેર હજુ ભરાવાના છે; દરશેરની કિંમત એક હજાર રૂપીઆ છે. ભાગીદારો દરસેંકડે ઓછામાં ઓછા દસ ટકા પ્રમાણે લાભ મેળવશે,

તેમાં કશો શક નથી; લિમિટેડ કંપનીમાં મુડી રોકવાની આવી સગવડ મળશે નહિ. ડીરેકટરોનાં નામ માટે જુદું વિજ્ઞાપન જુઓ. "

જમશેદજી બોલ્યો:–" ભાષા તો સુંદર લખાઈ છે, આ હેન્ડબિલથીજ કામ ચાલશે."

પેસ્તનજી બોલ્યો:-" મને લાગે છે કે શેર ખરીદવાને બહારના બહારના માણસોની પણ તૂટાતૂટ થશે."

વકીલ બમનજી બોલ્યો:–" તે માટે આપણે કશી બ્હીક રાખવાની નથી; આપણા નિયમોમાં એક એવી કલમ રહેશે કે બોર્ડ ઓફ ડિરેકટરની ઇચ્છા હશે તો તે કંપનીના શેર કોઈ ખાસ વ્યક્તિને વેચાતા આપવાનું બંધકરી શકશે."

પેસ્તનજી બોલ્યો:–" તેથી એક અડચણ આવી પડવાનો સંભવ છે, જો કોઇ શેર હોલ્ડર બહારના કોઈ માણસ એક અથવા એકથી વધારે શેર વેચે તો તેને તેમ કરતાં અટકાવવાનો ઉપાય શો?"

બમનજી બોલ્યો:–" કોઈપણ શેરહોલ્ડર જો કોઈને કોઈપણ શેર વેચાતા આપવા માગતો હોય, તો બોર્ડ ઓફ ડિરેકટરની સહી વિના વેચાયલી રસીદ સ્વીકારશે નહિ."

પેસ્તનજીએ જમશેદજીને પૂછ્યું:-" ત્યારપછી કેવી રીતે આપણો આ અભિનય પૂરો થશે?"

જમશેદજી બોલ્યો:–" ઘણી સહેલાઇથી; પાંચ છ માસ પછી બધાં જાણી શકશે કે ખાણના વેપારમાં કંપનીને ભારે ખોટ ગઇ છે; ત્યારે કયો શેરહોલ્ડર પૈસા માગવા ઉભો રહેશે?"

પેસ્તનજી બોલ્યો:–" પરંતુ કામ સહેલું નથી, મને તો લાગે છે કે વિવાહમાં પહેરામણી બદલ જે કંઇ મળે તે આ વેપારમાં જાય નહિ તો સારૂં."

જમશેદજી પેસ્તનજી શાપુરજીને આશ્વાસન આપી બોલ્યો, " નુકસાનનો સંદેહ રાખતાજ નહિ, ઉલટું આપણામાંના દરેક કંઇ કંઇ રૂપીઆ ઘરમાં મૂકી શકશું; આપ નક્કી માનજો કે આપ આ કંપનીના ડિરેકટર નહિ થાઓ તો મેતા સાહેબની કન્યા સાથેના વિવાહની આશા રાખતા નહિ, એટલુંજ નહિ; પણ દેણાને લીધે આપને જેલમા જવું પડશે."

પેસ્તનજી શાપુરજીનું જોર બધું પડી ભાગ્યું હતું; તેણે વિજ્ઞાન પત્ર નીચે લિમિટેડ કંપનીના ડિરેકટર અને મેનેજિંગ એજન્ટ તરીકે સહી કરી આપી.



# પ્રકરણ ૨૬ મું

## પડદો ઉપડયો

નવરોજી એક દિવસ સવારમાં પોતાનાં મકાનમાં બેઠો બેઠો પેન્સિલ વડે કાગળપર એક નકશો આંકતો હતો, એ વખતે બારણાંપર કોઇએ ટકોરા કર્યા.

નવરોજી બોલ્યોઃ—" કોણ? અંદર આવો. "

આવનાર માણસે નવરોજીના ઓરડામાં પ્રવેશ કર્યો, નવરોજી નવાઇ પામી આવનાર માણસ સામું જોઇ રહ્યો. તે ખુરશેદજી, મેતા પોતેજ હતા. મેતા સાહેબે કહ્યું:-" તમે મને ઓળખતા નથી, મારૂં નામ દાઉદભાઇ ઇબ્રાહીમ છે; ચિત્રકળાપર મને બહુજ પ્રીતિ છે. મેં સાંભળ્યું છે કે તમે બહુ સારા ચિત્રકાર છો; તેથી આજ તમને મળવા આવ્યો છું. "

નવરોજી મેતા સાહેબને ઓળખતો હતો, મેતા સાહેબ મારી પાસે શા માટે આવ્યા હશે? મારી આગળ પોતાની જાત છુપાવવાનું કારણ શું? તેનો હેતુ શું ખરાબ હશે? નવરોજી કંઇ ધારી શક્યો નહિ; પરંતુ તેણે કહ્યું:-" આપના મેળાપથી હું બહુ ખુશી થયો છું, પરંતુ આપને બતાવી શકું એવું ચિત્ર હાલમાં મારી પાસે નથી; જે થોડાં ઘણાં જુનાં ચિત્રો છે, તે આપની ઇચ્છા હોય તો બતાવું. "

મેતા સાહેબે એ વાતનો કંઇ જવાબ ન આપતાં તે ઓરડાની ચારે બાજુ નજર નાખી; હીરાજીએ તેને જે છબીની વાત કહી હતી, તે તેણે તેજ ઓરડાના ખુણામાં જોઇ, નવરોજીનાં આંકેલાં બે ચિત્રો જોઇ રહ્યા બાદ મેતા સાહેબે પૂછયું:-" પેલી એક છબી કપડાં વડે ઢાંકેલી છે કે? તમારી બધી છબીઓમાં મને તે સહુથી શ્રેષ્ટ જણાય છે; શું તે હજુ પૂરેપૂરી ચિતરાઇ રહી નથી? "

નવરોજીએ કહ્યું:—" પૂરી ચિતરાઇ રહી છે; તે મેંજ ચિતરેલી છે, પરંતુ તે બતાવવામાં મને મોટી અડચણ નડે છે. "

મેતા સાહેબે કહ્યું:—" મને લાગે છે કે તે છબી કોઇ બીની છે? "

નવરોજીએ કહ્યું:—" આપનું અનુમાન ખરૂં છે. "

મેતા સાહેબ ક્ષણભર નિસ્તબ્ધ રહી બોલ્યાઃ—" એ તમારી પ્રણયિનીનું ચિત્ર જણાય છે; મેં અનેક ચિત્રકાર સાથે મેળાપ કર્યો છે, તેઓમાંના ઘણાખરા પોતપોતાની ઉપપત્નીનું ચિત્ર ખૂબસુંદર ચીતરી, સુંદર ફ્રેમમાં મઢાવી, રાખી મૂકે છે."

મેતા સાહેબની વાત સાંભળી નવરોજીનું મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું. તે ઉશ્કેરાઈ જઈ બોલ્યોઃ—" સાહેબ, માફ કરશો, આપે તદન જૂઠી વાત કહી છે; બીજા ચિત્રકારો માટે કદાચ તે ખરૂં હોય, પણ મારે માટે તે વાકયો તદન જૂઠાં છે; તે એક અતિ પ્રવિત્ર હૃદયવાળી અને નિષ્કલંક ચરિત્રવાળી યુવતિનું ચિત્ર છે. હું કબૂલ કરૂં છું કે હું તે યુવતીને ચાહું છું પ્રાણથી પણ અધિક ચાહું છું, પરંતુ હું તેને તે કરતાં પણ વધુ સન્માન આપું છું; મેં તેને અત્યાર સુધીમાં એક શબ્દ પણ એવો કહ્યો નથી, કે જે શબ્દ સાંભળી તેનાં માબાપોને શરમાવું પડે."

નવરોજીની વાત સાંભળી મેતા સાહેબ લગાર નિચિંત થઇ પૂછવા લાગ્યા, " સારામાં સારૂં ઓઇલ પેઇન્ટીંગ આંકવા માટે, જેનું ચિત્ર આંકવું હોય તેને ચિત્રકાર આગળ બેસવું જોઇએ કે નહિ?"

નવરોજી બોલ્યોઃ—" જરૂર તેમ કરવુંજ પડે, કેવળ ફોટોગ્રાફ પરથીજ ઉત્કૃષ્ટ ઓઇલ–પેઇન્ટીંગ આંકી શકાય નહિજ. આ યુવતી પણ મારી પાસે આવેલ હતાં. તે એક અતિ આબરૂદાર માણસનાં પુત્રી છે; તોપણ અપવાદની બ્હીક ન રાખતાં મારે ઘેર આવ્યાં હતાં, તે પરથીજ આપ જાણી શકશો કે મારા તરફ તેમનો કેટલો પ્રેમ છે. હું એમને ચાહું છું, ચાહું છું કહેતાં બરાબર ભાવ બતાવતો નથી, ભક્ત જે રીતે દેવતાની પૂજા કરે, તે રીતે હું તેમની પૂજા કરૂં છું. પરંતુ તેની સાથે મેળાપ કરવાની મને આશા નથી; અમારા મિલન–માર્ગમાં ઘણી અડચણો છે. તે એક મહાસંભ્રાન્ત ધનાઢય વ્યક્તિની અગાધ દોલતની વારસ છે, તેના પિતા સમાજમાં શ્રેષ્ઠ વ્યક્તિ છે; અને હું અજાણ્યાં કુળવાળો, સામાન્ય ચિત્રકાર છું. મારાં જીવનની કહાણી અતિ શોચનીય છે; મારા પિતા માતા કોણ છે, તે હું જાણતો નથી, નાનપણમાં હું અનાથાશ્રમમાં ઉછર્યો હતો; બાર વરસની ઉમરે હું મુંબાઈ આવી પહોંચ્યો, ત્યારપછી આ સખત મજુરી કરીને અતિકષ્ટે ગુજરાન ચલાવું છું, એ બધી વાતો કહી હું આપનો વખત ગુમાવીશ નહિ. મારી જાતે હું ચિત્રકામ શીખ્યો

છું, પરંતુ તે મારો ધંધો નથી, હજુ પણ મારે સામાન્ય મજુરની પેઠે મહેનત કરી ગુજરાન ચલાવવું પડે છે. ”

મેતા સાહેબ નવરોજી સામા ઉભા રહી સ્તબ્ધ ભાવે આ બધી વાત સાંભળવા લાગ્યા; તે શું બોલવું તે નક્કી કરી શક્યા નહિ. આ સચ્ચરિત્ર વિનયી અને પરિશ્રમી યુવકની સરલ વાતો સાંભળી તેની તરફ મેતા સાહેબને શ્રદ્ધા અને સહાનુભૂતિ ઉત્પન્ન થયાં હતાં, પરંતુ તેનાં મુખપર તેનો ભાવ ફુટયો નહિ.

નવરોજી બોલવા લાગ્યો:–“ મારાં દુર્ભાગ્યની ખરી ઓળખાણ મેળવ્યા છતાં એ યુવતી મને ચાહવા લાગી; મારા આ ઓરડામાં બેસીનેજ તેણે સ્વીકાર કર્યો કે હું તમારા સિવાય બીજા કોઇને પરણીશ નહિ. થોડા દિવસ પહેલાં મુંબાઇના એક પ્રસિદ્ધ મહાપુરુષ તેને પરણવા તૈયાર થયા હતા, પરંતુ એ યુવતીએ તેને અમારા છુપા પ્રેમની વાત જણાવી, તેથી તે મહાપુરુષે વિવાહ તોડયો છે. કેવળ તેટલુંજ નહિ; પણ તે અત્યારે મારા પ્રિયતમ મિત્ર બન્યા છે. હું જેને ચાહું છું તે આવાં સરલ હૃદયનાં અને મહાન્ સ્વભાવનાં સુંદરી છે. સાહેબ, આપને જો એ છબી જોવી હોય, તો તે આપને બતાવવામાં કશી હરકત નથી.

મેતા સાહેબે કહ્યું:–“ મારા તરફ તમારો જે વિશ્વાસ છે, તે માટે આપને ધન્યવાદ આપું છું. ”

નવરોજી કર્ણેલિયાનાં ચિત્ર પાસે જઇ ઉભો રહ્યો, ત્યાર પછી મેતા સાહેબના મુખ સામે જોતાં જણાયું કે તેનું મુખ ફીકું પડી ગયું છે.

મેતા સાહેબે કહ્યું:–“ તમને અડચણ ન હોય, તો છબી બતાવો. તે જોવાની મને બહુજ ઉત્કંઠા થઇ છે. ”

નવરોજીએ ચિત્રપટનો પડદો ખસેડયો; મેતા સાહેબ કર્ણેલિયાનું ચિત્ર જોઇ નવાઇ છુપાવી શક્યા નહિ; નવરોજી જેવો એક અપ્રખ્યાત ચિત્રકાર આવુ સુંદર ચિત્ર ચતરી શકે, તેવું તેમણે અનુમાન પણ નહોતું કર્યું. મેતા સાહેબ વખાણ કરતી આંખોએ અનેક ક્ષણ સુધી તે છબી સામું જોઇ છેવટે બોલ્યા:–“ છબી બહુ સુંદર છે. ” ત્યાર પછી ધીમેથી કંઇ બબડયા, નવરોજી તે સાંભળી શક્યો નહિં.

થોડી મિનિટ સુધી મનોયોગપૂર્વક એ ચિત્ર જોઇ રહ્યાબાદ



"નવરોજીએ ચિત્રપટનો પડદો ખસેડયો; મેતા સાહેબ કર્ણિ-લિયાનું ચિત્ર જોઇ નવાઇ છૂપાવી શકયા નહિ."

પૃષ્ઠ ૧૪૮

મેતા સાહેબે નવરોજી સામું જોયું. તેની નજરમાં સહૃદયતા અને સહાનુભૂતિ પ્રગટ થઇ રહી; તે હાથ લાંબો કરી નવરોજીને શેકહેંડ કરતા કરતા બોલ્યા: " નવરોજી, તમે પ્રતિભાવાન ચિત્રકાર છો; હું જાણું છું કે ગરિબાઇ એ ગુન્હો નથી, બધાં હમેશાં ગરીબ રહેતાં નથી. મેં તમને મારી જે ઓળખાણ આપી છે, તે ઓળખાણ ખરી નથી; મારૂં નામ ખુરશેદજી મેતા છે. કર્ણેલિયા મારીજ પુત્રી છે. કેટલાક નરપિશાચોએ તરકટ કરી તમારૂં અને મારૂં લોહી પીવા માટે તરવારો ઉગામી છે, જો હું તેને નિરસ્ત્ર કે પરાસ્ત કરી શકીશ, તો કર્ણેલિયા તમારા હાથમાંજ સોપીશ. તમે તેના પ્રેમને લાયક છો. "

## પ્રકરણ ૨૭ મું

### નવો મિત્ર.

તેજ દિવસે સંધ્યાકાળ પછી નવરોજી જમવા માટે એક હૉટલમાં ગયો; તે જે ટેબલપર જમવા બેઠો હતો, તે ટેબલપર બીજા ચાર–પાંચ માણસો જમતા જમતા વાતો કરતા હતા; તેની પાસેજ એક યુવક બેઠો હતો, તે એક ડિશ માંસ અને થોડી રોટલી લઇ ખાતો ખાતો નવરોજી તરફ વાંકી આંખે જોવા લાગ્યો, ત્યાર પછી તે જાણે અત્યંત છાકટો બન્યો હોય, તેમ નવરોજીનાં શરીરપર પડયો, અને તેનાં શરીરપર થુકયો ! નવરોજી નવાઇ પામી તેના સામું જોઇ રહ્યો; આ શું તેણે જાણી જોઇને કર્યું હશે ? નવરોજીને વિચાર થયો કે તેના નાકપર એક બે ગુસ્તામારી તેને લગાર સજા કરવી; પરંતુ વિવાદ કરવા તરફ તેને અભાવ હતો. તે તેને દૂર ઠેલી નિ:શબ્દે આહાર કરવા લાગ્યો !

પરંતુ તે માણસ તો શાંત રહ્યો નહિ, તે માંસ ખાતો ખાતો તેના ટુકડા નવરોજી પર નાખવા લાગ્યો !

નવરોજીએ ગુસ્સાભેર તેની સામે જોઇ કહ્યું:–" અહિં માણસ બેઠું છે, તે તમે જોઇ શકતા નથી ? "

જંગલી માણસ બોલ્યો:–" તમે શું એમ કહેવા માગો છો કે મારે આંખ નથી ? " તેણે અકસ્માત ઉભા થઇ નવરોજીના મુખપર એક લાત મારી.

નવરોજી ગુસ્સો અટકાવી શકયો નહિ; તેના શરીરમાં જોઇએ તેટલું બળ હતું, તેણે ઉઠી બંને હાથે પેલા માણસને જમીનપર પછાડયો; ત્યાર પછી તેના મુખપર અને માથાંપર જ્યાં આવે ત્યાં લાતોના પ્રહાર કરવા લાગ્યો. તે માણસ માટી પર પડી ખૂન કર્યું, ખૂન કર્યું" એમ બૂમો પાડવા લાગ્યો.

તેના બરાડાથી બે પોલિસો ત્યાં આવી ચડયા, તેઓ નવરોજીના હાથ પકડી કહેવા લાગ્યા:–" તમે કેવા માણસ છો, આ માણસનું ખૂન કરવા તૈયાર થયા છો ! થાણામાં ચાલો. "

નવરોજીએ ઘણું કહ્યું, પણ કંઇપણ પરિણામ ન આવ્યું; તેઓ તેને થાણામાં લઇ ગયા, અને એક કોટડીમાં પૂરી દીધો.

થોડીવાર પછી એક પોલિસ અમલદારે નવરોજીને પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો.

નવરોજીને જેની પાસે લાવવામાં આવ્યો, તેને જમાદાર ઇન્સ્પેક્ટર કે બીજા કોઇ પોલિસ અમલદાર તરીકે નવરોજી ઓળખી શકયો નહિ; એ અમલદારની ઉમર લગભગ પચાસેક વર્ષની હતી; તે અતિ રૂપાળો પુરુષ હતો, તેને જોતાંજ તે ગૃહસ્થ માણસ જેવો જણાતો હતો; આંખોપર સોનાના ફ્રેમવાળા ચશ્માં, અને પોશાક અત્યંત સાદો હતો.

આ પોલિસ અમલદારે નવરોજીને એક ખુરશીપર બેસવાનું કહ્યું.

નવરોજી બેઠો એટલે તેણે કહ્યું:–" આપની સાથે બીજી વાત કહેતાં પહેલાં હું આપને એક વાત જણાવવા ઇચ્છું છું કે આપના શત્રુનો તોટો નથી, તેઓએ આપપર પાકી નજર રાખી છે. "

નવરોજી બોલ્યો:—"હું જાણું છું કે મારા શત્રુ ઘણા છે, અને મારી દરેક હિલચાલપર તેની નજર છે; પરંતુ મને લાગે છે કે આપ જાણતા નહિ હો કે આપના પોલિસોએ મને ગેરવાજબી પણે અહિં પકડી આણ્યો છે, એ છોકરો પ્રથમ મારા—"

અમલદાર બોલ્યો:–" તે છોકરો બીજો કોઇ નહોતો, પણ મારો નોકર હતો; આપને મળવાની જરૂર હોવાથી બીજાને સંદેહ ઉત્પન્ન ન થાય તેવી રીતે આપને આ પ્રમાણે પકડી લાવવામાં આવ્યા છે. મારા મિત્ર વૃદ્ધ દોરાબજી કામાએ મને જણાવ્યું હતું કે " કેટલાક બદમાસો મારા પુત્રને હેરાન કરવાના પ્રયત્નો કરે છે; તે-

ઓએ મારા પુત્ર જહાંગીરજી પાસેથી ખોટો દસ્તાવેજ કરાવ્યો છે; એટલુંજ નહિ, પણ જહાંગીરજી જરબાનુ નામની એક યુવતીને લઇ પરદેશ ચાલ્યો જાય, તેવો પ્રયત્ન કરવા માટે તેણે આ જાળ પાથરી છે."

નવરોજી બોલ્યો:—"એ બાબત સાથે મારે શો સંબંધ છે તે હું સમજી શકતો નથી."

અમલદાર બોલ્યો:—"સંબંધ ન હોય તો હું આપને અહિં લાવત નહિ. મને લાગે છે કે આપ મને ઓળખતા નથી, મારૂં નામ બહાદુરશાહ છે, મુંબાઇ શહેરના ડિટેક્ટિવ વિભાગનું કામ મારા હાથ નીચે છે. મને ઘણા દિવસોથી ખબર મળી છે કે એ બદમાસો અનેક આબરૂદાર વંશનાં સ્ત્રી-પુરુષોનાં અનેક ગુપ્ત પાપોની શોધજ કરે છે, અને પછી એ પાપો જાહેર કરી દેવાનો ડરામણી બતાવી તેઓ પાસેથી અનેક રૂપીઆ પડાવે છે; અને તેનો ધંધો થઇ પડયો છે. હું તેને પકડવા માટે ગયાં બે વરસોથી ભારે મહેનત કરૂં છું, પરંતુ સફળ થઇ શકતો નથી. કારણ કે પાપ છૂપું રાખવા માટે જેઓ તેને પૈસા આપે છે, તેઓ પાસેથી કશી મદદ મેળવવી એ અસંભવિત છે; તેઓ કંઇપણ વાત કરવાને તૈયાર નથી. હું પહેલાં આપને ઓળખતો નહિ; પરંતુ બે દિવસ પહેલાં મને ખબર મળી છે કે એ બદમાસો સાથે આપને હરિફાઇ ઉત્પન્ન થઇ છે; તે જાણ્યા પછી અડતાળીશ કલાકમાં હું આપના જીવનની બધી વાતો જાણવાને શક્તિમાન થયો છું. હું આપની પાસે જાણવા માગું છું કે જમશેદજી નામના એક પાકા બદમાસ તરફ આપે શામાટે લક્ષ રાખ્યું છે, અને શામાટે આપ પેસ્તનજી શાપુરજીને આપનો પ્રધાન શત્રુ માનો છો ?"

નવરોજી જાણતો નહોતો કે પોલિસ મારા સંબંધમાં આટલું બધું જાણે છે; તે બોલ્યો, "સાહેબ, મને માફ કરશો; આપ જે જે વાત પૂછો છો, તે સાથે જો કેવળ મારા એકલાનેજ સંબંધ હોત, તો તે પ્રશ્નનો હું જવાબ આપી શકત; પરંતુ એની સાથે કોઇ કોઈ આબરૂદાર કુટુંબનાં ગુપ્ત રહસ્યોનો સંબંધ છે; બીજાની પાસે એ વાત પ્રગટ કરવાનો મને અધિકાર નથી."

બહાદુરશાહ બોલ્યો, "કોઇપણ રોગ આરોગ્ય કરવા જતાં, તે ગમે તેટલો છુપો હોય, તોપણ તે ડોકટર પાસે છુપાવવો એ નિરા-

પદ નથી; હું જાણી શક્યો છું કે પેસ્તનજી શાપુરજી સર ખુરશેદજી મેતાની કન્યા સાથે પરણવા તૈયાર થયો છે; મેતા સાહેબે પહેલાં સુવિખ્યાત દીનશા કાવસજી દસ્તુરને પોતાની કન્યા આપવાનું વચન આપ્યું હતું, પરંતુ અકસ્માત તે એ સંબંધ તોડી પેસ્તનજીના જેવા કોડી વિનાના, ચારિત્ર વિનાના મૂર્ખના હાથમાં પોતાની કન્યા આપવા કેમ તૈયાર થયા છે? મને ખાત્રી છે કે મેતાસાહેબ પોતાની ઇચ્છાથી નહિ, પણ કોઇના સાંડસામાં સપડાઇ આ કામ કરવા તૈયાર થયા છે; તેનું એકજ કારણ હોઈ શકે કે પેસ્તનજી નક્કી મેતા પરિવારનું કંઇપણ છુપું રહસ્ય જાણે છે; આ વિવાહ ન કરવાથી તે રહસ્ય જાહેરમાં મૂકવાની તેણે બ્હીક બતાવી છે."

નવરોજી બોલ્યો:—"આપ આ વાત કેવી રીતે સાબિત કરશો? આપનું અનુમાન જુઠુંએ હોય."

બહાદુરશાહ બોલ્યો:—પરંતુ તે આંશિક સત્યતો છે જ. આજ સાંજરે મેતા સાહેબ આપને ઘેર મળવા આવ્યા હતા; મારા ગુપ્તચરને મુખે મેં સાંભળ્યું છે કે મેતાસાહેબ આપને મળવા આવ્યા ત્યારે અત્યંત ગુસ્સામાં જણાતા હતા; પરંતુ તે જ્યારે આપની સાથે મેળાપ કરી બહાર નીકળ્યા ત્યારે તે લગાર પ્રફુલ્લ અને નચિંત જણાતા હતા; તે પરથી મેં અનુમાન કર્યું છે કે પેસ્તનજી સાથે તેની કન્યાનો વિવાહ ન થાય તે માટે આપે કંઇ ઉપાય નક્કી કર્યો છે."

નવરોજી આ વાતનો કંઇપણ જવાબ ન આપતાં નિસ્તબ્ધ ભાવે બેઠો રહ્યો.

બહાદુર કહેવા લાગ્યો:—" એ હતભાગ્ય પેસ્તનજીનો વંશજ રહસ્યથી ભરપુર છે; લગભગ તેત્રીસ વર્ષ થયાં પોલિસ તે ગુપ્ત રહસ્યો જાણવા માટે પ્રયાસ કરે છે, પણ સફળ થઈ શકતી નથી. લગભગ તેત્રીસ વર્ષ પહેલાં પેસ્તનજીનો ભાઇ મેરવાનજી એક રાતે એકાએક ગુમ થઇ ગયો; તે ક્યાં ગયો, તેનો પત્તો પોલિસે ખુબ ખોળ કરી છતાં મળતો નથી. પરંતુ મેં શોધખોળ કરી શોધી કાઢ્યું છે કે મેતા સાહેબની સ્ત્રી સાથે પ્રથમ મેરવાનજી શાપુરજીને મિત્રતા હતી; મેરવાનજી શાપુરજીનાં ગુમ થવાં સાથે આ વિવાહને કંઇ સંબંધ તો નહિ હોય? આપ મારી આગળ કંઇપણ વાત છુપાવશો નહિ, કારણ કે આપનો અને મારો ઉદ્દેશ એકજ છે; આપે જેઓ તરફ લક્ષ રાખ્યું છે; તેનાપર અમે ઘણા દિવસથી નજર રાખી છે; મને ખાત્રી

છે કે તેઓના છુપા ભેદ ફોડવા માટે આપ અમને મદદ આપશો. કેટલીય વાર મને લાગ્યું છે કે એને હું કેદ કરૂં, પરંતુ મને એ સાહસ કરવું ઠીક લાગતું નથી; કારણ તેઓ ધનવાન છે, ગુપ્તરહસ્યના ધંધામાં તેઓ વરસે લાખ કરતાં વધુ રૂપીઆ કમાય છે. વિના પ્રમાણે તેને કેદ કરતાં કદાચ તે પૈસાના બળે સહેલાઇથી કાયદાની આંખમાં ધૂળ નાખે અને હું નોકરી ખોઇ બેસું.”

નવરોજી બોલ્યો:—“આપે જે ગુપ્ત રહસ્યોની વાત કહી તે હું જાણતો નથી; તોપણ હું એટલું જાણું છું કે પેસ્તનજી શાપુરજી મેતા સાહેબને બ્હીક બતાવી ફરજ ન પાડત, તો તેઓ કદી પોતાની કન્યા તેને ન આપત; વળી હું મારા અનુભવ મુજબ એટલું પણ જાણી શકો છું કે જમશેદજી નામના જે માણસને આપ બદમાસ તરીકે જણાવો છો, તેજ આ તરકટનો નાયક છે, તેની સાથે અરદેશર નામનો એક મૂર્ખ યુવક કોણ જાણે ક્યાંથી આવી ભરાયો છે. જહાંગીરજી જે યુવતિને માટે ગાંડો બની ગયો છે, તે યુવતી એ અરદેશર સાથેજ મુંબાઇમાં આવી હતી; સાંભળવા મુજબ એ અરદેશર જલદીથી માણેકજી ફરામજી નામના એક આબરૂદારની કન્યા સાથે વિવાહ કરવાનો છે. એના જેવા મૂર્ખાને માણેકજી ફરામજી શામાટે કન્યા આપે છે, તે હું સમજી શકતો નથી.

બહાદુરશાહ બોલ્યો:—“હું તે કરતાં વધુ જાણુંછું. મને ખાત્રી છે કે જમશેદજીનો દૂત હિરાજી, જમશેદજી અને એ માણેકજી ફરામજી એ ત્રણે જણ એકજ માણસ છે, જુદા જુદા પહેરવેશથી તે ત્રણ નામે રંગભૂમિપર અભિનય કરે છે. તેનાં ટોળામાં પેસ્તનજી શાપુરજી, ડોક્ટર લલ્લુભાઇ, અને વકીલ બમનજી નામના બીજા પણ કેટલાક માણસો છે; તેઓ પ્રથમ આબરૂદાર કુટુંબનાં છુપાં રહસ્યોનો ધંધો કરતા; પરંતુ ધીમે ધીમે છેતરપિંડી કરતાં તેઓનું સાહસ વધી ગયું છે, અત્યારે તેઓ કેટલાક લોકોના પૈસા હજમ કરી જવા માટે એક લિમિટેડ કંપની કાઢવા માગે છે! મેં તેની જાહેરખબર વાંચી છે. હવે જો એ બધા બદમાસોને જલદી પકડવામાં નહિ આવે તો ઘણા માણસોના પૈસા ડુબશે, અને આપણી એ આબરૂની સીમા નહિ રહે. તેઓ એક બીજા ધનવાનને જાળમાં પકડવા માગે છે; તેનું નામ બહેરામજી એન્જરા છે. ઘણા દિવસ પહેલાં એન્જરા સાહેબનો એક પુત્ર થયો છે; બમનજી એન્જરા સાહેબનો વકીલ હોઈ તેને સાથે રાખી

તેઓએ ગુમ થયેલા પુત્રની શોધ કરે છે."

નવરોજીએ સરળતાપૂર્વક પોતાની બધી વાત બહાદુરશાહને કહી; બહાદુરશાહે નિઃશબ્દે એ બધીવાત સાંભળી, પછી તે બોલ્યો, "હવે હું કાર્યકારણનો સંબંધ જરાતરા જાણી શક્યો છું; હું આપને ખાત્રી આપુંછું, કે આપે કંઇ બ્હીક રાખવી નહિ; એક મહિનામાં મેતા સાહેબની કન્યા કર્ણુલિયા સાથે આપનો વિવાહ થશે. આ વિષયમાં હું આપને વચન આપું છું; અને હું જ્યારે કોઇને કંઇ વચન આપું છું, તે કદીપણુ અપૂર્ણ રહેતું નથી, પરંતુ એક વાત છે; આપને આટલી ખાત્રી આપુંછું, છતાં આપનું જીવન ભયમાં આવી પડ્યું છે, તે બાબતમાં મને કશો શક નથી; આપ તેઓની આશામાં પ્રધાન આડ છો; આપને દૂર કરવા માટે તેઓ ખુબ પ્રયત્ન કરશે, એ વાત આપ રાતદહાડો યાદ રાખશો; એક હોટલમાં બે ટંક જમશો નહિ; કોઇપણુ ખોરાકમાં જો કોઇપણુ જાતની અસ્વાભાવિક ગંધ આવતી હોય, તો તે ફેંકી દેશો; કોઇપણુ ટોળામાં જતા નહિ; અપરિચિત ગાડીપર ચડતા નહિ; કોઇપણુ ઉંચાં સ્થાનપર ચઢી તે સ્થાન બરાબર તપાસી પછીજ કઠેડાપર પગ મૂકજો. ટુંકામાં કહું તો દરેક વાતમાં સાવચેતી રાખશો, દરેક મનુષ્યપર શક લાવજો; હવે આપ જઇ શકશો."

નવરોજી બહાદુરશાહને સલામ કરી ઉઠયો; બહાદુરશાહ બોલ્યો, એક મિનિટ થોભો, આપની પીઠપર કે ખભાપર કંઈ ચિન્હ છે?"

નવરોજી બોલ્યોઃ-"હા, નાનપણમાં મારી પીઠપર ખભા નીચે કંઈ પડવાથી ચામડી દાઝી ઘા પડયો છે."

બહાદુરશાહ બોલ્યો, "હવે મારે કંઈ કહેવાનું નથી; નવરોજી એજરા, હવે આપ પધારો."

નવરોજી ચાલ્યો ગયો; બહાદુરશાહે તેને નવરોજી એજરા શા માટે કહ્યો? તે અત્યંત વિસ્મય પામ્યો, પરંતુ તેનું કારણુ સમજી શક્યો નહિ.

## પ્રકરણ ૨૮ મું

---

## જિંદગી ભયમાં.

નવરોજી બહાદુરશાહ પાસેથી ગયો, એટલે બહાદુરશાહે ફિરોજ નામના કોઇ માણસને બોલાવ્યો. ફિરોજ બહાદુરશાહના હાથ નીચેનો એક શિખાઉ જાસૂસ હતો. ફિરોજ બુદ્ધિમાન ધૂર્ત કાર્યનિપુણ, અને વિશ્વાસુ હતો. તે માટે બહાદુરશાહ પોતાની હાથ નીચેના બધા ડિટેક્ટિવો કરતાં તેને વધુ ચાહતા હતા.

ફિરોજ બહાદુરશાહ પાસે આવ્યો એટલે બહાદુરશાહે કહ્યું, "જે યુવક અહિંથી બહાર ગયો, તેને તેં જોયો ?"

ફિરોજશાહે માથું હલાવી હા પાડી; બહાદુરશાહ બોલ્યો:—"મેં ઘણા દિવસથી એની હિલચાલ ધ્યાનમાં રાખી છે; તેનું હૃદય અતિ ઉચ્ચ છે, તે સાહસિક માણસ છે, ટુંકામાં તે એક સજ્જન પુરૂષ છે; એ યુવકપર મને વિશ્વાસ છે, પરંતુ કોઈ કારણથી તેના શત્રુ ઘણા થઇ ગયા છે; જમશેદજીનાં માણસો ગમે તે કારણે પણ તેને મારી નાખવાને પણ આચકો ખાશે નહિ, તું હમેશાં તેનાપર નજર રાખજે તેનાં પર દુઃખ આવી પડવાનો સંભવ છે, એમ કહી મેં તેને સાવચેત કર્યો છે; પરંતુ વિપત્તિ ક્યારે અને કઇ તરફથી આવે છે તે અત્યંત સાવચેત માણસો પણ નક્કી કરી શકતા નથી; માટે તારે જેમ બને તેમ તેનું જીવન દુઃખમાં ન આવી પડે, તેની સાવચેતી રાખવાની છે, જો તું કોઈપણ કારણથી તેને તારી ઓળખાણ આપવા માગતો હોય, તો ત્યાં તું તારૂં ખરૂં નામ ન જણાવતાં કુબેરજી એવું નામ જણાવજે, અને તું મારો માણસ છે, એ પણ જણાવજે, તારાપર આ જવાબદારી મૂકી છે, મને આશા છે કે તું તે બરાબર બજાવશે; તું છુપાવેશથી તેને મળજે."

ફિરોજે પૂછ્યું:—"તેનું ઠેકાણું શું છે ?" બહાદુરશાહે તેને ઠેકાણું કહ્યું,

નવરોજીએ કામા સાહેબનાં જે મકાન ચિતરવાની જવાબદારી લીધી હતી, ત્યાં બીજે દિવસે દશેક વાગ્યે તે આવ્યો. ત્રીજા માળના કઠેડાપર તે વખતે ચિત્રકામ ચાલતુ હતું; માટે તે રંગ અને પીછી લઈ અધુરૂં કામ આગળ ચલાવવાની તૈયારી કરવા લાગ્યો.

તેણે લગભગ અરધો કલાક એ પ્રમાણે કામ કર્યું હશે, તેવામાં

એ કઠેડા નીચેનો રસ્તો કે જે એક મોટો રાજમાર્ગ હતો, ત્યાં એક આર્ત્તનાદ સાંભળ્યો; સ્ત્રી જેવા અવાજથી કોઇ વ્યાકુળ ભાવે બોલી ઉઠયું કેઃ–"નવરોજી, નવરોજી, હું મહા મુશ્કેલીમાં આવી પડી છું; હું કર્ણેલિયા, તમારી મદદ લેવા આવી છું."

કર્ણેલિયાનું નામ સાંભળતાંજ નવરોજી પીછી ફેંકી તે કઠેડાનાં લાકડાં પકડી રસ્તા પર જોવા લાગ્યો; પરંતુ રસ્તા પર કોઇને ન જોતાં તે લાકડાં પર વધુ ભાર મૂકી કઠેડા નીચે નજર કરવા લાગ્યો. તેનાં શરીરના ભારથી એકાએક લાકડાં ખસી ગયાં, અને નવરોજી સાથે એ બધું જમીનપર પડયું.

એ બધું નીચે પડયું તે ફક્ત બે ત્રણ સેકન્ડમાંજ. પરંતુ એ બે ત્રણ સેકન્ડ પણ નવરોજીને ઘણો વખત લાગ્યો; એક ક્ષણમાં તે પોતાની શોચનીય અવસ્થા સમજી ગયો; એક ક્ષણમાં તેની જિંદગી પૂરી થવાની હતી! આજ તેની બધી આશા ગુમ થવાની હતી! જિંદગીની આ છેલ્લી ક્ષણે પણ તે પોતાની પ્રિયતમા કર્ણેલિયાને વિસર્યો નહિ.

આ મકાનમાં રેતીનું કામ કરવા માટે નીચે જે રેતીનું ઢગલો કર્યો હતો, તેમાંની લગભગ વીસગાડી રેતી હજુ સુધી ત્યાંજ પડી હતી. નવરોજી બધા કઠેડા સાથે તે રેતીના ઢગલા પર પડયો.

આ અકસ્માત જોઈ લગભગ ત્રીસ ચાળીશ જણા આજુબાજુથી ત્યાં દોડી આવ્યા; તેઓએ જોયું કે નવરોજી બધા કાટથી જુદો પડી લોહિઆળે શરીરે પેલા રેતીના ઢગપર પડયો છે, તે અચેતન થઇ ગયો છે, તેનો જમણો હાથ ભાંગી ગયો છે, પગપર અને છાતી પર પણ ભારે ઘા પડયા છે; તેનાં માથાંપરથી લોહીથી ધારા છુટી છે; તેને ભાન નહોતું, તેનાં શરીરમાં પ્રાણ છે કે નહિ તે પણ કહી શકાતું નહોતું. ફિરોજશા છુપે વેશે થોરે દૂર તેની તપાસ રાખતો હતો; નવરોજીપર આવું દુઃખ આવી પડશે, તે તો તેની કલ્પનામાં પણ નહોતું; તે તો તરતજ નવરોજી પાસે દોડયો આવ્યો; પાસેજ એક પાણીનો નળ હતો, ત્યાંથી ખોબોભરી પાણી લાવી તેણે તેની આંખો પર છાંટયું; નાકે હાથ મૂકી જોયું તો જણાયું કે શ્વાસ ચાલે છે કે નહિ તે બારાબર જણાતું નથી; મુખમાંથી લોહી નીકળતું હતું.

જોનાર માણસો માથું હલાવી બોલ્યાઃ-" થઇ ગયું છું! આટલે ઉંચેથી પડેલ માણસ બચે?"

થોડા ફુટ દૂર એક ઇસ્પિતાલ હતી, થોડી મિનિટમાંજ નવરોજીનો દેહ એક ખાટલામાં નાખી ત્યાં મોકલાવવામાં આવ્યો.

વાચકો જાણે છે કે જમશેદજીના છુપા જાસુસ ભીખાએ સ્ત્રીનો વેશ લઈ રૂપીઆને લોભે આ કામ કર્યું હતું. સૈભાગ્યને લીધે તે ફિરોજશાહ આ ગોલમાલમાં તેને નાસતો જોઈ સિંહની માફક એક ફલાંગ મારી તેના પર પડયો, અને તેના વાળો મૂઠીમાં પકડયા લાંબા વાળા ખસી પડયા.

ફિરોજશાએ તેનું શરીર પકડી તેના ગાલપર જોરથી એક લાત લગાવી દીધી; ત્યાર પછી તેનો કાન પકડી ખેંચતાં ખેચતાં કહ્યું, " તું કોણ છે; જલદી કહે ! "

ભીખો રોતો રોતો રોતો બોલ્યોઃ–" હું કોઈ નથી. "

આ વખતે તેની પીઠ પર જબરી લાત પડી, તે લાતથી જેવા તેવા માણસનું શરીર તો તૂટી પડત; પરંતું ભીખાનું શરીર અત્યંત મજબુત હોવાથી તે તે આઘાત સહન કરી શકયો.

ફિરોજશાહે અત્યંત અધીર ભાવે બૂમ પાડી પૂછ્યુંઃ–" અત્યારે તું કોણ છે તે બોલ ? સ્ત્રીનો પોશાક પહેરી છુપે વેશે તેં શા માટે નવરોજીને બોલાવ્યો ? કોણે તને અહિં મોકલ્યો હતો ? " ફિરોજ શાહે ઉન્મત્તની પેઠે ભીખાનું ગળું દાબ્યું, તેનો શ્વાસ ઘુંટાવા લાગ્યો, મુખમાથી ફીણ નીકળવા લાગ્યાં, આંખો ઉંચી ચડી ગઇ.

ભીખાએ અતિકષ્ટે કહ્યુંઃ–" મૂકી દો, બધું કહું છું "

ફિરોજશાહે તેનું ગળું છોડી દઇ હાથ પકડયો, તેની કાંચળી પકડી ફાડી નાખી, અને હાથમાંથી કાચની બંગડી ભાંગી નાખી, ત્યાર પછી ગર્જના કરી કહ્યું, " હરામજાદા, પાજી, બદમાસ, અત્યારેજ તું તારી ખરી ઓળખાણ નહિ આપે, તો જોડે જોડે તારૂં માથું તોડી નાખીશ. "—ફિરોજશાહ પોતાની વાત અમલમાં મૂકવા માટે જોડો કાઢવા લાગ્યો.

ભિખાએ આમ પકડાઈ માર ખાવો પડશે; એ સ્વપ્ને પણ ધાર્યું નહોતું; તેણે ધાર્યું હતું કે એક ગલિમાં જઈ છુપો વેશ કાઢી નાખીશ, પછી મને કોણ પકડવાનું છે ? પરંતુ તેની આશા પૂરી ન થઇ.

ફિરોજશાહ તેને વધુ માર મારવાને તૈયાર થતો હતો, તેવામાં

એણે પોતાની ઓળખાણ આપી; અને હીરાજી પાસેથી લાંચ લઇને તેણે આ કામ કરવાનું માથે લીધું હતું, એ પણ જણાવી દીધું. હીરાજી પર તેને બહુ ગુસ્સો ચઢયો હતો, હીરાજીની નઠારી સલાહથીજ તેની આ ગતિ થઇ હતી !

ફિરોજશાહે પૂછયું:–" હીરાજી કોણ છે ? "

ભીખાએ કહ્યું:–" જમશેદજીનો નોકર, "

ફિરોજશાહે પૂછયું:–" હીરાજીએ તને આ રીતે બૂમ પાડવાનું શા માટે કહ્યું હતું ? "

ભીખો તે પ્રશ્નનો ઉત્તર આપી શકયો નહિ, તે બોલ્યો, "મને તેણે દશ રૂપીઆ આપી કહ્યું હતું કે, " જો તું આ મકાન નીચે ઉભો રહી એ પ્રમાણે બૂમ પાડીશ, તો તને બીજા દસ રૂપીઆ આપીશ. "

ફિરોજશાહે ભીખાને થાણામાં મોકલી દીધો, બહાદુરશાહે તેના પર નવરોજીનાં રક્ષણનો ભાર મૂકયો હતો. પરંતુ તે ન પાળી શકવાથી ભારે શરમાવા લાગ્યો; તે અતિશય ઉદ્વિગ્ન ચિત્તે ઈસ્પિતાલમાં ગયો, તેણે ડોકટરને નવરોજીની સ્થિતિ સંબંધી પૂછપરછ કરી; ડોકટરે માથું હલાવી ગંભીર અવાજે કહ્યું, " સ્થિતિ સારી નથી; શું થશે તે કહી શકાતું નથી, જિંદગીની આશા થોડીજ છે. "

આખો દિવસ અને રાત ગઇ, પણ નવરોજીને ભાન ન આવ્યું તે શબની માફક પડયો રહ્યો.

બીજે દિવસે સવારે નવરોજીએ આંખો ઉઘાડી પૂછયું:–" હું કયાં છું ? અહિ મને કોણ લાવ્યું ? "—પરંતુ તેને કાંઈ પણ જવાબ ન મળ્યો, નવરોજી પ્રથમની વાતો યાદ કરવા લાગ્યો, પરંતુ કંઇ પણ યાદ આવ્યું નહિ; તે ધીમેથી બોલ્યો:–" કર્ણેલિયા, કર્ણેલિયા ! " તે પોતાનું પાસું ફેરવવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ આખાં શરીરમાં જે વેદના થતી હતી, તેના આગળ શરીર હલાવવું એ પણ કષ્ટકર હતું, તો પછી પાસું ફેરવવાની તો વાત જ શી કરવી !

તેજ દિવસે સાંજરે બહાદુરશાહ છુપે વેશે તેને મળવા આવ્યો, તેણે જોયું કે નવરોજીને ભાન આવ્યું છે; તે નવરોજીનાં કાન આગળ પોતાનું મુખ લાવી ધીમેથી બોલ્યો:–" હું બહાદુરશાહ છું; આપને

મેં સાવચેત કર્યા હતા, પરંતુ આપે મારી સલાહ મુજબ કામ કર્યું નથી. તે માટેજ આપને આ દુઃખમાં પડવું પડયું છે. આપ હતાશ થશો નહિ; મેં આજે બપોર પછી મેતા સાહેબનો મેળાપ કર્યો હતો; પેસ્તનજી શાપુરજી સાથે તેની કન્યાને પરણાવવાનો વિચાર એક માસ બંધ રાખવાનું મેં તેને કહ્યું છે. તેણે મારી માગણી સ્વીકારી છે. જ્યાંસૂધી આપ શાન્ત ન થાઓ, ત્યાંસૂધી અહિંજ રહેજો; કોઇને કંઇપણ વાત કહેશો નહિ; કોઇએ આપેલો ખોરાક ખાશો નહિ. મારો માણસ માંદાનો વેશ લઈ અહિં રહ્યો છે, તે આપના પર નજર રાખશે; જ્યારે જે વાત આપને જણાવવાની જરૂર પડશે, ત્યારે હું તે વાત જણાવી જઇશ. કુબેરજીના નામથી ઓળખાણ આપે, તે માણસે આણેલું ખાન-પાન આપ ગ્રહણ કરશો, બીજાનું નહિ.”

---

## પ્રકરણ ૨૯ મું

---

### વહાણ ડૂબ્યું.

અમે જે સમયની વાત કરીએ છીએ, તે વખતે બહાદુરશાહ મુંબાઇ પ્રદેશનો એક પ્રખ્યાત ડિટેકટીવ ગણાતો હતો. ડિટેકટીવ સમાજમાં તેનું આસન બહુ ઉંચું હતું; એટલું ખરૂં, કે બેચાર અંગ્રેજ ડિટેકિટવો તે વખતે ડિટેકટીવ વિભાગમાં તેના કરતાં ઉચ્ચ આસને વિરાજતા હતા, પરંતુ બહાદુરશાહના જેવો દૂરદર્શી બુદ્ધિમાન અને કાર્યકુશળ અમલદાર તે વખતે એકેય નહોતો, એ વાત કહેવામાં જરાપણ અતિશયોક્તિ થતી નથી એ અંગ્રેજ ડિટેકટીવોએ પણ ઠગ અને લુટારાઓનાં ટોળાને કબજે કરાવવામાંજ બધી બુદ્ધિ ખરચેલી હતી. નાનાં મોટાં શેહેરોનાં તરકટો તોડવામાં ભાગ લીધો નહોતો.

ઘણા દિવસોથી બહાદુરશાહને જમશેદજી અને તેનાં ગોઠીઆઓનાં તરકટોની ખબર પડી હતી. પરંતુ અત્યાર સુધીમાં કોઇ પણ માણસ તેની વિરૂદ્ધ ફરિયાદ નહિ કરેલી હોવાથી, અને તેઓ વિરૂદ્ધ કોઈ ઉઘાડો અપરાધ મૂકી શકાય તેવું કારણ ન મળવાથી તે તેને પકડી શકયો નહોતો; પરંતુ ચાલુ ઘટનાના સંબંધ પૂર્વે બે વર્ષ પહેલેથી તેણે તેનાપર બરાબર નજર રાખી હતી, અને તેને તેના ગોઠીઆઓ સાથે ગિરફતાર કરવાની સગવડ ખોલતો હતો.

ખાણુનાં વેપારની જાહેર ખબરો અને મોટાં મોટાં ભીંતોપર ચોઢેલાં કાગળોથી જે દિવસે મુંબાઇ શહેરના દરેક રાજમાર્ગોપરનાં ઘરોની દિવાલો ઢંકાઇ ગઈ, તે દિવસથી બહાદુરશાહ એ ટોળાંને પકડવા માટે અતિશય પ્રયત્નો કરવા લાગ્યો. ત્યાર પછી નવરોજી સાથે તેને જે વાતચીત થઈ હતી, તે અમે ગયા પ્રકરણમાં જણાવી ગયા છીએ. નવરોજી ત્રીજા માળના કઠેડા પરથી નીચે પડ્યો, ત્યારે તેને ખાત્રી થઇ કે આ કામમાં એ ઠગોનો 'હાથ છે. ત્યાર પછી ફિરોજશાહના હાથમાં સપડાયેલા ભીખાએ હીરાજીને આ બનાવના નાયક તરીકે જણાવ્યો, ત્યારે તેણે નક્કી કર્યું કે કેવળ હીરાજી નહિ, પણ એ ટોળીમાં જે જે લોકો છે તેને કેદ પકડવા જોઇએ.

જમશેદજીને પણ છુપા જાસૂસોની ખોટ નહોતી; જ્યારે ભીખાએ પોલિસને એ બધી વાત જણાવી, કે તરત તે વાત જમશેદજીને કાને ગઇ. તે ઘણા દિવસથી આવી વિપત્તિનો સંદેહ કર્યો આવતો હતો, અને તે માટેજ તે સાધારણ માણસો પાસે હીરાજીના છુપાવેશે જાણીતો થયેલો હતો; તે સમજી ગયો કે હવે હીરાજીના છુપાવેશને ઉડાવી દેતાં બધી વિપદ ઉડી જશે; કારણ તે જો હીરાજીનો છુપો વેશ ધારણ ન કરે, તો તેને હીરાજી તરીકે કોણ ઓળખવાનું હતું?– તે દિવસેજ તેણે હીરાજીનો કોટ અને ટોપી, તેની દાઢી અને મૂછો, વગેરે બધું બાળી નાંખ્યું.

પરંતુ તેને તરત ખબર મળી, કે પોલિસો આ વખતે હીરાજીનીજ શોધ નહિ કરે, જમશેદજીને પણ પકડી શકે એવો સંભવ છે, કારણ કે ભીખાએ પોલિસ પાસે કબૂલ કર્યું છે કે હીરાજી આ કર્તવ્યનો મુખ્ય નાયક નથી, પણ તે તો જમશેદજીનો પગાર ખાનાર નોકર માત્ર છે; જમશેદજીની સલાહ મુજબજ હીરાજી ચાલે છે. માટે જમશેદજીએ જુનાં લુગડાંની માફક જમશેદજીનો સ્વાંગ તજી માણેકજી ફરામજીનો સ્વાંગ ચાલુ રાખ્યો. તેના ગોઠીઆઓમાંથી કોઇ જાણતું નહોતું કે માણેકજી ફરામજી એજ જમશેદજીનું બીજું રૂપ છે!

પેલી ઘટના ઘટ્યા પછી થોડા દિવસ પછી માણેકજી ફરામજીની વિશાળ હવેલીની એક છુપી ઓરડીમાં એક બેઠક મળી. તે બેઠકમાં માણેકજી ફરામજી, તેના મિત્રો ડોકટર લલુભાઈ, અરદેશર અને પેસ્તનજી શાપુરજીને ધીરજ રાખવાની સલાહ આપતો હતો;

કારણકે તેઓ ત્રણ જણને શકા હતી કે કદાચ ત્રણ ચાર દિવસમાં પોલિસની અમારા પર નજર પડવાની. ડોકટર લલ્લુભાઇને સહુથી વધુ બ્હીક લાગી હતી.

માણેકજી ફરામજી બોલ્યોઃ–"હું કબૂલ કરૂં છું કે, પોલિસને હીરાજી અને જમશેદજી પર સંદેહ આવ્યો છે; પરંતુ હીરાજી અત્યારે જીવતો નથી, અને જમશેદજી કયાં છે, તે પોલિસના દાદા પણ જાણી શકવાના નથી; માટે તમારે કશો ડર ખાવાનું કારણ નથી, તેમાં પણ આપણે જાળ બરાબર પાથરી છે, માટે હવે થોડી ધીરજ રાખો; તમે બધા તમારી મહેનત કરતાં વધુ મેળવશો, તેની હું ખાત્રી આપું છું. વકીલ બમનજી બહેરામજી એજરાને સાથે લઈ તેના ગુમ થયેલા પુત્રની શોધમાં ગુજરાત તરફ ગયા છે, તે હવે જલદી મુંબાઇ આવશે. બહેરામજી અહિં આવી મારા જમાઇ અરદેશરને પોતાના પુત્ર તરીકે સ્વીકારશે. તે દરમિયાન મેતા સાહેબની કન્યા સાથે પેસ્તનજીનો વિવાહ પણ થઇ જશે; પેસ્તનજીજ છેવટે મેતા સાહેબની અગાધ દોલતનો વારસ થશે, તેમાં સંદેહ આણવા જેવું કશું નથી. જરબાનુ કદાચ અરદેશરને ઓળખે એવા ભયથી મેં જહાંગીરજી કામાને પણ બરાબર સપડાવ્યો છે; જૂઠા દસ્તાવેજની મદદથી હું તેને ક્ષણમાં પકડાવી શકું તેમ છું, એ બ્હીકે જહાંગીરજીને મુંબાઈ તજાવવાનો પ્રયત્ન કરૂં છું. તે જરબાનુને લઇ કલકત્તા ચાલ્યો જવાનો છે; તરકટી દસ્તાવેજની વાત જુની નહિ થાય ત્યાં સુધી ઓછામાં ઓછાં બે વરસ સુધી તો તો તે અહીં આવવાનો નથી."

ડોકટર લલ્લુભાઇએ કહ્યુંઃ–"પણ આપણા શત્રુઓ શું આપણને રહેવા દેથી છોડી દેશે?"

માણેકજી ફરામજી બોલ્યોઃ–"આપણને શા માટે પકડે? હીરાજી કે જમશેદજી તો નથી, તેઓએ કરેલાં કોઇ છુપાં પાપ સાથે આપણને સંબંધ પણ નથી; આપણે આબરૂદાર વેપારી છીએ, ડોકટર લલ્લુભાઇ, વકીલ બમનજી, એટલુંજ નહિ પણ મારો જમાઈ અરદેશર, એમાંના કોઇએ તરકટ કે છેતરપિંડીની મદદ લીધી નથી તેમાં પણ એક જણ ફરિયાદી થઇ ઉભો નહિ રહે ત્યાં સુધી પોલિસ આપણને કંઇ કરી શકવાની નથી; મોટો ફરિયાદી નવરોજી તો મરણતોલ અવસ્થામાં ઇસ્પિતાલમાં પડયો છે, તેનાં માથાની ખોપરી પણ ભાંગી ગઇ છે; માટે તેના તરફથી ડરવાનું કારણ નથી. કદાચ જો તે સાજો થઇ ઉઠે,

પરંતુ તેમ થવાને બહુ વાર લાગશે; ત્યાં સુધીમાં તો મેતા સાહેબની કન્યા સાથે પેસ્તનજીનો વિવાહ થઈ જશે. નવરોજીના મિત્ર દસ્તુર સાહેબ ત્યારે તેને મદદ આપી શું કરશે?—આપણને ચારે તરફની અવસ્થા તો આશાપ્રદ જણાય છે."

ડોકટર લલ્લુભાઇએ કહ્યું:—"પરંતુ મેતા સાહેબ આ વિવાહ એક ખાસ હડસેલે છે શા માટે? મને તો લાગે છે કે તેના આ ઠરાવમાં આપણે મળતા ન થઇ તો ઠીક."

માણેકજી ફરામજી બોલ્યો:—"મેતા સાહેબે કહેવરાવ્યું છે કે હું હજુ મારી કન્યાને પરણાવવાની બધી તૈયારીઓ પૂરી કરી શક્યો નથી; આ વાતમાં કંઇ ગુપ્ત હેતુ છે, એમ હું માનતો નથી. તેમને આ વિવાહ એકદમ પૂરો કરવાનું કદાચ તેનું પરિણામ આપણી વિરૂદ્ધ આવે, એમ જણાય છે. આપણે માટે અત્યારે જેમ બને તેમ શાન્તિથી કામ કરવું વધારે સગવડ ભરેલું છે, તો પછી નકામું યુદ્ધ ઉભું કરવાનું કંઈ કારણ નથી. આપણી કંપનીના શેર જે ઝડપે ભરાઇ ગયા છે, તે હિસાબે જોતાં આપણે થોડા દિવસમાં એ વેપારનો અભિનય બંધ કરી શકશું. અત્યારે તો હું કેવળ બમનજીનાં આગમન-ની રાહ જોઉં છું."

તેજ દિવસે સાંજરે બહેરામજી એજરા વકીલ બમનજી સાથે માણેકજી ફરામજીને ઘેર આવ્યા. વકીલ બમનજીએ પોતાના મુંબાઈ આવ્યાની વાત પહેલેથીજ છુપી રીતે માણેકજી ફરામજીને જણાવી હતી, માટે તે એજરા સાહેબનાં આગમનની રાહ જોતો બેઠો હતો; પરંતુ તે વખતે પણ તે એકલો નહોતો, ડોકટર લલ્લુભાઇ, અરદે-શર અને અરદેશરની નવી પત્ની નથુરાબાઇ પણ ત્યાંજ બેઠાં હતાં.

વકીલ બમનજીએ અરદેશરને એજરા સાહેબને તેના પુત્રરૂપે ઓળખાવ્યો. લાંબા વખત પછી પુત્રનું મુખ જોઇ એજરાસાહેબના આનંદની સીમા ન રહી; અરદેશરની સુંદર મૂર્તિ જોતાંજ તેને તરતજ વિશ્વાસ બેસી ગયો, કે આજ મારો ગુમ થયેલો પુત્ર છે. અરદેશરને મુખે તેનાં બાલ્યજીવનની કરુણ કહાણી સાંભળતાં સાંભળતાં પુત્ર તરફ સહાનુભૂતિથી તેનું હૃદય ભરાઇ આવ્યું; અરદેશરે સુપ્રસિદ્ધ વેપારી માણેકજી ફરામજીની કન્યા સાથે વિવાહ કર્યો છે, તે વાત સાંભળી તે બહુ ખુશી થયા. પુત્ર અને પુત્રવધુને સાથે જોઈ તેનું હૃદય શાન્ત

થયું; તે અરદેશરનો હાથ પોતાના હાથમાં લઈ સ્નેહપૂર્વક બોલ્યા, "પુત્ર, મને તારી શોધ લાગી છે, એ ખબર મેં તારી માને જણાવ્યા નથી; આજ રાત્રે હું તેને બધી વાત જણાવીશ, કાલ સવારે તને અને મારા દીકરાની વહુને ભારે ધામધુમ સાથે આપણે ઘેર લઇ જઇશ."

વાતચીત ચાલતી હતી, એ વખતે તે ઓરડાની બહાર અત્યંત કોલાહલ થવા લાગ્યો; ડૉકટર લલ્લુભાઇએ પૂછ્યું:–"બહાર આટલો બધો કોલાહલ થવાનું શું કારણ?"

માણેકજી ફરામજી ઉઠી બોલ્યો:–"હું તેનું કારણ જાણું છું." તેણે બારણાં ઉઘાડયાં કે તરત તેની નજરે એક સોનાનાં ચશ્માવાળો કદાવર શરીરનો આબરૂદાર ગૃહસ્થ તે ઓરડા તરફ આવતો જણાયો; તેની પાછળ એક પોલિસ ઇન્સ્પેક્ટર અને છ કોન્સટેબલ હતા!

ડૉકટર લલ્લુભાઈ બારણાં આગળ આવી નવાઈ પામી બ્હીકથી ઘાંટો પાડી ઉઠયો:–"સત્યાનાશ વળ્યું, આ તો ડિટેકટીવ સુપરિન્ટેન્ડેન્ટ બહાદુરશાહ!

બહાદુરશાહ ધીરે ધીરે તે ઓરડામાં આવ્યો, અને ઓરડામાંનાં બધાંનાં મુખપર એક નજર ફેંકી બોલ્યો:–"મને જણાય છે કે હું બરાબર વખતે આવ્યો છું."

તેની વાત સાંભળી ગુન્હેગારોનાં હ્રદય કંપવા લાગ્યાં. વકીલ બમનજી ઉભો થઇ કંપતો કંપતો તે ઓરડાના એક ખુણામાં ભરાઇ ગયો; ડૉકટર લલ્લુભાઇ છાકટાની માફક લથડતો લથડતો એક ખુરશીપર બેસી ગયો; અરદેશર બેભાન જેવો બની ગયો! બહેરામજી એન્જરા કંઇ સમજી ન શકતાં બહાદુરશાહનાં મુખ સામું જોઈ રહ્યો; નાથુરા પણ દિગ્મૂઢ બની ગઇ! કેવળ માણેકજી ફરામજી ગુસ્સાથી પૂછવા લાગ્યો:–"આપને શું જોઇએ છીએ? મારી આ છુપી ઓરડીમાં આવવાનો તમને શો અધિકાર છે?"

બહાદુરશાહ જરાપણ ન અચકાતાં મૃદુ સ્વરે બોલ્યો:–"અમે અહિં શા માટે આવ્યા છીએ, તે આ ઇન્સ્પેક્ટર સાહેબ આપ સર્વને સમજાવી દેશે; સંક્ષેપમાં હું માત્ર એટલુંજ જણાવું છું કે હું હિંદના શહેનશાહને નામે હીરાજી, ઉર્ફે જમશેદજી, ઉર્ફે માણેકજી ફરામજીને કેદ કરવા આવ્યો છું."

માણેકજી ફરામજી બોલ્યોઃ–" હું આપની વાતનો અર્થ સમજી શકતો નથી."

બહાદુરશાહ બોલ્યોઃ–" નથી સમજી શકતા ? હીરાજીનાં તરકટથી નવરોજીની જિંદગી ભયમાં આવી પડી છે; હીરાજી શું એટલી બધી કળાથી આત્મગોપન કરી શક્યો છે કે માણેકજી ફરામજીને હીરાજી અથવા જમશેદજી માની ઓળખવાનો કંઇ ઉપાયજ નથી ? બહુરૂપીની ખરી મૂર્તિ ઓળખી તેને જાહેરમાં લાવવાનું કામ બહાદુરશાહથી અસાધ્ય નથી."

માણેકજી ફરામજીની છાતી ધડકવા લાગી, પરંતુ તેણે મોઢાંનો દંભ છોડયો નહિ; તે બોલવા લાગ્યોઃ–" આપની વાતો પાગલ જેવી જણાય છે; આપ ક્યાં સાહસથી મારા જેવા આબરૂદાર વેપારી અને બેંકરનાં મકાનમાં આવી મારા બંધુ–બાંધવો સમક્ષ મારૂં આવું અપમાન કરો છો ?"

બહાદુરશાહ હસતો હસતો બોલ્યોઃ–" બીજાનું સર્વસ્વ હરી લેનાર વાટપાડુ અત્યંત આબરૂદાર મર્ચન્ટ અને બેંકર હોય છે, તે હું જાણું છું; તમારા એક આબરૂદાર મિત્ર અને ખાણુની કંપનીના પ્રધાન ડિરેક્ટર સાહેબ પેસ્તનજી શાપુરજીને અહિં કેમ જોતો નથી ?"

માણેકજી ફરામજી ગુસ્સાથી બોલ્યોઃ–" સાહેબ, આપની ફરિયાદ અતિ મોટી છે, મારી વિરુદ્ધ આપ કંઈપણ સાબીતિ આપી શકશો ?"

બહાદુરશાહે ખીસામાંથી એક પત્ર બહાર કાઢયો, એ પત્ર નાથુરાએ અરદેશરને તેની માંદગીના વખત દરમિયાન મોકલ્યો હતો. પત્ર ઉઘાડી બહાદુરશાહે માણેકજી ફરામજી સામે ધર્યો, તેણે કહ્યું, " મને લાગે છે કે તમે તમારી કન્યાના હસ્તાક્ષર ઓળખો છો, તમારી કન્યાએ વિવાહ પહેલાં અરદેશરને આ પત્ર લખ્યો છે; કાગળ હું વાંચું છું સાંભળો, "

પ્રાણાધિક ! મેં તે દિવસે તમારી પાસે આવી તમારી જે અવસ્થા જોઇ છે–તેથી મારૂં હૃદય ચિરાઇ જાય છે;તમારી એવી અવસ્થામાં હું તમારી સેવા કરી શકી નથી, એ દુઃખ મારે માટે ઓછું નથી; પરંતુ હીરાજી અને ડોક્ટર લલ્લુભાઇએ મને ત્યાં રહેવા ન દીધી. તમારાં સાજાંતાજાં શરીરપર આ પ્રમાણે પ્રચંડ ચિહ્ન કરવાનો તેમનો શો ઉદ્દેશ હશે, તે હું પહેલાં તો સમજી શકી નહિ; કારણ જાણુવાને

માટે મેં બહુજ વ્યાકુળ થઈ છુપી રીતે શોધખોળ કરવાનું બાકી રાખ્યું નથી. અનેક પ્રયત્નો પછી હું જાણી શકીછું કે તમને કોઇ એક લાખોપતિના ગુમ થયેલા પુત્રરૂપે સાબીત કરવા માટે તમને આટલું કષ્ટ આપ્યું છે! ડોક્ટર લલ્લુભાઇએ તમારાં પૃષ્ઠપર ચિહ્ન કરી તમે તે ધનવાન ગૃહસ્થના પુત્ર છો, તે સાબીત કરવાનું માથે લીધું છે; અને વકીલ બમનજી પોતાનાં અસાધારણ બુદ્ધિકૌશલથી સાબીત કરશે કે તમે તેનાજ પુત્ર છો; આમ હોવાથી મારા પિતાનો મહાન્ હેતુ જાણી મારૂં બધું દુઃખ દૂર થયું છે, હવે તમે સાજા થઇ ઉઠશો કે—"

અહિં સુધી વાંચ્યા બાદ માણેકજી ફરામજી ભગ્ન સ્વરે બોલી ઉઠયો, "સાહેબ, હવે વાંચવાની જરૂર નથી, મારી કન્યા નાથુરાની મૂર્ખાઇથીજ અમારૂં સત્યાનાશ વળ્યું!"

ત્યાર પછી બહાદુરશાહ વકીલ બમનજી તરફ જોઇ બોલ્યો, "ભારતેશ્વરને નામે હું તમને કેદ કરૂં છું."

બમનજી બોલ્યોઃ–"મારા સંબંધમાં આપની ગેરસમજ થઇ જણાય છે, મારી વિરુદ્ધ કંઇ સાબીતિ છે? આપ મને કેદ કરવા માગો છો, તો આપની પાસે મારી વિરુદ્ધ શું કોઇ પણ વોરન્ટ છે?"

બહાદુરશાહ બોલ્યોઃ–"હા, વોરન્ટ છે? પરંતુ બમનજી, માણેકજી ફરામજીના તરકટમાં ભળી તમે એક વેશ્યાના પુત્રને એક આબરૂદાર માણસના વારસ રૂપે ઓળખાવવા માગતા હતા, એ ગુન્હા સબબ તમારી વિરૂદ્ધ પકડવાનો પરવાનો નીકળ્યો નથી; લગભગ છ માસ પહેલાં તમે તમારી એક દાસી સાથે વ્યભિચાર કરી તેનાં સંતાનને મારી નાખ્યું છે; તેનું શબ તમે દાટી રાખ્યું હતું; તે બાળકનું શરીર એક કપડામાં વીંટળાએલું મળી આવ્યું છે. એ તમારૂંજ કામ છે, તે કંઇપણ સંદેહ વિના સાબીત થયું છે. એ નરહત્યાના અપરાધથી હું તમને કેદ કરૂંછું."

બહાદુરશાહના મુખે આ વાત સાંભળી વકીલ બમનજી વાઘની માફક એક છલંગ મારી માણેકજી ફરામજી પર કુદી પડયો, અને બોલ્યોઃ–"અરે વિશ્વાસઘાતી, છેતરામણા તેં છેવટે મને પણ પકડાવી દઇ સજ્જન પુરૂષ બનવાનો પ્રયત્ન કર્યો છે!"

પરંતુ બમનજી માણેકજી ફરમાનજી પર આક્રમણ કરી શકયો નહિ; બહાદુરશાહે તેનો મનોભાવ જાણી દઢ મૂઠીમાં

તેનો હાથ પકડી રાખ્યો; જમનજી સમજી ગયો કે બહાદુરશાહનાં શરીરનું અસુર જેટલું બળ મારાથી હઠાવી શકાશે નહિ.

માણેકજી ફરમાનજી બોલ્યોઃ–" મારો કંઇ અપરાધ નથી, જમદેશજીના છુપા કાગળો ચોરાઈ ગયા છે."

ડોકટર લલ્લુભાઇ સમજી ગયો કે હવે આશા નથી; જો કે બહાદુરશાહે તેની વિરૂદ્ધ કંઇ જણાવ્યું નહોતું, તેના વિરૂદ્ધ વોરંટ છે કે નહિ તે પણ જણાવ્યું નહોતું; તોપણ તે સમજી ગયો કે મારો છુટકો થવાનો નથી; નાથુરામભાઇનો જે પત્ર બહાદુરશાહના હાથમાં આવ્યો હતો, તે પત્રમાં જ તેના ગુન્હાની સાબીતિ હતી. બીજું કયું પ્રમાણ પોલિસે મેળવ્યું હતું, તે તે જાણી શકયો નહિ; તેણે હતાશ થઇ ધીમેથી કહ્યું, " હવે આશા નથી, હમણાં બધી ખરી વાત જાહેર થઇ જશે; મારા કેટલાક આબરૂદાર મિત્રોને શું મ્હોં બતાવી શકીશ? હું એક કેળવાયલો, આબરૂદાર ડોકટર છું, ઘણાં આબરૂદાર કુટુંબોમાં આવજા કરૂંછું, તેઓ આથી શું ધારશે! અપમાન કરતાં મરવું એજ સારૂ છે, હું મારૂં જીવન બગાડયા પહેલાં જીવ કાઢી નાખીશ."

ડોકટરે બીજું કોઇ ન જુએ તેમ પોતાની ઘડીઆળની ચેનનું લોકેટ ઉઘાડયું, તે લોકેટમાં અફીણના જેવું કાળું એક જાતનું ઝેર રાખેલું હતું; તણે તે બધું આંગળી પર લેઇ મુખમાં મૂકી દીધું; અને એક મિનિટમાં જતાં ન જતાંમાં તે હીસ્ટરીઆ વાળા રોગીની માફક ખુરશી પરથી જમીન પર પડયો; તેનું મુખ ફીકું પડવા લાગ્યું.

તે જોઇ બહાદુરશાહ એક કુદકો મારી તેની પાસે આવ્યો, અને તેને પકડી રાખી બોલવા લાગ્યો. " તમે આ મુર્ખાઈ શા માટે કરી? શું ઝેર ખાધું છે? કોન્સટેબલ ઉમેદસિંહ, તમે અત્યારે જ એક ડોકટર પાસે જાઓ, અને એક બીજાને પાણી લાવવાનું કહો."

અરદેશશર અત્યાર સુધીમાં કિંકર્તવ્યમૂઢ થઇ બેઠો હતો; તેણે જયારે જોયું કે તરકટ પકડાઇ ગયું છે, હવે છુટવાની કંઈ આશા નથી, ત્યારે તે ધીરે ધીરે નાસી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ બહાદુરશાહની નજર તેના પર પડતાં તેણે તેને કહ્યું, " ધનવાનના તરકટી પુત્ર થઈ તેનું બધું આત્મઘાત્ કરવાની આશાથી તમે પીઠની ચામડી પણ બદલાવી છે, પરંતુ તે આશા પૂરી ન થઇ;

કારણકે તમે જેનો વેશ લઇ સંસારની રંગભૂમિપર અભિનય કરવા તૈયાર થયા હતા, અમે તેને શોધી કાઢ્યો છે."

ત્યારપછી તેણે બહેરામજીના મુખ સામું જોઈ કહ્યું:—"એજરા સાહેબ, આપનાં મનનો ભાવ જોઇ મને આપ સ્વપ્નમાં જોતાં લાગો છો; આપ એક ભયંકર તરકટમાં સપડાઇ ગયા છો, તે આપ ક્ષણ પણ જાણ્યું નથી. આ વિશ્વાસઘાતક વકીલ બમનજી પર વિશ્વાસ રાખી આપે આપનાં ગુમ થયેલાં સંતાનને શોધવાનો ભાર તેના પર મૂક્યો હતો; પણ તે વિશ્વાસઘાતકે કેટલાક રૂપીઆના લોભથી આ પાપીઓ સાથે તરકટમાં જોડાઇ એક મૂર્ખ–વેશ્યા પુત્રને આપના પુત્ર તરીકે ઓળખવાનો પ્રયત્ન કર્યો હતો. અને આ માણેકજી ફરામજી અર્થાત જે પાપિષ્ઠ હીરાજી અને જમશેદજીનાં રૂપ લઈ ઘણા દિવસથી આ તરકટ સફળ કરવાનો પ્રયત્ન કરતો હતો; તે આપના પરલોક ગમન પછી આપની સમગ્ર સંપત્તિ હાથમાં લેવા માટે આ મુર્ખને તેની કન્યા પરણાવી બેઠો છે.

માણેકજી ફરામજી અત્યાર સુધી વિચારતો હતો કે કદાચ કોઇપણ રીતે આ જાળમાંથી હું નાસી શકીશ; પરંતુ બહાદુરશાહનાં છેલ્લાં વચનો સાંભળી તેની બધી આશા જતી રહી. તે બંને હાથે પોતાની કન્યાને પોતાની બાથમાં લઇ વ્યાકુળ સ્વરે બોલ્યો,"નાથુરા નાથુરા મેં તારૂં સત્યાનાશ વાળ્યું! તને અનંત ઐશ્વર્યની માલિક બનાવવા માટે હું જે યુક્તિ કરતો હતો, તે વ્યર્થ ગઇ, અભાગણી આજથી તું ભિખારી બની ગઇ! આજથી ઝાડના નીચે તારે આશરો લેવો પડશે. તું શું ખાઇને જીવીશ, ક્યાં આશ્રય મેળવીશ? જૂઠા લોભને વશ થઈ મેં તારૂં નખાલ બાળ્યું. આવા મૂરખને હાથે સોંપી મેં તારૂં બધું બગાડયું, તે ભિખ માગીને પણ તારૂં પેટ ભરી શકે તેમ નથી; હાય, હાય!" માણેકજી ફરામજી બાહ્ય જ્ઞાનશૂન્ય થઇ પડયો.

અરદેશરે જોયું કે હવે હું ડૂબવા બેઠો છું; છુટકાની આશા નથી. પરંતુ તોપણ તે હિંમત ન હાર્યો, જૂઠો આધાર લેવાને ન શરમાયો. તેણે બહાદુરશાહને કહ્યું:—"આપે જે વાતો કહી છે, તે તદ્દન જુઠી છે; કોણે કહ્યું કે હું એજરા સાહેબનો પુત્ર નથી? ઘણાં માણુસો દ્વારા સાબીત થઇ શકશે કે હું એજરા સાહેબનો ગુમ થયેલો પુત્ર છું."

બહાદુરશાહે હસતાં હસતાં કહ્યું:-"તમે એજરા સાહેબના પુત્ર નથી, એ વાત તમને બરાબર જણાવવા માટે હું સાબીતિ ઘેર મૂકી આવ્યો નથી"—તે પછી તેણે એક કોન્સ્ટેબલને ઇસારો કરી કહ્યું:-"બાઈ સાહેબાને હાજર કરો."

કોન્સ્ટેબલે બે મિનિટમાં એક યુવતીને ત્યાં હાજર કરી; તેનાં સામું જોઇ અરદેશર ગાંડાની માફક બોલી ઉઠ્યો:-"જરબાનુ, તમે અહિં?"

જરબાનુએ કહ્યું:-"તમે અહિં ક્યાંથી આવ્યા? મેં સાંભળ્યું છે કે તમે મોટા માણસના જમાઇ થયા છો; હવે શું તમને મારી વાત યાદ રહે ખરી?"

જરબાનુ અરદેશરનાં જીવનનું બધું રહસ્ય જાણતી હતી; અરદેશરથી હવે ખરી વાત નાકબૂલ કરવાનો ઉપાય રહ્યો નહિ; બહાદુર શાહે બહેરામજી એજરાના કાનમાં કંઇ કહ્યું, પછી પોતાના અનુચરોના હાથમાં કેદીઓને સોંપી, જાણે કંઇ ન બન્યું હોય તેમ તે બહેરાજી એજરા સાથે તે મકાનમાંથી બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૩૦ મું

### મધુરેણ સમાપયેત્.

ઉપલો બનાવ બન્યા પછી બીજે દિવસે બહાદુરશાહે ઇસ્પિતાલમાં આવી જોયું કે નવરોજીનો માથાંનો ઘા સુકાઇ ગયો છે, પરંતુ હાથનું હાડકું સંપૂર્ણ જોડાયું નથી; તેના હાથનું બેન્ડેજ હજુ ડોકટરે ખોલવા દીધું નથી. પરંતુ તેના જીવની હવે કોઇપણ જાતની શંકા ન હોવાથી બહાદુરશાહની પ્રાર્થના પરથી ડોકટરે તેને ઇસ્પિતાલમાંથી છોડયો. ઇસ્પિતાલ પાસેજ એક ગાડી ઉભી હતી, તે ગાડી પર બહાદુરશાહ નવરોજી સાથે ચઢયો.

ગાડી ચાલવા લાગી. બહાદુરશાહ બોલ્યો:-"હું ઘણા દિવસ થયાં, આપને મળી શકયો નથી, પરંતુ હું આપના કામ માટેજ ગુંથાયલો હતો; આપના બધા શત્રુઓ પકડાઈ ગયા છે. ડોકટર લલ્લુભાઇ એ આબરૂમાંથી બચવા માટે ઝેર ખાધું હતું, કાલ રાત્રેજ તેનું મરણ થયું છે; માણેકજી ફરામજીની અવસ્થા શોચનીય થઇ પડી છે; અકસ્માત્ તેની બધી આશા વ્યર્થ જતાં તે ગાંડા જેવો બની ગયો છે;



" તમારા ભાવિ જમાઈને જેટલું આદરમાન આપવું હોય તેટલું-આપો." પૃષ ૧૬૯

મને લાગે છે કે તે ગાંડો થઇ જશે, અને બનતાં સુધી ગાંડાની હસ્પિતાલમાંજ તેની જિંદગી પૂરી થશે. હીરાની ખાણની કંપની સંબંધના બધા કાગળો પકડાઇ ગયા છે; પેસ્તનજી શાપુરજીનો પત્તો નથી! બદમાસોએ કેટલાક આબરૂદાર માણસોના પૈસા લઇ લેવા માટેજ લિમિટેડ કંપની સ્થાપી હતી, તે સાબીત કરવું કઠણ નથી. છેતરપિંડીના અપરાધ સબબ પેસ્તનજી શાપુરજીને અતિ સહેલાઇથી જેલમાં નખાવી શકાશે."

નવરોજી બોલ્યોઃ–"હવે મને ક્યાં લઇ જાઓ છો?"

બહાદુરશાહ બોલ્યોઃ–આપનાં જીવનનો ઇતિહાસ હું પ્રથમથીજ કંઇક જાણું છું; જમશેદજીના કાગળો પરથી તે બધું હું સ્પષ્ટ રીતે સમજ્યો છું. તેના કાગળો પરથીજ હું જાણી શક્યો છું કે આપ બહેરામજી એજરાના ગુમ થયેલા પુત્ર છો, તેમાં કશો શક નથી. અત્યારે હું આપને મેતા સાહેબને ઘેર લઇ જાઉં છું; આજ સંધ્યા વખતે આપને ત્યાં નિમંત્રણ છે, તે અને તેની સ્ત્રી આપની રાહ જૂએ છે."

ગાડી થોડીવારમાં એપોલો બંદરપરના 'ધિ રેસ્ટ' નામના મેતા સાહેબના વિશાળ બંગલા પાસે આવી ઉભી.

ધોળા આરસની વિશાળ સોપાન શ્રેણી ચઢયા પછી બીજા માળ પર ચઢતાંજ નવરોજીએ જોયું કે પોતાનું આળખેલું કર્ણેલિયાનું ચિત્ર કિંમતી ફ્રેમમાં મઢાઈ દિવાલપર શોભી રહ્યું છે; આ જોઇ તેને પોતાની આંખોપર વિશ્વાસ ન બેઠો.

નવરોજી મેતા સાહેબ પાસે જઈ શું કરવું, શું બોલવું તેના વિચારવા પડ્યો; પરંતુ કંઇ નક્કી કરી શક્યો નહિ; બહાદુરશાહે તેને તે સંબંધમાં કંઇ ઉપદેશ આપ્યો નહોતો. પરંતુ તે મેતા સાહેબનાં સુવિશાળ ડ્રોઇંગરૂમમાં હાજર થયો કે તરત મેતા સાહેબે અતિ માન પૂર્વક તેનો હાથ પકડી અમિના આગળ જઇ કહ્યું:–"અમિના, આ કર્ણેલિયાને યોગ્ય વર છે; તમારા ભાવી જમાઇને જેટલું આદરમાન આપવું હોય તેટલું આપો." ત્યાર પછી તે એક જુદા ઓરડામાંથી કર્ણેલિયાને હાથ પકડી ત્યાં ખેંચી લાવ્યા, અને સ્નેહપૂર્વક બોલવા લાગ્યા, "કર્ણેલિયા, તું તેને સ્વામી રૂપે મેળવી સુખી થા, તેના હાથમાંજ તને સોંપીશ. હું જાણું છું કે તું જેને ચાહે છે તે તારા પ્રેમ માટે અયોગ્ય નથી."

કર્ણેલિયાનું રૂપ લાંબો રોગ ભોગવવાથી નષ્ટ થયું હતું, તોપણ તેનું સૌન્દર્ય દ્રોઇંગ રૂમને અજવાળી ઉઠયું.

નવરોજી કર્ણેલિયાને જોઇ બોલ્યો:-"તમે બહુજ દુબળાં થઇ ગયાં છો."

કર્ણેલિયા મૃદુસ્વરે બોલી:-"આશા હતી, તેથી જીવતી રહી છું; પરંતુ તમે આવાં દુઃખમાં આવી પડશો, તે મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું."

નવરોજી સહેજ હસીને કહેવા લાગ્યો:-"આ વિપત્તિને હું વિપત્તિ માનતોજ નથી. વર્ષાઋતુનાં વાદળાં જ્યારે જતાં રહે છે, ત્યારે શરદઋતુના પૂર્ણચંદ્રની શુભ્ર ચંદ્રિકામાં પ્રકૃતિની શોભા સેંકડો ગણી વધે છે. પરમેશ્વર દુઃખનાં નિર્દય ચક્રમાં પીડી આપણને સજ્જનતાનાં કનકમંદિરમાં લઇ જાય છે, તે પહેલાં કોણ જાણતું હતું? તેની દયાથીજ આપણી આશા પૂર્ણ થઇ."

આહારાદિ થઇ રહ્યા બાદ રાતના નવ વાગે બહાદુરશાહ નવરોજી સાથે પોતાને ઘેર આવી પહોંચ્યો. ત્યાં પહોંચ્યા પછી પાંચ મિનિટમાં બહેરામજી એન્જરા તેને મળવા આવ્યા; બહાદુરશાહે કંઇ પણ બોલ્યા વગર પુત્રને પિતાની ઓળખાણ આપી; પરંતુ નવરોજીએ બહુજ મળી જઇ પિતા સાથે વાતચીત કરી નહિ; તેત્રીસ વર્ષનું અંતર એક ક્ષણમાં દૂર થયું નહિ.

બહેરામજી બોલ્યો:-"પુત્ર, હું તારો પિતા છું. મેં શામાટે તારો ત્યાગ કર્યો હતો, અને શામાટે ફરી તને મેળવવા માટે મારૂં સર્વસ્વ આપવા તૈયાર થયો હતો, તે વાતો તને પ્રીતિકર થશે નહિ; તે જાણવા માટે તું ઉત્સુક થતો નહિ. મેં મારા પાપનું પ્રાયશ્ચિત કર્યું છે; મારી ઉમર બહુ થઇ નથી, મેં હજુસુધી પ્રૌઢત્વ અતિક્રમણ કર્યું નથી, તોપણ જો, મારૂં શરીર વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઇ ગયું છે, મારા માથાપર એક પણ કાળો વાળ રહ્યો નથી! રાતદહાડો તીવ્ર પશ્ચાત્તાપથી સીઝાયા સિવાય શું પાપનું પ્રાયશ્ચિત થાય કે?"

નવરોજી બોલ્યો:-"અત્યારે એ અપ્રીતકર પ્રસંગ ન ઉપાડવો એજ સારૂં છે; આપનાં જીવનની કોઇપિણ છુપી વાત જાણવાને હું ઉત્સુક નથી, તે મારૂં કર્તવ્યજ નથી; હું આપનો પુત્ર છું, જો આપને એ વિષયમાં સંદેહ ન રહ્યો હોય, તો પછી આપ મને પુત્ર તરીકે સ્વીકારી શકશો. પરંતુ આપના જેવા આબરૂદાર માણસના પુત્ર

તરીકે ઓળખાયા પછી મને લાગે છે કે બધી બાબતમાં હું સ્વતંત્રતા દાખવી શકીશ નહિ; તે માટે પ્રથમથીજ એક બે બાબતની ચોખવટ કરવા માગું છું."

એજરા સાહેબે પૂછ્યું:–" શી બાબતની ચોખવટ કરવાની છે?"

નવરોજી બોલ્યો:–"હું જન્મથીજ દરિદ્ર છું;હું જાણતો નહે તો કે હુંઆપના જેવા ધનકુબેરનો પુત્ર છું. આ જિંદગીમાં મેં કદી પણ આપની મદદ લીધી નથી; દરિદ્ર મજુરની પેઠે મેં કઠોર પરિશ્રમ કરી તે વડે ગુજરાન ચલાવ્યું છે. હું ચિત્રકળા શીખ્યો છું, આપના પુત્ર રૂપે ઓળખાયા છતાં હું એ વિદ્યા તજી શકીશ નહિ."

એજરા સાહેબ બોલ્યા:–" એ અતિ ચમત્કારિક વિદ્યા છે; જો તું તે શિખવાનો પ્રયત્ન કરે, તો તેમાં મારે શી અડચણ? પરંતુ પૈસાને માટે હવેથી તારે કોઇને ત્યાં મજુરી કરવા જવું પડશે નહિ."

નવરોજી બોલ્યો:–"મારે બીજી પણ એક વાત કહેવાની છે, હું એક બાલિકાને ચાહું છું, તેની સાથે વિવાહ કરવાનું મેં નક્કી કર્યું છે,—એ બાબતમાં—"

એજરા સાહેબ નવરોજીની વાત પૂરી થતા પહેલાં બોલ્યા, " મને ખાત્રી છે કે તું એવી કોઇ બાલિકા સાથે વિવાહ કરવાને તૈયાર થયો નહિ હોય કે જેને હું પુત્રવધુ તરીકે સ્વીકારી ન શકું; અગર તે મારા પુત્રની વહુ થવાને અયોગ્ય હોય."

નવરોજી બોલ્યો:–" પરંતુ હું આપના વંશનો છું, તે પહેલાં હું જાણતો નહોતો; માટે હું જેન ચાહું છું, તે આપના પુત્રની વહુ થવાને યોગ્ય છે કે નહિ, એ વાત મે પહેલાં વિચારી નહોતી તો પણ મને ખાત્રી છે કે મારા વિચારમાં આપને અડચણ જેવું કશું નથી. હું પ્રસિદ્ધ ધનપતિ ખુરશેદજી મેતાની કન્યાને ચાહું છું; તે પણ મારા તરફ પ્રેમ રાખે છે."

બહેરામજી એજરાના માથા પર વજ્રાઘાત થયો! તે ગુસ્સાથી ગર્જના કરી બોલ્યો:–" અમિનાની કન્યા? ના, તેમ કદી થશે નહિ; હું કોઇ પણ રીતે એ વિવાહમાં સંમતિ આપીશ નહિ. તને મેળવી પાછો તજવો પડે, તોપણ મને કંઇ અડચણ નથી; જો તારૂં મૃત્યુ થાય, તો તે પણ મારે સારૂં છે;—પરંતુ મારા પુત્ર સાથે અમિનાની કન્યાનો વિવાહ એ અસંભવિત છે."

નવરોજી ઉશ્કેરાઈ જઇ, ઉભો થઇ જઈ બોલ્યો:–' જો મારે

હંમેશાને માટે ગરીબાઇમાં રહી સંસાર–સંગ્રામ કરવો પડે, જે રીતે આટલાં વર્ષ ગાળ્યાં, તેવી રીતે મારાં જીવનનો બાકીનો કાળ પણ ગાળવો પડે, તો પણ મને કંઇ અડચણ નથી; આપની વિપુલ સંપત્તિનો મને લોભ નથી. આપ મને રજા આપો; હું મારો વિચાર છોડી શકતો નથી."

હાય અરદેશર, પ્રેમને લીધે તું શું આવી રીતે સ્વાર્થત્યાગ કરી શકત ?

એજરા સાહેબ જાણી ગયા છે, મારોજ દંભ, મારીજ આત્મમર્યાદા, મારોજ દૃઢ સંકલ્પ, મારા પુત્રમાં પણ વિદ્યમાન છે. જુવાનીમાં તેણે અમિના સાથે વિવાહ કરવાને પોતાના પિતા સાથે જે વર્તન ચલાવ્યું હતું, તે તેને યાદ આવ્યું. પરંતુ પુત્રના વ્યવહારથી તેનાં પિતા તરીકેનાં અભિમાનને આઘાત લાગ્યો હતો; તેણે કહ્યું, "હું તારો પિતા છું, તું મારી આજ્ઞા નહિ પાળે ? જુવાનીમાં હું પણ મારા પિતાનો વિવાહ સંબંધીનો અપ્રિય આદેશ પાળી શક્યો નહોતો."

નવરોજી બોલ્યો –"તેમ હોઇ શકે. પરંતુ પુત્ર ઉપર પિતા તરીકેનો હક કેવળ મુખની વાતોથીજ મેળવાતો નથી; પિતા પુત્રને ઉછેરવાનો ભાર લે છે, પુત્રને માટે પિતાને ઘણો સ્વાર્થત્યાગ કરવો પડે છે. આપે મારે માટે શું કર્યું છે ? મરજી હોય તો આપ મારી વાત ભૂલી જઇ શકશો, મારી સાથે આપને સંબંધ છે, તે વાત પણ નાકબૂલ કરી શકશો."

બહેરામજી થોડીવાર નિસ્તબ્ધ રહી બોલ્યો:–"પરંતુ હું કદાચ આ વાતમાં સંમતિ આપું, પણ મેતાસાહેબ અને તેનાં પત્ની તો આ વાતમાં કદી સંમતિ આપશે નહિ; અમિનાને હું જેટલી ધિક્કારૂં છું, તે પણ મને તેટલોજ ધિક્કારે છે."

બહાદુરશાહ પિતા પુત્રનો વાદવિવાદ સાંભળતો હતો, અત્યાર સુધી તેણે કંઇ કહ્યું નહોતું; આ વખતે તેણે કહ્યું:–"સાહેબ, એ માટે આપ ચિંતા ન કરતા; આ વિવાહમાં મેતા સાહેબ અને તેની સ્ત્રી મત આપશે, મારાં વચનમાં આપ વિશ્વાસ રાખશો."

બહેરામજી બોલ્યો:–"નવરોજી મારો પુત્ર છે, તે જાણતાં છતાં અમિના તેની સાથે પોતાની પુત્રી પરણાવશે ?"

બહાદુરશાહ બોલ્યો:–"નક્કી; એ બાબતમાં મને લગારે શંકા નથી."

બહેરામજી નવરોજીનો હાથ પકડી બોલ્યો:-"ત્યારે તેમ થાઓ; હું તારા વિચારને મળતો થાઉં છું. પુત્ર ચાલ, આપણે ઘેર ચાલ; તારી મા બહુજ આતુર થઇ રહી છે, તને તેની સાથે ઓળખાણ કરાવી આપું."

બહેરામજી નવરોજીને સાથે લઇ ઘેર ગયો.

બીજે દિવસે અમિનાએ સાંભળ્યું કે નવરોજી તો બહેરામજી એજરાનો પુત્ર છે, ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ; અને નવરોજી સાથે કર્ણેલિયા પરણાવવાની તેણે ચોકખી ના પાડી. પરંતુ તેણે બહાદુરશાહ પાસેની સાંભળ્યું કે તમારી પેટીમાંથી ગુમ થયેલા કાગળો મારે હાથ અવ્યા છે, અને તમે જો વિવાહ કરવાની ના પાડશો તો તે બધા હું મારી મરજી પ્રમાણે વાપરીશ, ત્યારે અમિનાથી ના પાડી શકાઈ નહિ. તેણે મહા પ્રયત્ને પોતાનો ગુસ્સો દબાવી કર્ણેલિયાને નવરોજી સાથે પરણવાની આજ્ઞા આપી.

આ બનાવ બન્યા પછી બે અઠવાડીઆબાદ મેતા સાહેબનાં સુવિસ્તૃત બંગલામાં કર્ણેલિયા સાથે નવરોજીનો વિવાહ ભારે ધામ ધૂમ સાથે થઇ ગયો.



---

# "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" નાં પુસ્તકો.

( સને ૧૯૧૬ થી ૧૯૨૧ સુધીનાં )

૨-૦-૦ હાસ્યમંદિર. ( રા. બ. રમણભાઇ તથા સૌ. વિદ્યાગૌરી કૃત)
૧-૮-૦ સત્યભામા અથવા પત્નીની પસંદગી (આઠ ચિત્રો સાથે નાટક)
૦-૧૨-૦ ગોપાળ કૃષ્ણ ગોખલે. ( નવી આવૃત્તિ છપાવાની છે )
૦-૧૦-૦ સોક્રેટીસ અને તેના છેલ્લા બે સંવાદ.
૨-૦-૦ જર્મનની ઉન્નતિ શાથી થઇ? ( સામાન્ય માહીતી. )
૧-૧૨-૦ મુક્તિમાળા, ખંડ ૧ લો. (વેદાન્તનો સંવાદરૂપે સરળ ગ્રન્થ)

---

# ઉત્તમ પંકિતની નવલકથાઓ

## ચોખેરવાલી એટલે આંખની કણી !

**ડૉ. રવિન્દ્રનાથ ટાગોરકૃત સામાજીક ઉત્તમ નવલકથા.**

**બે ખંડમાં સંપૂર્ણ. બેઉ ખંડની કિ. રૂ. અઢી.**

આ નવલકથા આપણા ઘરસંસારમાં બનતા અકલ્પિત રીતે બનાવોનું સાચું ને સુંદર ચિત્ર બનાવનારી છે. યુવાન વિધવા-પ્રગલ્ભા વિનોદિની અને સરલ ભોળી નવયુવતિ આશા, તેમજ ચંચલવૃત્તિનો, ઉતાવળીઓ ને સ્વચ્છંદી ગર્ભશ્રીમંત મહેન્દ્ર તથા તેનાથી ઉલટાજ સ્વભાવનો પણ તેનો સાચો બાળમિત્ર બિહારી આ મુખ્ય ચાર પાત્રો અને સમય પરત્વે તેમના સ્વભાવ પરિવર્તન ઉપરથી કુદરતી જનસમાજનું બહુ ઉત્તમ પ્રતિનું શિક્ષણ વાંચનારને મળે છે.

## અનંગભસ્મ, નીલનેની અને ઉષાનન્દિની.

પ્રો. બેઇનની વાર્તાઓનાં આ ત્રણે ભાષાન્તર છે. 'અનંગભસ્મ' તથા "નીલનેની" રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. એ કરી છે; અને "ઉષાનંદિની" સ્વ. ઉર્મિલાએ લખી છે. આ ભાષાન્તરો એવાં સુમધુર છે કે તે વાંચતાં તન્મય થઈ જવાય છે. છપાઈ બંધાઈ પણ તેવીજ સુન્દર છે. દરેકની કિંમત આઠ આના.

**ઇન્દુકલા** પ્રો. બેઇનના વાર્તાનું ભાષાન્તર કર્તા સ્વ. નલીનકાન્ત નરસિંહરાવ દિવેટીઆ. કિં. દસ આના.

**નૂરજહાંન** સેંટ નિહાલસિંગની એક વાર્તાનું ભાષાન્તર કર્તા સ્વ. નલીનકાન્ત ન. દિવેટીઆ. કિં. બાર આના.

**અમરસિંહ-** રાણા પ્રતાપસિંહના પૌત્ર અમરસિંહના સમયની ઐતિહાસિક નવલકથા. કિં. રૂ. ૧॥

**શાન્તિદા** સ્વ. બ્હેન સુમતિ લલુભાઇ કૃત સામાજીક ખાસ કરીને સ્ત્રીઓને વાંચવા યોગ્ય નવલકથા. કિં. બાર આના.

**સ્નેહગીતા** લેખક કલ્યાણરાય ન. જોશી બી. એ. તદ્દન નવીન પદ્ધતિથી લખાયેલું આ ઉત્તમ ને રસીલું અર્ધ વાર્તા જેવું પુસ્તક સ્ત્રીઓ તથા પુરૂષો સર્વેને વાંચો વિચારવા તેમજ સમજવાની ખાસ જરૂર છે. કિં. રૂ. સવા.

**ડૂબતું વહાણ**—કિંવા પવિત્રતાની પ્રસાદી. ડૉ. રવીન્દ્રનાથ ટાગોર કૃત લગભગ ૫૦૦ પૃષ્ઠની નવલકથા. સોનેરી પૂંઠું. કિંમત રૂ. ૨.

# કથામંજરી-ભાગ બીજો.

( મોટાં પૃષ્ટ ૩૦૦ સોનેરી સુંદર બંધાઇ-કિંમત રૂ. ત્રણ )

આ ભાગમાં વિદ્વાન લેખકોની નીચેની ચૌદ વાતો-કથાઓ છે-

૧ **નિર્મળા.** ( લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહ-કથા ), ૨ **ગુલછરાના બાગમાં ગુલાબ.** ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોજીઆ; પારસી સંસારી સ્નેહકથા. ), ૩ **મૃગનાયક** ( જીવનલાલ અમરશી મહેતા, આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરૂણ કથા. ) ૪ **સુખી રાજકુમાર.** ( રા. રા. સવાઇ-લાલ ચુનીલાલ યાજ્ઞિક, ઉપલીજ કથાના સિદ્ધાંતવાળી કથા. ), ૫ **એક સ્વપ્ન.** ( રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ. એ. એલએલ. બી. ), ૬ **મદનનો મનોરથ.** ( રા. રા. મોહન-લાલ પાવતીશંકર દવે, એમ. એ. એલ. એલ. બી. ચાલુ જમાના-ના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનું એક સુંદર દૃશ્ય. ) ૭ **નિભંય-તાની મૂર્તિ.** ( લે. શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી. ), ૮ **માછીની છોકરી.** (રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. ), ૯ **ચતુર્મુખ-ચાર મુખનું કૌતુક.** ( લે. રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્દભુત વાર્તા ), ૧૦ **બુદ્ધા-દ્ધારબંધ.** ( લે. રા. બ. રમણભાઈ મહિપતરામ નીલકંઠ, બી. એ. એલએલ. બી. બુદ્ધિચાતુર્યની અદ્દભુત વાર્તા ). ૧૧ **વિચિત્ર વિલ.** ( લે. રા. રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા ). ૧૨ **હીરા માણેકની મોટી ખાણ.** ( રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. ), ૧૩ **દુ:ખમાંથી સુખ.** ( સ્વ. રાજકવિ કલાપી. ), ૧૪ **માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ.** ( એક સત્ય ઘટના ).

---

## હાસ્યમંદિર.

લખનાર—**રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ**

તથા **સૌ. વિદ્યાગૌરી રમણભાઇ;** બી. એ.

તદ્દન નવીજ જાતના આ પુસ્તકની શરૂઆતમાં 'હાસ્યરસ' વિશેનો લગભગ ૧૨૫ પૃષ્ઠનો એક નિબંધ તથા બીજા ૩૪ હાસ્ય-રસિક લેખો છે. તેમાં ભોમીયાને દીધેલી ભૂલથાપ; નવાબ સાહેબની મુલાકાત; પાટીઆં વાંચનારા; વગર ગુનાહની સજાઓ; અવેજી કાર-ભારી; માનપત્ર વિશે પદાર્થપાઠ; નવી ઇસપનીતિ, થોભીઆ, વગેરે લેખો તથા બે ખાસ તૈયાર કરાવેલાં ચિત્રો પેટ પકડીને હસાવે તેવાં છે. પૃષ્ઠ ડેમા આઠપેજી મોટાં ૨૫૦ ઉપરાંત. કિંમત રૂ. ૨-૦-૦

# રાજસ્થાનની વીર રમણી—ચંદા.

**ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિં. રૂ. ૧–૧૨–૦**

આમાં ચારસો વર્ષ ઉપર થઈ ગયેલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ-સ્વાર્થને વશ થઈને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો. ને તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનું જાતેજ ખુન કરી પોતે સતી થઈ હતી. ઇતિહાસમાં આવા બનાવ ક્વચિતજ મળી આવે છે ને તેથી આ નવલકથા અદ્ભુત ને અત્યંત રસિક થઈ છે.

# સુશિક્ષિત સ્ત્રી

**( બાળકોની ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ. )**

ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળ-વણીના તથા સુગૃહિણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે. પાકું પુંઠું. **કિંમત રૂ. એક.**

# વિપિન.

**સામાજીક નવલકથા. બીજી આવૃત્તિ કિં. રૂ. બે.**

લેખક રા. રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ; બી. એ.

વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉહાપોહ કર્યો છે. તીલસ્માતી કે પ્રેમના ખોટાં ટાયલાંનો આમાં અંશ પણ નથી; પરંતુ સ્ત્રી—પુરૂષ કે બાળક સર્વે સરખાજ રસથી વાંચે ને દરેક કાંઇને કાંઈ સારો પાઠ શીખે તેવી છે.

# માયાનો બજાર.

**ચાલુ જમાનાની સામાજીક નવલકથા—બે ભાગમાં પુરી**

કિંમત—૧ લા ભાગની રૂ. ૨; બીજા ભાગની રૂ. ૨—૪—૦

સર વોલ્ટર સ્કોટના જેવા મરાઠીમાં પ્રસિદ્ધ વાર્તા લેખક હરિ નારાયણ આપટેની એક નવલકથાનું આ ભાષાન્તર રા. રા. મુકુન્દ રાય નિત્યારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાનાં એકંદર ૬૬ પ્રકરણો છે.તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદૃશ્ય ને મનો-હર દૃશ્ય છે.સ્ત્રીઓને પણ વિના સંકોચે વાંચવા આપવા લાયક છે.

# પ્રતાપસિંહ.

ઉદેપુરના વીર શ્રેષ્ઠ મહારાણાની ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા આ એકજ છે. લેખક ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. કિંમત રૂ. ૨૦૮. આમાં રાણા પ્રતાપના જીવનના ઘણા પ્રસંગોનો ઉલ્લેખ છે. સાચી સ્વદેશભક્તિ, સાચી વીરતા અને માતૃભૂમિ પ્રત્યેનો સાચો પ્રેમ આ વાર્તામાં સ્થળે સ્થળે દેખાઇ આવે છે. દેશભક્તિની અને માતૃભૂમિ પ્રત્યેના પ્રેમની માત્ર વાતો કરવાથી કાંઈ વળતું નથી; પરંતુ આત્મભોગ આપવાથી અને કાર્ય કરવાથીજ ખરૂં સાર્થક થાય છે ને સાધ્ય વસ્તુ મેળવાય છે, તે આ નવલકથામાં ઓતપ્રોત ભરેલું છે.

# લીલા યાને જ્ઞાતિતંત્ર.

**પ્રગતિવિરોધક જ્ઞાતિતંત્રનું આબેહુબ ચિત્ર દર્શાવનારી રસપૂર્ણ સ્વતંત્ર નવલકથા. કીં. રૂ. ૨–૦–૦**

**( લેખકઃ—શ્રીયુત્ અંબાશંકર તુળશીરામ દવે, B. A. )**

સાહિત્ય વિલાસી વિદ્વાન્ ગ્રેજ્યુએટની કસાયલી કલમથી લખાયલી આ તદ્દન સ્વતંત્ર નવલકથાની મધુર અને સરળ ભાષાશૈલિ તેમ જ કલ્પના વાંચકને અજાયબીમાં અને રસમાં ગરકાવ કરી દે તેવી છે. નાયિકા લીલાના વિશુદ્ધ ચારિત્ર પરથી વાંચનારને સ્નેહની અમૃતતાનું સંપૂર્ણ ભાન થાય છે. પાપાત્મા જેઠના અત્યાચારમાં ત્રસ્ત થએલી નિર્મળહૃદયા નિર્મળહૃદયની તે દુરાત્માને સદુપદેશ,અને નૈષ્ટિક બ્રહ્મચર્ય પાળવાનો તેનો દૃઢ નિશ્ચય ગમે તે કોટિના વાચકને ઇન્દ્રિયદમનનો ઉત્તમ પાઠ શિખવે છે. જ્ઞાતિઓની કેટલીક નિંદ્ય અને પ્રગતિવિરોધક જડમૂળ ઘાલી બેઠેલી રૂઢિઓ રૂપી શસ્ત્રની સહાયથી ગમે તેવા કેળવાએલા યુવકને પણ જ્ઞાતિના કહેવાતા અગ્રેસરો કેટલો બધો ત્રાસ આપી શકે છે, તેનું હૃદયભેદક વર્ણન અને તેમાંથી કુશળતા પૂર્વક પોતાનો બચાવ કરી લેવાની નાયકની નિડરતા ને કાયદક્ષતાનું દિગ્દર્શન બિલકુલ રસક્ષતિ થવા દીધા વિના આલેખવામાં આવ્યું છે. સામાજિક ઉદય સાધવા માટે જ્ઞાતિને જમાનાને અનુસરતી બનાવવાનો ઉત્તમ અને સરળ માર્ગ દર્શાવનારી આ નવલકથા જરૂર વાંચો. પૃષ્ટ લગભગ ૩૦૦ પાકું સોનેરી પુંઠું.

**પંચરત્ન વા પ્રેમમય જગત્**—આ બોધક કથાના પુસ્તકમાં (૧) નિઃસ્વાર્થ પ્રેમ, (૨) સૌદામિની (૩) પત્ની–વ્રત, (૪) સ્વર્ગીય પ્રેમ અને (૫) ચંપાકુમારી એ પાંચ નાની વાતો છે. ગ્લેજ કાગળ ને કાચું પુંઠું. કિંમત બાર આના.

# સંસારી કે સંન્યાસી?

[ બંકીમ ચંદ્રની "સંન્યાસીનિ" નામે નવલકથાને આધારે લખાયેલી નવલકથા. સોનેરી નામનું પુંઠું. કિંમત રૂ. ૧-૮-૦ ]

અધમતાના અબ્ધિમાં ડૂબતો મનુષ્ય પણ સદ્‌ગુરૂરૂપી નૌકાની સહાયથી નીતિ સમુદ્રના કિનારે ઉતરીને ચારિત્ર્યસંપન્ન થઈ શકે છે; એટલુંજ નહિ, પરંતુ તે યોગમાર્ગનો અભ્યાસી થઇને બ્રહ્મનિષ્ઠ પણ બની શકે છે, એ વિષયની પ્રતીતિ માટે આ નવલકથા અવશ્ય વાંચો. સંપત્તિ અને ઐશ્વર્યમાં ઉછરવાથી પૂર્વાશ્રમમાં દુરાચારી ગણાતા પરંતુ ઉત્તરાશ્રમમાં સદાચારી અને સંસાર વિરક્ત થએલા હરિપ્રસાદ–નાયકનો ગુરૂઆજ્ઞાભાન્ય કરીને પુનઃસંસાર–પ્રવેશ, મોહિની જેવી સૌંદર્યમયી યુવાન શિષ્યારૂપી પ્રલોભનના સંસર્ગમાં આત્મબળની કસોટી, મોહીનીનો પોતાને સંન્યાસિની બનાવવા માટે સંન્યાસીને આગ્રહ, સંન્યાસીની આનાકાની, સંતપ્ત સંન્યાસિનું હિમાલયની તળેટીમાં નિવાસ કરતા સ્વગુરૂ ચરણે જવું, યોગામમાંસા, પતિવ્રતા શારદા–નાયિકાનું સંન્યાસિની વ્રત, સેવિકાધર્મથી સંતુષ્ટ થએલા ગુરૂનો શિષ્યપત્નીને સદુપદેશ, ઇત્યાદિ મનોવેધક, ચિત્તરંજક અને હૃદયસ્પર્શી પ્રસંગોનું આબેહુબ વર્ણન વાંચીને તમે એવા તો દિંગ થઈ જશો કે આ નવલકથા વાંચવી શરૂ કર્યા પછી હાથમાંથી નીચે મૂકવાનું મન પણ થશે નહિ. આ સિવાય વીર સેનાપતિ રણધીરની વીરતા અને વફાદારી તેમજ સ્વદેશ પ્રેમનું ચિત્ર પણ એવું સચોટ રીતે આલેખવામાં આવ્યું છે, કે દરેક સ્વદેશપ્રેમીના હૃદયમાં તે વાંચ્યા પછી માતૃભૂમિ પ્રત્યે પ્રેમભાવના જાગ્રત થયા વગર રહે નહિ. ઉંચા ગ્લેઝ કાગળ અને પાકું સોનેરી નામનું સુંદર પુંઠું છે.

---

# ધર્મપાળ યાને કલ્યાણીનો આત્મોત્સર્ગ.

( બુદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા) ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન ભારતવર્ષની જાહોજલાલીનું દિગ્‌દર્શન કરાવનાર ઐતહાસિક નવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય એટલીજ છે. અંગ્રેજી સાહિત્યમાં મિસર અને બાબીલોનના પ્રાચીન ઇતિહાસના આધારે ઘણી નવલકથાઓ રચવામાં આવી છે, અને જેથી સભ્ય–જગત્‌માં એ બન્ને પ્રાચીન દેશોની સારી પેઠે ખ્યાતિ પ્રસરા ગઇ છે. પ્રસ્તુત નવલકથા પણ તેવાજ હેતુથી ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસના આધારે તથા બૌદ્ધ સમયને અનુસરી લખવામાં આવેલી હોવાથી તેની વસ્તુ સંકલના અત્યંત રસમય હોવા ઉપરાંત તદ્દન નિર્દોષ છે. કિંમત રૂ. ૨-૮-૦

# ગુલામી વહેપાર

## દાસત્વ પ્રથા-દુઃખદર્શન ( બે ભાગમાં. )

આફ્રિકામાંથી કાફરી-સીદી લોકોને લાલચ આપી અથવા બળાત્કારે અમેરિકા લઇ આવી, તેઓને બકરાં અને મેંઢાંની માફક વેચી દેવામાં આવતાં હતાં. ત્યાં ગુલામો ઉપર કેવા કેવા અત્યાચાર કરવામાં આવતા હતા, તે સાંભળતાં પણ પત્થર જેવું હૃદય પિગળી જાય. ગુલામોના માલિકો પોતાનાં ગુલામોના પ્રાણ લેતા તો પણ કાયદાની રૂએ તેઓને શિક્ષા કરવામાં આવતી નહોતી. ગુલામો ઉપર ગુજરતા આવા ભયંકર અત્યાચાર જોઇને મિસીસ એચ બી. સ્ટો નામની એક અમેરિકન વિદુષીએ લોકો ગુલામગીરીનું ખરૂં સ્વરૂપ જાણી શકે તે માટે 'અન્કલ ટૉમ્સ કેબીન' ( Uncil Ton's Cabin ) નામનો એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ નૉવેલ રૂપે લખ્યો. એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી થોડા વખતમાંજ ઉત્તર તથા દક્ષિણ પ્રદેશનાં રહેવાસીઓ વચ્ચે ગુલામોને સ્વતંત્રતા આપવા માટે એક ભયંકર યુદ્ધ ( Civil-war ) શરૂ થયું અને તે લગભગ ચાર પાંચ વર્ષ ચાલ્યું. અન્તે ઈ. સ. ૧૮૬૫માં ત્યાં ગુલામગીરીનો અંત આવ્યો.

આ પુસ્તકમાં વર્ણવેલી સર્વ બાબતો સાચી છે. કેટલીક તો એ વિદુષી બાઇએ પોતાની આંખોથી જોયેલી છે. એ પુસ્તક પ્રકટ થયા પછી પ્રથમ આવૃત્તિમાં કેવળ અમેરિકામાંજ તેની ૩૧૩૦૦૦ નકલો વેચાઇ ગઇ હતી, અને ત્યારપછી દશ વર્ષમાં તેની ઓછામાં ઓછી ૧૪૦૦ આવૃત્તિઓ નિકળી ચૂકી છે. આવી **જગપ્રસિદ્ધ, લોકપ્રિય તથા ઐતિહાસિક સત્ય બનાવોથી ભરપૂર નવલકથા અવશ્ય વાંચવા લાયક છે. બન્ને ભાગની કિ. રૂ. ૩-૦-૦**

## શારદાનું સ્વાર્પણ અને સેવાધર્મ સમીક્ષા.

ચાલુ સમયની સામાજીક અને બોધક નવલકથા. લોકસેવાના માર્ગનું આમાં સચોટ વર્ણન છે. રા. પ્રેમચંદ કૃત હિંદી "**सेवासदन**" ઉપરથી લેખક રા. દલપતરામ **ભાઇશંકર. કિંમત રૂ. સવા બે.**

**લખોઃ— જીવનલાલ અમરશી મહેતા,**

**ઘીકાંટા રોડ—અમદાવાદ.**